મૃણાલ થોડી વાર મૂંગી રહી. 'રેવાપાલ, ગુરુદેવ ચોરા ઉપર છે?'

'હા.'

'જા, જરા બોલાવી લાવ.'

'જેવી આજ્ઞા' કહી રેવાપાલ ગયો. કાક આ નાનકડી કુંવરીનો રોફ ને શાંતિ જોઈ જરા ચકિત થયો. મીનળદેવીમાં પણ તેણે આવી નિશ્ચયાત્મક બુદ્ધિ કે એકાગ્રતા જોયાં નહોતાં. જેવો રેવાપાલ ગયો એટલે તે કાક તરફ ફરી; તેના હોઠ વધારે સખ્તાઈથી બિડાયા.

'તું મારી પાસે શું કરાવવા માગે છે, ખબર છે?'

'હા.'

'નથી.' અનુભવી યોદ્ધો ખાતરીથી તરવારનો ઘા કરે તેમ યુવતીએ કહ્યું. 'કાલે સવારે મારા દાદાનો મુગટ પહેરી, હાથમાં તરવાર લઈ મારા સૈન્ય સાથે હું કેસરીઆં કરવા તમારા પર તૂટી પડવાની છું. મારું માથું જશે પણ હું અમર થઈ જઈશ. મારા શૌર્યથી પૃથ્વી ગાજશે, ને ભવિષ્યમાં લોકો મને અંબિકા તરીકે પૂજશે.' તેનો સ્વર કાંપતો નહોતો. તેની આંખોમાં અસાધારણ તેજ નહોતું. હતી માત્ર તેની તે જ અસ્વાભાવિક નિશ્ચયાત્મકતા ને બેદરકારીભરી શાંતિ. કાકની અજાયબીનો પાર રહ્યો નહિ.

'તું મને એ લહાવો ખોવડાવવા માગે છે?'

'હા.'

'શા માટે?'

'ગુજરાતનાં રાજ્યમાતા થાઓ તે માટે.'

'તારા રાજાને કેટલી સ્ત્રીઓ છે?'

'ત્રણ.'

'ને હું ચોથી? એમાં પટરાણી ક્યા?'

'મીનળબાએ વચન આપ્યું છે કે તમે પટરાણી થશો.'

'કાક, મારે સ્વયંવર કરી પરણવું છે.'

'જયસિંહદેવ સોલંકીથી વધારે લાયક કયો વર મળશે?' કાકે પૂછ્યું.

'જે ગૂજરાત જીતીને આવે તે.'

'તે પણ કોનાથી થાય?'

'કહું?' તેણે નીચા વળી હોઠ પીસી ધીમે પણ સ્વસ્થ અવાજે પૂછ્યું. કાકને કમકમાં આવ્યાં. આ છોકરી ઘરડી રાસીની ઉસ્તાદીથી બોલતી હતી.

'એક માણસની મેં ઘણી ખ્યાતિ સાંભળી છે. તેણે મુંજાલને મહાત કર્યો; ખેંગારને તોબા પોકરાવી; એકલે હાથે નવઘણને પકડ્યો; ઉદાની સ્ત્રી લઈ આવ્યો; આજ તે ત્રિભુવનને હથેલીમાં નચવે છે. જેને આટલાં વર્ષ થયાં હું જોવા તલસી રહી હતી. બોલ, તેનાથી એ થશે?'

કાક ધ્રૂજ્યો. કેવો ભયંકર પ્રશ્ન? શું આ સ્ત્રીમાં ઝનૂન? એક પળ તેનું પણ સ્વાસ્થ્ય જતું રહ્યું.

'બોલ, આ બધાં પરાક્રમો ખરાં છે કે ખોટાં?'

'પણ હું—હું—'

'હા, તું ગૂજરાત લઈ શકે.'

'શું કહો છો? ગાંડાં થયાં?'

'ના. અત્યારે કબૂલ કર. તારી પાસે કેટલું લાટસૈન્ય છે? પાંચ હજાર—છ હજાર?'

'હા.'

'ત્રિભુવનપાલ અડધી ઘડીમાં પૂરો થશે. કાલે સવારે તારું સૈન્ય ભૃગુકચ્છ પાછું લેશે. પરમ દિવસે મહીથી તાપી સુધી લાટ તૈયાર થઈ જશે. પણ પદ્મનાભ મહારાજનું સિંહાસન ખાલી છે. આપણે બંને તેના પર બેસીશું. પછી ગૂજરાતનો શો હિસાબ છે?' તેણે શાંતિથી પૂછ્યું. તેને મન તો એ માત્ર સોદાનો સવાલ લાગતો હતો.

જાણે પગ આગળ નાગ દીઠો હોય તેમ કાક ચમક્યો. આ ઊંડો વિચાર, આ ભાવહીણી યોજના, કેવી દૃઢતા ને શી હિંમત; અને તે આ બાલિકામાં !

એક પળ કાકને શું કહેવું તે પણ સૂઝ્યું નહિ.

'બા,' કાકના અવાજમાં ક્ષોભ હતો. 'તમે મારી પાસે શું કરાવવા માગો છો ?'

'હા. પૃથ્વીનું સૌથી શ્રેષ્ઠ રાજ્યપદ છે, તે અપાવું છું.'

'ના. મિત્રદ્રોહ કરું—સ્વામીદ્રોહ કરું—પત્નીદ્રોહ કરું—વર્ણભ્રષ્ટ થાઉં ? મારાથી એ નહિ થાય.' ધીમેથી કાક બોલ્યો.

'તારાથી તો માત્ર દેશદ્રોહ જ થશે. મને નહોતી ખબર કે તું કાયર છે !' તિરસ્કારથી મૃણાલ બોલી. તેના અવાજમાં પહેલી વખત નિરાશાનો ભાવ આવ્યો.

'મારામાં તમે ધારો છો તેવી હિંમત નથી. પણ જયસિંહદેવ તમને પરણે તો હું તમને દુનિયાની મહારાણી બનાવીશ; પદ્મનાભ મહારાજની કુંવરીની આણ દશે દિશામાં વર્તાવીશ. પછી કંઈ છે ?'

'એ તો બધી વાતો. મને પાટણની મહારાણી થવામાં માલ દેખાતો નથી.'

'મને તમે હાલાં કેસરીઆં કરો તેમાં માલ દેખાતો નથી.'

'પણ તારું મન લલચાય એમ નથી ?' કુંવરીએ પૂછ્યું.

'મારો સંકલ્પ મેં કહ્યો. એથી વધારે મારાથી થાય એમ નથી.'

'ત્યારે એ સિવાય બીજો રસ્તો લેવામાં મને તારી પરવા નથી.' શાંતિથી મૃણાલે કહ્યું.

'ઠીક.' કાકે જવાબ વાળ્યો. 'લો, આ ગુરુદેવ આવ્યા.'

બીજી પળે ધ્રુવસેન અને રેવાપાલ આવ્યા. બધા ચિંતાતુર મોઢે

કુંવરી તરફ જોઈ રહ્યા. તેણે ત્રણે તરફ વારાફરતી જોયું, ને પછી શાંતિથી કહ્યું:

'ગુરુદેવ ! જયસિંહદેવને પરણવા હું ખુશી છું.'

રૈવાપાલ ચમક્યો. કાકને નિરાંત વળી.

'તમે શું કરશો ? '

'હું ? ' ધ્રુવસેને કહ્યું. 'હું કાલે સંન્યસ્ત લઈશ. રૈવાપાલને દુર્ગપાલ નીમવા પડશે.' ધ્રુવસેને કાકને કહ્યું.

'જી.' કાકે કહ્યું.

'રૈવાપાલ કદી પરદેશીઓનો દાસ થવાનો નથી.' રૈવાપાલે હોઠ પીસી કહ્યું.

'ત્યારે આપ આ શરતો કબૂલ કરો છો ?' કાકે છેલ્લો સવાલ કર્યો.

'હા' ધ્રુવસેને કહ્યું. મૃણાલ શાંતિથી ને રૈવાપાલ ગુસ્સામાં જોઈ રહ્યાં.

પરિણામે ધ્રુવસેને સંન્યસ્ત લીધું. કુંવરી જયસિંહદેવને પરણી લીલાદેવી થયાં; અને રૈવાપાલને સંસારમાં રસ રહ્યો નહિ.

આ વાતને ચાર વર્ષ વહી ગયાં.



# પ્રકરણ દસમું

## પરિચિત છતાં અજાણ્યું મુખ

ભૃગુકચ્છનો દુર્ગપાલ ઝપાટાબંધ દેવભદ્રસૂરિને અપાસરે જઈ પહોંચ્યો.

આજે કેટલાં વર્ષો થયાં દેવભદ્રસૂરિએ ભૃગુકચ્છમાં પોતાના ચાતુર્માસ ગાળ્યા હતા. અને નબળી તબિયતને લીધે બાકીની મોસમમાં પણ તે ઘણે દૂર વિહાર કરતા નહિ એટલે જરૂર પડે અહીંઆં આવી પહોંચતા.

એ સૂરિની ખ્યાતિ દશે દિશામાં પ્રસરી હતી. સંવત ૧૧૫૮ માં એમણે કથારત્નકોષ લખ્યો ત્યારથી તો એમની વિદ્વત્તાનો ડંકો એવો વાગતો હતો કે ચારે દિશાના જૈન સાધુ ને પંડિતો અકર્ષાઈને ભરૂચ આવતા અને એમનાં વચનામૃતનો સ્વાદ ચાખવાની હોંસ રાખતા.

દેવભદ્રની વિદ્વત્તા જેવી અપ્રતિમ હતી, તેવું જ તેનું હૃદય વિશાળ હતું. ભૂતદયાના તે ભક્ત હતા; જનસમાજનો ઉદ્ધાર એ જ એની પ્રવૃત્તિનું લક્ષ્ય હતું. જૈન કે જૈનેતર મતના ઝઘડામાં, કે રાજપુરુષોની રસાકસીમાં તેને રસ નહોતો. તેના અપાશ્રયમાં સાધુ ને બ્રાહ્મણ બંનેનાં સ્વાગત મળતાં; તેની શીખ સંસારી ને વિરાગી બંનેને કામ લાગતી, અને છતાં, તે રાજનીતિના ક્ષેત્રમાં, બીજા સાધુઓની માફક, માથું મારતા નહિ.

હાલ સૂરિનું શરીર અસ્વસ્થ હોવાથી તે ભૃગુકચ્છમાં હતાં; અને ત્રિભુવનપાલના ઔદાર્યથી બંધાએલા તેમના અપાસરામાં લોકોની-આવજા વિશેષ દેખાતી હતી.

કાક ત્યાં ગયો, અને જે ઓશરીમાં દેવભદ્ર પોતે હતા ત્યાં ગયો. તે દુર્ગપાલ અને બ્રાહ્મણ હતો છતાં એ ઘણી વખત અહીંઆં આવવાનું ચૂકતો નહોતો, એટલે લોકોને કંઈ અજાયબી લાગી નહિ.

એક ઓશરીમાં દેવભદ્રસૂરિ અસ્વસ્થ શરીરને હાથપર ટેકવી બેઠા હતા, અને એક બે ગામના શ્રાવક પણ હતા. થોડેક દૂર એક લહીઓ સૂરિના નરતના જ લખાએલા "પાર્શ્વનાથ ચરિત્ર"ની નકલ કરી રહ્યો હતો.

તેનું મુખ સુક્કું અને સાધારણ જોનારને નિસ્તેજ લાગે એવું હતું. તેની આંખોમાં મૃદુતા હતી, અને વાદવિવાદમાં પણ તેની નજર કરડી થતી નહિ. તે હસતા પણ થોડું ને મીઠું; અને બુદ્ધિપ્રભાવ કે વિજયનો ગર્વ તેમાં દેખાતો નહિ. તેનું શરીર નાનું ને નબળું હતું; અને ઘણી વખત બોલતાં તે થોભી જતા, ને મહામહેનતે શ્વાસ લેતા.

આ બધા બેઠા હતા તે ઓશરીનાં પગથિયાં કાક ચઢ્યો ત્યારે દેવભદ્રસૂરિ શીખવવાના લાંબા અભ્યાસી અધ્યાપકની માફક આંગળીઓ રાખી બોલતા હતા—

'અમારી[1] અને રાજ્યપદ એ બેનો પરસ્પર વિરોધ છે. રાજ્યાધિકારી કાં તો હિંસક હોય કે હિંસામાંથી બચવાનું સાધન હોય. પછી અહિંસાના ઉપાસકને અધિકારનો ઉપયોગ કેમ હોય?' સૂરિએ સામે બેઠેલા સાધુને પૂછ્યું, અને કાકને જોઈ તેના તરફ વળ્યા. 'આ અમારા દુર્ગપાલ! જો આપણે અહિંસા જ પ્રવર્તાવીએ તો એ કોનાથી આપણું રક્ષણ કરે?' પછી હસીને સૂરિએ વાત ફેરવી. 'ભટરાજ! આ સાધુને ઓળખો છો?'

કાકે સાધુ જોડે દેવભદ્ર તરફ નજર કરી. તેને તેનું મુખ પરિચિત લાગ્યું. તેણે ધ્યાનથી જોયું પણ આ સાધુ ઓળખાયો નહિ.

એ સાધુનું સ્વરૂપ દેવભદ્રના સ્વરૂપથી ઊલટું જ હતું. તે જુવાન

---

૧ અહિંસા

ને તેજસ્વી હતો; તેની આંખોમાં ચમત્કાર હતો; તેના હાસ્યમાં વૈવિધ્ય હતું. તેનું શરીર સુક્કુ હતું, છતાં નિર્વીર્ય નહોતું દેખાતું.

આ જુવાન સાધુને ક્યાં ને કેવા પ્રસંગોમાં જોયો હતો તેનું સ્મરણ કાકને થયું નહિ. તે મગજના પડમાં એ પ્રસંગો યાદ લાવવાની મહેનત કરતો ગયો; અને બધાને નમસ્કાર કરી બેઠો.

'આ મહારાજ કોણ ?' કાકે પૂછ્યું.

'એ મહારાજ નથી, સૂરિ છે.' દેવભદ્રે જરાક હસીને જવાબ દીધો.

'આ હેમચંદ્રસૂરિજી વિહાર કરતા આજે જ અહીંઆં આવ્યા છે.' દેવભદ્રસૂરિએ કહ્યું. 'જેટલા વર્ષે નાના છે, તેટલા જ એ જ્ઞાન ને તપમાં વૃદ્ધ છે.''

'મારાં પણ અહોભાગ્ય કે એક મહાત્માના દર્શને આવ્યો ને એ મળ્યા. મહારાજ ! હું વંથળી જવાનો છું.'

'કેમ ?'

'જયસિંહદેવ મહારાજની આજ્ઞા થઈ છે.' કાકે હેમચંદ્ર તરફ જોઈને કહ્યું. તે સાધુનું મુખ નિશ્ચલ હતું.

'કેમ એકદમ ?' દેવભદ્રસૂરિએ પૂછ્યું.

'કંઈ સમજાતું નથી. ઉદા મહેતાનો આંખડ આજ્ઞા લઈને આવ્યો છે.'

'એમ ? ક્યારે ?'

'આજે સવારે.'

'કંઈ સબલ કારણ હોવું જોઈએ.'

'એમ લાગે છે કે મહારાજ જૂનાગઢ લેવા આતુર થઈ રહ્યા છે.'

'અરેરે !' દેવભદ્રસૂરિએ કહ્યું. 'રાજાઓ મોટામાં મોટા હિંસક છે. હું સૂરિજીને એમ કહેતો હતો કે રાજાઓને સમજાવે. અહિંસા

પ્રવર્તવાની નથી. એમનું અસ્તિત્વ, એમનો આડંબર, એ બધાં હિંસા પર રચાયાં છે.'

'અને આ ભાર્ગના જેવા એમાં મદદ કરી રહ્યા છે.' હસીને હેમચંદ્રે કહ્યું.

કાક સાવધાન હતો. તેણે ધીમેથી દાવ ખેલ્યો. 'ઉદા મહેતા જેવા શ્રાવકશિરોમણી હિંસા છોડતા નથી, તો મારા જેવો સૈનિક શું કરી શકે?'

પણ પેલા સાધુની મુખમુદ્રા નિર્દોષ ને નિખાલસ જ હતી. તેણે ઉમેર્યું: 'બધા જ રાજપુરુષો ઊંધે માર્ગે ચડ્યા છે. એ બધા સીધે માર્ગે કોણ જાણે ક્યારે ચડશે ?'

'આપણે ખરી તપશ્ચર્યા કરીશું ત્યારે.' દેવભદ્રસૂરિએ કહ્યું.

'મહારાજ !' કાકે કહ્યું. 'હું આજકાલમાં જઈશ. કૈં કહેવું-કહાવવું છે ?'

'હા. માનબાબાને મારા ધર્મલાભ કહેજે. તું પાછો ક્યારે આવશે ?'

'જેમ બને તેમ જલદીથી. સોમનાથ ભગવાનનું મંદિર તૈયાર થવા આવ્યું છે. મારું બનશે તો જયસિંહદેવ મહારાજ જૂનાગઢ લેશે કે કલશ ચડાવવા તેમને તરત અહીંઆં બોલાવી લાવીશ.'

'તો તો ઘણું સારું.'

'મહારાજાએ હજુ ભૃગુકચ્છ પાવન કર્યું નથી?' હેમચંદ્રે કહ્યું.

'ના.' કાકે જવાબ આપ્યો. 'તેથી જ મને હોંસ છે કે આ વખતે એમને અહીંઆં બોલાવી લાવું. તમે ત્યાં સુધી અહીંઆં રહેશો ને ?'

'તમને પાછા આવતાં કેટલી વાર લાગે છે તે ઉપર આધાર.'

કાક હસ્યો. તેણે જોયું કે આ માણસ કાં તો તદ્દન નિર્દોષ છે કે કાં તો ખરો ખેલાડી છે.

એનો ને પાટણનો સંબંધ શો છે તે જાણવા તે ઉત્સુક થઈ રહ્યો

હતો; અને આમ્રભટ જોડે વાતચીત કરતાં એને જે સમવિષમ વિચાર આવ્યા હતા તે તેના મનમાં પાછા ઊભા થયા.

'બહુ વાર નહિ લાગે. રેવાપાલ આપને મળી ગયો ?' કાંક અડધું દેવભદ્ર ને અડધું હેમચંદ્ર તરફ જોઈ પૂછ્યું.

'ના' દેવભદ્રે કહ્યું. 'નગરશેઠ હમણાં ઘેર ગયા.'

'ચાલો ત્યારે હું પણ જાઉં. મારે એમને મળવું છે.' કહી કાક ઊઠ્યો.

'હું પણ થોડી વાર જઈ આવું. આજ્ઞા છે?' કહી હેમચંદ્ર પણ ઊઠ્યો.

'મહારાજ! રજા ?' કાંક પ્રણામ કરી પૂછ્યું.

'બેટા ! ધર્મલાભ.' દેવભદ્રે કહ્યું.

હેમચંદ્રે પણ દેવભદ્રને પ્રણામ કરી કાક સાથે જવા માંડ્યું.



# પ્રકરણ અગિયારમું

## જેમાં કાકને જૂનું ઓળખાણ તાજું થાય છે

હેમચંદ્ર સાથે કાક ઓશરી પરથી નીચે ઊતર્યો ત્યારે એને લાગ્યું કે તેઓ બંને એક બીજા તરફ અવિશ્વાસની નજરે જોતા હતા. શિષ્ટાચારી સૈનિક માયાથી વર્તતો હતો; ત્યાગી સાધુ નમ્રતાથી બોલતો હતો. બંનેના મોઢા પર એક રેખા નવી નહોતી: અને છતાં બંને જાણે એક બીજાનું માપ કાઢતા હતા.

કાકે ઘણી મથામણ કરી. આ મુખ પરિચિત હતું, આ અવાજમાં પણ કંઈ જાણીતો રણકાર હતો,–પણ આ સાધુને કયે ઠેકાણે જોએલો તે યાદ આવ્યું નહિ.

સૂરિ પણ કાકની જોડે સાવચેતીથી વર્તતો હતો; અને છતાં નિખાલસપણું તેના મુખ પર એવું સ્પષ્ટ હતું કે કાકનો વહેમ લગભગ જતો રહેવા લાગ્યો.

'આપનો ને સૂરિજીનો શો મતભેદ હતો?'

'મતભેદ કંઈ નહિ. સૂરિજી ધારે છે કે રાજ્યકારભારમાં અહિંસા પ્રસરે નહિ.'

'કેમ પ્રસરે? રાજ્યકારભાર એટલે ઇર્ષ્યા, સત્તા બલ ને હરામખોરી તો હોય જ. ત્યાં અહિંસા કેમ સંભવે?'

'તારી ભૂલ છે.' જુવાન સૂરિએ પ્રતાપી અવાજે કહ્યું.

'કેમ ?'

'એ પાપાચારો જ્યારે રાજ્યકારભારમાં ધર્મનું રાજ્ય આવશે ત્યારે જ શમશે.'

'મને તો લાગે છે કે એવી સોબતમાં ધર્મરાજા પોતે પણ પલટાઈ જાય.'

'તો એ ધર્મરાજા નહિ.'

'પાટણમાં એક ચંદ્રાવતીના જતી આવ્યા હતા તેની વાત સાંભળી છે ?'

'દસ હજાર મહાત્માઓ હારે પછી એક ખરો વીતરાગી થાય.' સાધુએ કહ્યું.

'વીતરાગ' શબ્દનું ઉચ્ચારણ સાંભળી કાકના મગજમાં કૈંક તાર ઝણઝણ્યો. એકદમ એક પ્રસંગ યાદ આવ્યો—એક નાના છોકરાનું રૂપાળું મુખ નજર આગળ આવ્યું. ને મનમાં હસ્યો. આ સાધુને આખરે તેણે પારખ્યો.

'જનાર્દ એ.' કાંક મનમાં કહ્યું ને પછી પોતાની ખૂબી અજમાવી. 'સૂરિજી ! આપણે ઘણે વર્ષે મળ્યા. યાદ છે ?'

હેમચંદ્ર ચમક્યો; તેના શાંત મુખ પર જરાક ક્ષોભ આવ્યો 'આપણે ?'

'હા' કહી કાક હસ્યો. 'તમને ઉદા મહેતાએ દીક્ષા અપાવી હતી તે યાદ છે ? તે વખતે તમે ચાંગા હતા—અને હું નિર્જીવ સૈનિક હતો. હું તમારા દાદાના કહ્યાથી આગલી રાતના તમને ઉપાડી જવા આવ્યો હતો—યાદ છે ?'

અજાયબીથી હેમચંદ્રે કપાળ પર હાથ ફેરવ્યો. પંદર વર્ષ પહેલાંનો પ્રસંગ—સ્મરણમાં આછો હતો છતાં—નજર આગળ ખડો થયો, અને માનથી તે કાક સામું જોઈ રહ્યો. કાક આ ફેરફાર જોઈ હસ્યો.

'સૂરિજી ! તમે મને શું કહ્યું હતું તે યાદ છે ? હું તો વીતરાગ થવાનો. તમારું લક્ષ્ય સિદ્ધ કર્યું ?' કાક જરાક ટોળમાં કહ્યું.

'ભટરાજ ! વીતરાગ થવાની વાતો કરવી સહેલ છે; પણ થવું એ કપરું છે.'

'ઉદા મહેતા કેમ છે ?' કાકે તદ્દન નિર્લેપ ને હેતાળ અવાજે પૂછ્યું.

'હું એમને ઘણા વખતથી મળ્યો નથી.' હેમચંદ્રે પણ તેવા જ નિર્લેપ અવાજે જવાબ આપ્યો.

'આજે આમ્રભટ સવારે આવ્યા છે. તેને તો તમે મળ્યા હશો.' હસીને કાકે કહ્યું.

'એ અહીંઆં મળવા નથી આવ્યા. મળે તો કહેજો કે મને આવી મળી જાય.'

'હા. હવે તો એ ભૃગુકચ્છનો દુર્ગપાલ થશે.'

'એમ ? એ તો બિચારો ભોળિયો છે.'

'તો પણ ઉદા મહેતાનો છોકરો છે. મોરનાં ઈંડાં કૈં ચીતરવાં પડશે ?'

'એટલું સારું છે કે ભૃગુકચ્છ શાંત છે, નહિ તો બિચારાને ભારે પડત.'

કાકે જોયું કે આ વાતચીતમાં મુદ્દો હતો, એટલે તેણે કહ્યું. 'સૂરિજી ! મારી નીતિએ ચાલશે તો તો બધું ઠીક છે—'

'નહિ તો ?'

'નહિ તો હજુ લાટ હાથમાં રાખવું ભારે પડશે. તમે જરા સલાહ આપજો. તમારે તો સારું ઓળખાણ હશે.' કાકે કહ્યું અને વાત ફેરવી.

'હું હવે જાઉં. રજા ?'

'ધર્મલાભ, જિનભગવાન્ તમને વિજય અપાવે.' વૃદ્ધ સાધુના ગાંભીર્યથી હેમચંદ્રે કહ્યું. કાક મનમાં હસ્યો.

હેમચંદ્ર બીજી તરફ ગયા, અને કાક જઈ પોતાના ઘોડાપર બેઠો.

થોડેક આગળ જઈ કાક પોતાના ભટને તેના ઘોડો પોતાના ઘોડા સાથે ચલાવવાનું સૂચવ્યું.

'સોમેશ્વર ભટ !'

'જી.'

'તેં પેલા જુવાન સાધુને જોયા ?'

'જી, હા.'

'એ મહા વિદ્વાન ને સમર્થ છે. ઉદા મહેતાના પરમ મિત્ર છે. થોડા વખત એ અહીંઆં વિહાર કરવા માગે છે. રોજ એમની સેવામાં હાજર રહેજે–ધ્યાનથી.' કાકે ધીમેથી ઉમેર્યું. સોમભટ ચતુર હતો. કાકના શબ્દચાતુર્યની તેને પૂરી સમજ હતી. તેણે એક પાછી નજર નાખી હેમચંદ્રને જોયો, અને તેનું મુખ અંતરમાં મઢી મૂક્યું.



# પ્રકરણ બારમું

## નેરો ઓબડો

આમ્રભટના જીવને કૈં ચેન નહોતું. તેનું મન ચંચલ થયું હતું–પેલી સુંદરીને શોધવા તલસી રહ્યું હતું. ભૃગુકચ્છનો અધિકાર, તેજપાલ શેઠની છોકરી, પોતાનો વિલાસ–આ બધાં એકદમ અકારાં થઈ પડ્યાં.

આંબડ સંયમ તો શીખ્યો જ નહોતો; રાજ્યદરબારમાં રખાતી રીતભાત પણ પૂરેપૂરી શીખ્યો નહોતો. તેણે પોતાના માણસને બોલાવ્યો.

'હમીરભટ.'

'બાપુ !'

'તું પહેલાં ભૃગુકચ્છ આવી ગયો છે ને ?'

'હા.'

'એક અગત્યનું કામ છે' ચારે તરફ જોઈ આમ્રભટે કહ્યું.

'શું ?'

'સાંબા બૃહસ્પતિનો જૂનો વાડો છે.'

'હા. જ્યાં દુર્ગપાલ મહારાજ પહેલા રહેતા હતા.'

'હા. તે જ. ત્યાં મેં એક સ્ત્રી દીઠી.'

'હા.' હમીરે જરા મૂછમાં હસીને કહ્યું.

'તેનું નામ, ને ઠામ મને જોઈએ.'

'પણ ત્યાં તો ત્રણસો સ્ત્રીઓ હશે.'

'આ તો તરત ઓળખાશે.'

'કેવી રીતે?'

'જુવાન છે, રૂપાળી છે'—આમ્રભટ અટકી પડ્યો.

'બાપુ! બધી જુવાન સ્ત્રીઓ રૂપાળી લાગે, ને બધી રૂપાળી સ્ત્રીઓ જુવાન દેખાય. એ કેમ જડે?'

'મુરખા! આ તો અપ્સરા જેવી છે. ઊંચી ને આરસ જેવી અદ્દભુત છે. ત્યાં મહાદેવનું મંદિર છે. ત્યાં કોઈક જગાએ રહે છે.'

'બાપુ! મારું ગરીબનું માનશો?' હમીરે કહ્યું.

'શું?' અધીરાઈથી આમ્રભટે પૂછ્યું.

'આપણે હમણાં તો આવ્યા. તેમાં મહેતાજીએ જરૂરને કામે મોકલાવ્યા છે. અને આ પંચાત કરવા જઈશું તો ફસાઈ મરીશું.'

આમ્રભટે ખીજમાં હમીર તરફ જોયું. 'તને સલાહ આપવાનો ક્યારથી શોખ થયો છે?'

હમીર મૂંગો રહ્યો. તેણે નીચા નમી હાથ જોડ્યા. 'જેવી આજ્ઞા.'

'મને સાંજના તેનું નામ, ઠામ, તેના વરનું નામ, બાપનું નામ; બધું જોઈએ.'

'બને તો ઓળખાણ પણ કરતો આવું?' જરાક કટાક્ષથી હમીરે કહ્યું.

'એ તો મને ખાતરી છે.' હસીને આમ્રભટે કહ્યું. 'જો, પણ કોઈ જાણે નહિ.'

'જાણશે તોએ શું? લાટીઆઓ શું કરવાના છે?'

'તે તો શું કરવાના છે?' ગર્વથી આમ્રભટે કહ્યું. 'તેજપાલશેઠ જાણે તો ખોટું લાગે. ઠીક. તે તને યાદ રહી?'

'તમે એવી નિશાની આપો છો કે જેથી જડે જ નહિ.'

'ગાંડા ! એવી તો બીજી સ્ત્રી મેં જોઈ નથી.' આંબડે કહ્યું.

'તમે દરેક વખત એમ જ કહો છો.'

'આ વખત તો તું પણ કહેશે. શું તેનો રંગ છે? જાણે મોગરાની કળી !' બોલતાં બોલતાં આંબડના મોંમાં પાણી આવ્યું.

'કયા વર્ણની છે ?'

'બ્રાહ્મણ ! એ વાડામાં તે તને વાણિયણ મળવાની હતી ? જા, હવે વાર નહિ લગાડતો.'

'કામ થયું કે આ આવ્યો.' હમીરે કહ્યું ને તે તરવાર બાંધી બહાર નીકળ્યો.

હમીર એના શેઠની ખાસિયતો જાણતો હતો. આવા અનેક પ્રસંગોમાં તેણે આંબડને મદદ કરી હતી, અને અનેક મુશ્કેલીઓમાંથી તેણે તેને કાઢયો હતો. તે જાણતો હતો કે અત્યારે શેઠ જાવલે ચઢયા હતા, અને ના પાડે કાંઈ વળે એવું નહોતું. તે વિચાર કરતો બહાર પડયો. નામઠામ જાણવું એમાં કે મુશ્કેલીનું કામ નહોતું. અને તે પણ ઘણી સાવચેતીથી કરવામાં આવે તો કે થવાનું નથી એમ તેને લાગ્યું

હમીર હોંશીઆર હતો અને ગર્વિષ્ટ પણ હતો. દુનિયાનું માલિક પાટણ; પાટણનો માલિક જયસિંહદેવ; અને લગભગ જયસિંહદેવનો માલિક ઉદા મહેતા.--આ તેના સિદ્ધાંતો હતા. અને પોતે ઉદા મહેતાનો માનીતો સુભટ ને તેના લાડકવાયા પુત્રનો વિશ્વાસુ મિત્ર હોવાથી તે આખી દુનિયાને હિસાબ વગરની ગણતો. તેણે પહેલાં લાટ સાથેનાં કેટલાંક યુદ્ધોમાં ભાગ લીધો હતો; અને લાટ જીતાયા પછી પણ એકેક વર્ષ પછણી સૈન્યમાં રહી ગયો હતો; આ કારણોથી લાટ તરફ તે ઘણા જ તિરસ્કારથી જોતો.

એકદમ સામ્બા બૃહસ્પતિના વાડામાં જવું તેને ઠીક લાગ્યું નહિ, એટલે તેણે પોતાના એક જૂના મિત્રને શોધી કાઢવાનો નિશ્ચય કર્યો.

તેના મિત્ર નેશ ઓબડાને પટ્ટણી સૈન્યમાં કોઈ ન ઓળખે એમ નહોતું. તે તડાકી હતો, તે બહાદુરી સમજતો. આરામ ને આનંદ વિના તેને બીજું કંઈ ગમતું નહિ, જમણ ને હાસ્યવિનોદ વિના તે જીવી શકતો નહિ. જ્યાં રહેતો ત્યાં આખા ગામનાં માણસો જોડે અને ખાસ કરીને સ્ત્રીઓ જોડે ઓળખાણ કરવાનું ચૂકતો નહિ. અને જે જે ઠેકાણે પટ્ટણી સૈન્ય પડાવ નાખે ત્યાં એક બે સ્ત્રી પરણી ઘર કરવા ચુકતો નહિ.

હમીરને લાગ્યું કે આ મહારથીની મદદ વિના કંઈ વળવાનું નથી. એટલે તેણે થાણે જઈ નેશ ઓબડાનો પત્તો પૂછ્યો. ત્રિભુવનપાળ સોલંકીનું રહેઠાણ મળવું મુશ્કેલ પડે, પણ નેશ ઓબડાનું ઝૂંપડું કોઈ પણ બતાવે એમ હતું. ઘાંચીવાડાને નાકે એક નવી પરણેતરના પનોતા મકાનમાં એમનો મુકામ હતો, એ જાણી હમીર તે તરફ વળ્યો.

નેશાનું ઘર નાનું ને ગલીચ હતું. એક તરફ ઘાણી ફરતી; બીજી તરફ એક ઘાંચણ ગંદી, પાળી રેવડીઓ વેચતી. ગલીચ રસ્તામાં દરેક જાતની કોવાતી ચીજો નજરે ચડતી.

હમીરે જઈ બારણાંની સાંકળ ખખડાવી, પણ કંઈ જવાબ મળ્યો નહિ. બૂમો મારી પણ કોઈએ બારણાં ઉઘાડયાં નહિ. આખરે તેણે પાસેની દુકાન પર બેઠેલી ઘાંચણને પૂછ્યું.

'નેશભા અહીંઆં રહે છે?'

'હા!'

'ત્યારે જવાબ કેમ નથી દેતો?'

'સવારના બેરીને કાઢી મૂકી અંદર ભરાયા છે.'

'હવે શું થશે?'

'પાછળ વાડાનું બારણું ઉઘાડું હશે.'

'ક્યાંથી જવાશે?'

'આ બાજુપરથી.'

હમીર ઝપાટાબંધ પાછળ ગયો. પડોશણના કહ્યા પ્રમાણે પાછલું બારણું ઉઘાડું હતું. તે ધકેલી હમીર વાડામાં ગયો અને ત્યાંથી અંદર પેઠો.

તેનો પગરવ સાંભળી પાસેના ખંડમાંથી અવાજ આવ્યો.

'પા...પા...પા...છી' મોઢમાં કૈં ભરી કોઈ બોલતુ હોય એમ લાગ્યું. હમીરે અવાજ પારખ્યો.

'અરે એ બોબડા! ક્યાં છે?' હમીરે પૂછ્યું ને અંદર ગયો.

'કો...કો...' મહામહેનતે ગળે કૈં ઉતારતા બોબડાનો અવાજ આવ્યો.

'એકલો બેઠો શું કરે છે? બૂમ મારી મારી મારો તો ઘાંટો બેસી ગયો.' હમીરે અંદર જઈ કહ્યું.

અંદરનું દૃશ્ય ભલભલાને ચકિત કરે એવું હતું.

નેરાને માણસ ઘડ્યો નહોતો. હાથી બનાવતાં ભૂલથી તે માણસને ઘાટે બની ગયો હતો. તે ઊંચો હતો, અને ન કળી શકાય એવો જાડો હતો. તેનું નાક તીખું ને નીચું હતું, તેના ડોળા સૈયડ જેવા મોટા હતા. ફુંદ મોટી ગાગરને પણ શરમાવે એવો અપૂર્વ ગોલાકાર ધારતી હતી. તેના હાથ અને પગ જાડા અને ગોળ હતા. તેને જોઈ અર્ધદગ્ધ કારીગરે અસલ બાપના ઘડેલા પ્રચંડ ગણપતિનું સ્મરણ થતુ હતું.

આ વીર પુરુષ ઉકંડા બેઠા હતા—મહામહેનતે, અને આગળ પડેલી થાળીમાંથી લાડુ લઈ મોંમાં મૂકતા હતા. આ પ્રયોગ એટલી ઝડપથી ને સફાઈથી થતો હતો, કે એ ક્યારે મોંમાં પેઠો, અને ગળે ક્યારે ઊતર્યો એ નક્કી કરવું અશક્ય થઈ પડે એમ હતું; અને જાણે ધમણ ચાલતી હોય એમ આ ઉતાવળો વીર હાંફતો હતો.

તેણે ડોળા ફાડી હમીરની સામે જોયું, ને તેને ઓળખ્યો. તરત તેની ઉતાવળ જતી રહી. તેના ચિંતાતુર મુખ પર હાસ્ય પ્રસર્યું. તેણે ફાટતી ધમણના જેવો, નીરાંતનો નિઃશ્વાસ નાખ્યો.

'કો...કો...ણ હમી...મી...ર !'

'અરે હા.'

'હા–હા–હા' નેરાએ કહ્યું. "હો–હો સા–સારું થયું કે તું આગળ આવ્યો. મેં તો જાણ્યું મારી પેલી આવી. હું તો આ કડછી લઈ મારવા ઊઠવાનો હતો.'

'અરે બેસ બેસ ! એમ કહેને કે વૈરી આવતા પહેલાં લાડુ ઉડાવવાનો વિચાર કરતો હતો.'

'હો–હો–હો !' નેરાના હાસ્યથી ઘર ગાજી ઊઠ્યું. 'શું કરું ? બે દિવસ મને ભૂખે માર્યો, ને આજે સવારે મિજાજ કરી પીયર ચાલી ગઈ, એટલે આપણે આ કર્યું. હમીર તું ક્યારનો આવ્યો ? લે આ એક લાડુ તો ખા......ખા.' કહી નેરાએ વધેલા અગિયાર લાડુમાંથી એક લાડુ હમીરને ધર્યો.

'મારે નથી ખાવું. તું ભૂખ્યો છે, ખા.' હમીરે ઉદારતા બતાવી, એટલે વગર આગ્રહે નેરાએ લાડુ પોતાના મોઢામાં મૂક્યો. 'હું આજે સવારના જ આવ્યો. એક તારું કામ છે દોસ્ત !'

'ખા ..ખા....ખા...ઈ લેવા દે.' નેરો ઓબડાતો નહિ, પણ માત્ર તોતડાતો અને તે પણ માત્ર પહેલા જ શબ્દોમાં; એક વખત તેની જીભ ઊપડી એટલે પછી તો તેને અટકાવવી ભારે પડતી.

'કે નહિ. ખાઈ લે.'

નેરાએ ઝપાઝપ લાડુ હાથમાંથી બારોબાર, મોંમાં કે ગળામાં અટકાવ્યા વિના પેટમાં મોકલવા માંડ્યા, અને અગિયારે આગિયાર પૂરા કરી, હાથ ધોઈ, હમીર પાસે આવી 'કે–કે–કેમ દોસ્ત !' કહી નેરાએ હમીરની જાંગ પર હાથ ઠોક્યો. દોસ્તીનો આ પુરાવો એવો

સખત રીતે નેરાએ આપ્યો કે હમીરને કળ ચઢી; પણ ગરજ હતી એટલે એ કંઈ બોલ્યો નહિ.

'જો, મારે એક સ્ત્રી શોધી કાઢવી છે.'

'પ–પ–પરણવી છે? મારી બૈરીની એક બેન—'

'ના–ના! સાંભળ તો ખરો. એક બૈરીનો પતો જોઈએ છે.'

નેરાએ માથું ધુણાવ્યું, ને કાને હાથ દીધા. 'તું–તું એ વાત નહિ કરતો.'

'કેમ?'

'મેં–મેં તો પાણી મૂક્યું છે.'

'પણ શાનું પાણી મૂક્યું છે?'

'પા–પા–પારકી બૈરીની વાત કરવાનું.' નેરાએ કહ્યું.

'અરે ગાંડા! આ તો તારે ક્યાં પારકી બૈરીની વાત કરવી છે? તારે તો બતાવવી છે. જો, અમે બધા ભટ થયા ને તું રહી ગયો.'

'ત–ત–તમે જ બધાએ મને રાખ્યો. હું યુદ્ધમાં દોડું તોપણ તમે બધા ચાડી ખાતા કે હું પાછળ રહી ગયો, ને નાસી ગયો.'

'હવે લાગ છે.'

'કે–કે–કે–વી રીતે?'

'એક સ્ત્રીની ભાળ આપે તો આમ્રભટ તને ભટ બનાવે.'

'આ–આમ્રભટ—'

'મુરખા! ઉદા મહેતાના દીકરા ને ભૃગુકચ્છના દુર્ગપાલ.'

'હેં!' મોઢું પહોળું કરી નેરાને પૂછ્યું. 'કાકનું શું થયું?'

'તે તો વંઠી જાય છે. કેમ તેનાથી ગભરાય છે?'

'હું–હું–ગભરા–ઉં ?' છાતી કાઢી નેરાએ પૂછ્યું. 'હું કોનાથી ગભરાયો છું ?'

'ના રે; પણ હવે મને મદદ કરે છે કે નહિ ?'

'શું–શું–કરું ? મારા જેવા યોદ્ધાને કોઈ ભટ ન બનાવે. હું કેટલી લડાઈઓ લડ્યો—કેટકેટલા ઘા સહ્યા ! ને છતાં હું ભટ નહિ ?'

'મેં આમ્રભટ પાસે વચન લીધું છે. હું તને ઓળખાણ કરાવી આપીશ માટે આટલું કામ પાર ઉતાર.'

'હ–હ–હમણાં.' ચપટી વગાડી નેરાએ કહ્યું ને ઊભા થઈ તરવાર બાંધવા માંડી.

'એ છે કોણ ?'

'સામ્બા બૃહસ્પતિના વાડામાં રહે છે.'

'સાં–સાં–સાં–બા' કહી તેણે તરવાર છોડવા માંડી. 'ત્યાં તો દુર્ગપાલ રહે છે.'

'હા ! તેમાં શું થયું ? આપણે તો માત્ર નામ જ જાણવું છે.'

'પ–પણ એ જણાય કેમ ? કોની છોકરી છે ?'

'એ તો શોધી કાઢવું છે.'

'પ–પ–પણ કોક જાણશે તો ?'

'ક્યાંથી જાણશે ? ને આપણે પહોંચી યોદ્ધા છીએ. કૈં એમ ડરવાના છીએ ?'

'અ–અરે ! ડ–ડરવાની તો વાત જ શી ?'

'અને તું તો ભલભલાને પાણી પાણી કરે એવો છે.'

'તે–તે તો હું ક્યાં ના કહું છું ?'

'ત્યારે તૈયાર થા.'

નેરાએ તરવાર બાંધવા માંડી. 'પણ કેમ ભાળ કાઢશું ?'

'તે–તે–કામ મારું. ત્યાં–ત્યાં અવિમુક્તેશ્વરનું દહેરું છે—

'ત્યાં જ.' હસીને હમીરે કહ્યું.

'તે–તેની પાછળ કૂવો છે. ત્યાં...ત્યાં જઈ ને બેઠા કે તરત બધી ભાળ.

'સાબાશ રે દોસ્ત! હજુ તારી બુદ્ધિ તેવીને તેવી જ છે.'

'એ–એમ કહે કે વધારે ઝીણી થતી જાય છે.'

'ખરી વાત છે, માત્ર જાડું તો શરીર જ થાય છે.'

'હો–હો–હો–' કહી નેરાએ પાઘડી માથે ઘાલી અને બં સૈનિકો ત્યાંથી નીકળ્યા.

•

# પ્રકરણ તેરમું

## અણજાણીની શોધમાં

હાથમાં હાથ રાખી હસતા, રસ્તે જતા લોકોની મશ્કરી કરતા, બંને જણ ચાલ્યા. તેમને મન આ બધાં સ્ત્રી–પુરુષો પાટણના એટલે તેમનાં દાસ હતાં, તેઓ તેમને રીઝવવા સરજાયાં હતાં.

લોકોમાં પણ આજે કંઈક ક્ષોભ હતો. તેમણે ઊડતી ગપ સાંભળી હતી કે આજે ભૃગુકચ્છના દુર્ગપાલને હોદ્દે કાકને બદલે કોઈ પટ્ટણી ચઢવાનો છે. બધા ચારે તરફ શંકાથી, બીકથી જોતા હતા. નેરાના ગજાનનથી તો બધા પરિચિત હતા. પણ સાથે ફરતા સફાઈબંધ કપડાંવાળા નવા પટ્ટણી સૈનિકને જોઈ લોકો જરાક ગભરાટમાં પડતાં.

હમીર પાકો હતો; પણ એક જિતાએલા શહેરનાં નિરાધાર સ્ત્રીપુરુષો વચ્ચે ભપકામાં ને રોફમાં જતાં ખંચાવાની કંઈ જરૂર તેને જણાઈ નહિ; તેમ શિષ્ટવર્ગના વસવાટમાં જઈ સ્ત્રીઓ જોવી તેમાં પણ કંઈ હીનતા હોય એવું તેને લાગ્યું નહિ. પાટણમાં કે ખંભાતમાં આમ કરવાની સ્વપ્ને પણ તે હિંમત કરત નહિ; પણ આ તો ગરીબ બિચારું ભૃગુકચ્છ! ત્યાં તો પટ્ટણી કંઈ પણ કરી શકે. સુધરેલા પાટણના નિયમો આ ગામને કેમ લાગે?

હમીર ને નેરો બંને આડેઅવળે રસ્તે થઈ, નિર્વિઘ્ને સામ્બા બૃહસ્પતિના જૂના વાડામાં આવેલા અવિમુક્તેશ્વરના મંદિર આગળ આવી પહોંચ્યા. સવારે અહીં આમ્રભટ આવ્યો ત્યારે હતી તેવી શૂન્યતા

અત્યારે નહોતી. આ મંદિર પુરાણું ને પૂજ્ય, માનીતું હોવાથી લોકોની આવજા હતી; અને તેની પાછળના કૂવા પર કેટલીક સ્ત્રીઓ પાણી ભરતી હતી.

હમીર ને નેરો બંને જણે દેહરામાં જઈ દર્શન કર્યાં, ને તેને પાછલે ઓટલે જલ ભરનારીઓને નીરખવા બેઠા. નકામા બેસી આવતી જતી સ્ત્રીઓને માત્ર જોયા જ કરવી એ કે બેમાંથી એકકેથી બને એમ ન હતું; અને ઊંચી ને અપ્સરા સમી સ્ત્રી તો કોઈ આવતી નહોતી એટલે તેમને કંટાળો આવવા લાગ્યો એટલે એમના ઐર્ધૈર્યે નવું સ્વરૂપ પકડ્યું.

નેરાએ પલાંઠી મારી, ચારે દિશામાં ભયંકર કટાક્ષો ફેંકવા માંડ્યા; અને જે જાય આવે તેની સામે આંખમીંચામણાં કરી હસવા માંડ્યું. તેનું જીવન હલકા વર્ગના લોકોમાં ગયું હતું અને ત્યાં શીખેલી રીતિઓ તેણે અહીંઆ પણ અજમાવવા માંડી.

હમીરે પણ આખરે જતાં આવતાં પર ટીકા કરવા માંડી; ટીકા કરતાં મશ્કરી શરૂ કરી. મશ્કરી શરૂ થતાં નેરાનું ડહાપણ હાથથી ગયું. તેણે મોટેથી પાણી ભરતી સ્ત્રીઓનાં લક્ષણોનું પૃથક્કરણ કરવા માંડ્યું.

આ બે અપરિચિત પુરુષોને આમ વાત કરતા જોયા, એટલે કૂવા પર પાણી ભરતી સ્ત્રીઓમાં ગભરાટ પેઠો; અને થોડી વારે થોડી પાણી ભરીને, ને થોડી પાણી ભર્યાં વિના ચાલવા માંડી.

'આ–આ તો બધાં ચાલ્યાં—' નેરાએ કહ્યું.

'જવા દો.' કંટાળીને હમીરે કહ્યું.

'પ–પ–પણ તારી અપ–પ–પ્સરા તો આવી નહિ.'

'ક્યારે આવશે, કોણ જાણે!'

'આ–વી વી વી. ઠમક–' કહી નેરાએ એક જુવાન સ્ત્રી આવતી હતી તેના તરફ જોઈ ને આંખમીંચામણાં કર્યાં. તે યુવતી ગર્વમાં ઠમકીને ઊભી ને ગુસ્સામાં પાછી ફરી.

'શું–શું થયું ?' નેરાએ કહ્યું.

પેલી યુવતી ગભરાણી, તેમ જ ગુસ્સામાં પાછી ફરી, અને સામે મંદિરમાંથી મણિભદ્ર મહારાજ રુદ્રી કરી બહાર નીકળતા મળ્યા. તે દુર્ગપાલના ઘરમાં એક આશ્રિતની સ્ત્રી હતી, અને મણિભદ્રને જોઈ હિંમત કરી, ઊભી રહી. થોડેક દૂર પાછી જતી બેએક સ્ત્રીઓ પણ ઊભી રહી.

'ભાઈ! પાછળ બે હરામખોરો બેઠા છે તેને કાઢી મૂકો. અમારી મશ્કરી કરે છે.'

'હેં!?' મણિભદ્રે પૂછ્યું.

'હા. કોઈને પાણી ભરવા નથી દેતા.' દૂર ઊભેલી સ્ત્રીમાંથી એકે પાસે આવી કહ્યું.

'ઊભા રહો! હું હમણાં કાઢું.' કહી મણિભદ્ર ધીમેધીમે ઓટલા પર થઈ પાછળ ગયા. 'એ ભાઈ! તમે કોણ છો? અહીં કેમ બેઠા છો?'

હમીરે મણિભદ્રને ઓળખ્યો ને તોછડાઈથી પૂછ્યું: 'એ મહારાજ, તું ક્યાંથી?'

'કોણ આંબડભાઈનો નોકર! અહીંઆ કેમ બેઠો છે? ને આ બધાની મશ્કરી કેમ કરે છે?'

એના શેઠ દેખતાં, હમીર મણિભદ્રને માન આપતો હતો, પણ અત્યારે તેનો મિજાજ હાથમાં ન રહ્યો.

'એ ભૂદેવ! તું તારું કામ કર, અમારી વાતમાં તારે શી પંચાત!' હમીરે કહ્યું.

'તમે આ બધાંને પજવો છો તે!'

'બ–બ્રાહ્મણ! એ બધીઓ અમને પ–પ–પજવે છે તે' નેરાએ કહ્યું.

મણિભદ્ર સાધારણ રીતે નરમ થી જેવો હતો, પણ ભટરાજ કાકના સાળા તરીકે તેને પોતાનો મોભ્ભો જાળવવો હતો.

'ખબરદાર!' મણિભદ્રે મિજાજમાં કહ્યું. 'તમારી નફટાઇ આ સ્ત્રીઓને સંભળાવી તો!'

અધીરાઈથી, નિષ્ફલતાથી હમીર ગુંગળાઈ રહ્યો હતો. તે વધારે વખત ગુંગળામણ દબાવી શકયો નહિ. તે એકદમ ઊઠ્યો અને જઈને મણિભદ્રની કાનપટ્ટી પકડી કહ્યું, 'જાય છે કે નહિ, બામણા!'

હમીરનો સીનો ને મણિભદ્ર પર થતો સીતમ જોઈ પેલી સ્ત્રીઓ કિકિયારી પાડી દોડી જવા લાગી; ને નેરો ઊભો ઊભો ખડખડાટ હસવા લાગ્યો.

કોણ જાણે કયાં સંતાઈ રહેલો મણિભદ્રનો પિત્તો ઊછળ્યો. તેણે દાંત કચકચાવી, હમીરના નાક પર જોરથી મુક્કી મારી.

હમીર સશક્ત યોદ્ધો હતો. તેણે ધક્કો મારી મણિભદ્રને ઓટલા પરથી પાડી નાખ્યો ને ભોંયે પડેલા બ્રાહ્મણને લાતો મારવા માંડી. તેના મોંમાંથી ગાળો પણ વર્ષાવતો ગયો. પાછળ નેરો ખડખડ હસતો ઊભો રહ્યો.

આ ગડબડથી આસપાસની બેચાર બારીએથી લોકો જોવા નીકળ્યા.

ભોંય પર પડેલા મણિભદ્રને હમીરે ત્રીજી લાત લગાવી ને પાછળથી અવિમુકતેશ્વરનાં દર્શન કરવા રેવાપાલ આવ્યો, તેણે દોડતી સ્ત્રીઓ જોઈ; બારીએ ઊભેલા, ગભરાઈ રહેલા નગરજનો જોયા; ભોંયપર છૂંદાતો બ્રાહ્મણ જોયો; અને પરદેશી પટ્ટણી સૈનિકને લત્તાપ્રહાર કરતો જોયો.

તેનું સખત મુખ વધારે સખત થયું, તેની આંખમાં વિદ્યુત્ ઝબકી, એક નિમિષમાં તે કુદ્યો.—તેના હાથમાં તેની તરવાર ચમકી—ને કેળ કપાય તેમ હમીરના લાત મારતા પગના કપાઈને બે કકડા થયા. હમીર તમ્મર ખાઈ ભોંય પર પડયો. જોતા લોકોમાં હાહાકાર થઈ ગયો. નેરાએ પાછલી ગલીમાંથી પોબારા ગણ્યા.

'મહારાજ! તમે કોણ છો?' રેવાપાલે મણિભદ્રને પૂછ્યું.

'બાપુ!' મારથી હાંફતા મણિભદ્રે કહ્યું. 'દુર્ગપાલ મહારાજને ઘેર રહું છું.'

'કહેજે તારા દુર્ગપાલને કે પરદેશી હરામીઓને પેસાડીને આનો શો ફાયદો કાઢ્યો તે.' કડવાશથી રેવાપાલે કહ્યું. 'ને એનાં માણસોને કહેજે કે આને ઊંચકીને મારે ત્યાં લઈ જાય.'

'કોને ત્યાં?'

'તેજપાલ નગરશેઠને ત્યાં.' કહી રેવાપાલ મંદિરમાં ગયો.



## પ્રકરણ ચૌદમું

### આમ્રભટ અને રેવાપાલ

નેરો બોબડો ગલીમાં ઘણે દૂર ગયો નહોતો, ગડબડ ઓછી થઈ એટલે તે ધીમે ધીમે પાછો આવ્યો ને ડોકું કાઢી જોયું. રેવાપાલને મંદિરમાં દર્શન કરી પાછા જતાં તેણે જોયો ને તેને હિંમત આવી.

આમ્રભટ નગરશેઠને ત્યાં ઊતર્યા હોવા જોઈએ એમ તેને રેવા-પાલના છેલ્લા શબ્દો પરથી લાગ્યું. તેને ભટની પદવી હાથમાંથી સરી ગઈ લાગી હતી; પણ આ શબ્દો સાંભળતાં તેને પાછી હાથે ચઢી હોય એમ જણાયું. હમીર આમ્રભટનો માનીતો સૈનિક હતો. તેને બચાવવાથી આમ્રભટ રીઝે, ને વખત છે ને પોતાની તહેનાતમાં પોતાના જેવા ભડવીરને રાખે એ બનવા જેવું હતું. અને એટલું થાય તો ભટ બનવું એ તો સહેલી વાત હતી. આમ વિચાર કરી તેણે પાઘડી કાઢી તેમાંથી પાટો ફાડયો ને હમીરના પગે બાંધ્યો અને બેભાન સૈનિકને ખભે ચઢાવી તેણે પાછલે રસ્તે તેજપાલ શેઠને ત્યાં, સ્થૂલ શરીર જેટલી ઝડપે જવા દે તેટલી ઝડપે, ચાલવા માંડયું.

ત્યાં આમ્રભટના કચવાટનો પાર ન હતો. હજુ તેજપાલ શેઠ આવ્યા નહોતા. રેવાપાલનું મોઢું તેને ગમતું નહોતું ને તેમાં વળી તે પણ બહાર ગયો હતો. પોતે ઉદા મહેતાનો પુત્ર ને ભૃગુકચ્છનો ભાવિ દુર્ગપાલ આમ વાટ જુએ ને ઘરમાં—નોકરો સિવાય—કોઈ ખિજમત કરનાર

નહિ, આવા વિચારથી તેનું અભિમાન ઘવાયું હતું. અને તેમાં હમીર આવ્યો નહિ. સાચ્ચા બૃહસ્પતિના વાડામાં એક અલૌકિક સુંદરીની શોધ કરી આવવી એ તેને મન નજીવી વાત હતી અને તેમાં હમીરે આટલો બધો વખત લીધો તેથી તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ.

તે તકિયે પડ્યો, ઢીંચણ બેઠો, બારીએ ઊભો પણ હમીર આવ્યો નહિ. આખરે પેલી સુંદરીનું મુખારવિંદ મગજ આગળ લાવવાને મહેનત કરવા માંડી. પણ જેમ ધીરજ ખૂટી, તેમ એ મહેનત વધારે નિષ્ફલ થતી ગઈ.

આખરે એ પડ્યો પડ્યો અધીરાઈમાં આળોટવા લાગ્યો.

'આ–આ–આમ્રભટ મહરાજ છે? એક અપરિચિત અવાજ તેને કાને પડ્યો. તે તરત ઊભો થયો ને બારીએથી જોયું.

તેણે એક ઘણા જ જાડા પુરુષના ખભા પર બેભાન પડેલા હમીરને જોયો ને તે ફિક્કો પડ્યો. તે એકદમ દાદર ઊતર્યો ને નેરા પાસે ગયો.

'કેમ છે? શું છે?' તેણે અધીરા બની પૂછ્યું.

નેરાને લાગ્યું કે આ જ આમ્રભટ હોવા જોઈએ. તેણે હમીરને ખભા પરથી ઉતારી ભોંયપર સુવાડ્યો, ને ઝૂકીઝૂકીને નમસ્કાર કરવા લાગ્યો.

'ભ–ભ–ભટજી મહારાજની જય થાવ. બા–બાપુ! એ તો હું નેરા –પાટણની સે–સેનાનો.'

'પણ હમીરને શું થયું?'

નેરોને ઉસ્તાદીની ઘણી જ જરૂર જણાઈ.

વાત બનાવવી–ને તેને પોતે ખરી મનાવવી એ કામમાં તો તે કુશલ હતો.

'મ–મ–મહારજ! એ તો થોડાક લાટના ને પાટણના માણસો વચ્ચે મારામારી થઈ! એવી ઝ–ઝ–પાઝપી કે કૈં કહેવાની વાત નહિ. તેમાં બિચારો હમીરભા સપડાઈ ગયો. મ–મહારાજ! એ તો હું જઈ પહોંચ્યો

એટલે, નહિ તો હમીરભા પહોંચી જતે જમને દ્વાર. હા હા હા.' કહી, તબિયેત વળી હસતે મોઢે ઉભો રહ્યો.

આમ્રભટનાં ભવાં ચઢયાં. તેની આંખમાં ખૂન આવ્યું.

'લાટના સૈનિકોએ મારા હમીરને માર્યો ?' તેણે ગુસ્સામાં પૂછ્યું.

'બા–બા–પુ મશ્કરીમાં, અમથાં જ! હસતાં બોલતાં જરા વાત વધી.'

'કયાં આગળ ?'

'સાં–સાં–બા–' નેરાથી બોલાઈ જવાયું.

'સામ્બા ભૂહરપતિના વાડામાં ?' મુઠ્ઠીઓ વાળી આમ્રભટે પૂછ્યું.

'ત–ત્યાં આગળ જ–જરાક દૂર–ગામને પાદરે.'

'ખબરદાર, જુઠ્ઠું બોલ્યો તો.' પગ ઠોકી આમ્રભટે કહ્યું. 'મારા માણસને કોણે માર્યો ?'

'અરે બા–બાપુ' નેરાએ હાથ જોડી કહ્યું.

'જવાબ દે ! કોણે માર્યો ?'

અંદર આવતા રૈવાપાલનો સખત ને કઠોર અવાજ આવ્યો: 'મેં માર્યો.'

નેરો ધ્રૂજી ઊઠયો ને બે ડગલાં પાછો હઠયો. આમ્રભટ ચમકયો. સવારે રૈવાપાલ તેને સમજાયો નહોતો; અને અત્યારે એને આ શબ્દો બોલતો સાંભળી તેના ગુસ્સાભર્યા સ્વભાવને આઘાત થયો. આ શાંત ને થોડાબોલા માણસના અતડાપણાથી તે ક્ષોભ પામતો હતો.

'તમે ?'

નેરો રૈવાપાલને જોઈ મોઢું ઉઘાડું રાખી દૂર ખસ્યો.

'હા.'

'કેમ ?'

'તમારા માણસે એક બ્રાહ્મણનું અપમાન કર્યું.' કહી રેવાપાલ જવા ખસ્યો. આમ્રભટના અંતરમાં જ્વાલા ઊઠી. ઉદા મહેતાનો પુત્ર, ભૃગુકચ્છનો ભાવી દુર્ગપાલ, અને એક અપમાન કરવા માટે તેના માણસની આ દશા ! તે રેવાપાલ પાસે એકદમ ધસીને ગયો અને તેના રસ્તા વચ્ચે આડો ઊભો રહ્યો.

રેવાપાલ ટાઢી સખ્તાઈથી થોડીવાર આમ્રભટને જોઈ રહ્યો અને પછી તિરસ્કારથી કહ્યું : 'આમ્રભટજી ! મારી પાસે ઘણું આવવામાં માલ નથી.' આમ્રભટને શું કહેવું તે સમજાયું નહિ. નિષ્ફલ ગુસ્સાથી તેને મોઢે ફીણ આવતું હોય એવું દેખાયું.

'મારા–મારા–નોકરનો પગ કાપ્યો !' તેણે થોડીવારે કહ્યું.

'પગ ?' રેવાપાલે કઠોર ને અપમાનભરી રીતે કહ્યું. 'પટ્ટણીઓ સ્વચ્છંદી થશે તો માથું કાપવું પડશે.' રેવાપાલે દૃઢતાથી હોઠ બંધ કર્યા.

આમ્રભટે ચારે તરફ લોહીતરસી નજરે જોયું. તેના હાથમાં હથિયાર નહોતું તેનું તેને ભાન થયું. લાટના નગરશેઠના પુત્ર સાથે સમાલીને ચાલવાની તેના પિતાની સલાહ યાદ આવી. તે જરા નરમ પડ્યો.

'ભટજી !' રેવાપાલે ઉમેર્યું. 'તમે મારા પિતાના પરોણા છો. તમે તમારે રસ્તે જાઓ.'

આમ્રભટને શું કહેવું તે સૂઝ્યું નહિ. તેણે આખરે કહ્યું: 'હું લાટનો દુર્ગપાલ છું. હું તમારી ધમકીથી ડરવાનો નથી.'

'પાટણના દુર્ગપાલોની ધમકી હું વીસરતો નથી.' ચમકતી આંખે રેવાપાલે કહ્યું. અને તિરસ્કારમાં તે આગળ ચાલ્યો. આગળ ચાલીને ફર્યો અને તેણે ને આમ્રભટે બંનેએ એક જ સાથે મૂગે મોઢે સાંભળી રહેલા કાકાને જોયો. તેનું મોઢું ગંભીર હતું.

'રેવાભાઈ !' તેણે મીઠાશથી પૂછ્યું. 'શું થયું ?'

'ભટરાજ !' આમ્રભટે ઉતાવળથી કહ્યું. તેને હિંમત આવી.

'ભૃભુગુકચ્છ આવતાંવેંત જ મારું-પાટણનું અપમાન થાય છે. મારા હમીરનો પગ કાપી નાખ્યો.'

'રેવાભાઈએ ?'

'હા ! એ અપમાન હું કેમ સહું ?' ફરી ગુસ્સાનો ઉછાળો આવતાં આમ્રભટે કહ્યું. કાકે મૂગે મોઢે રેવાપાલ તરફ જોયું.

'પૂછ તારા ફળિયાની સ્ત્રીઓને ને તારા મણિભદ્રને.' તિરસ્કારથી રેવાપાલે કહ્યું.

કાકની આંખો ચમકી. આમ્રભટ ફિક્કો પડયો. તેને નેગએ કહેલી વાત સાંભરી, ને લાગ્યું કે હમીરને પેલી સ્ત્રીની શોધ કરતાં આ શિક્ષા મળી હોવી જોઈએ. તરત આ બધું ઢાંકી દેવાનો તેણે નિશ્ચય કર્યો, અને પૂછ્યું: 'હેં !'

કાકની નજર નેરા બોબડા પર પડી. તેણે સખ્તાઈથી પૂછ્યું.

'તું કેમ આવ્યો અલ્યા ?'

નેરો ધ્રૂજી ઊઠયો. તે દુર્ગપાલને સારી રીતે ઓળખતો હતો. તેણે હાથ જોડ્યા. 'બા-બા-પુ, મ-મ-'

'ભટરાજ !' આમ્રભટે કહ્યું. 'હમીરને એ ઊંચકી લાવ્યો.'

કાકે રેવાપાલ તરફ જોયું.

'એ પણ ત્યાં જ હતો.' તેણે જવાબ આપ્યો.

એક ફલંગ મારી કાક નેરાની પાસે ગયો ને તેનો કાન પકડી આમળ્યો. નેરો થરથર કાંપતો હતો અને તેને કપાળેથી પરસેવાની ધારા ચાલતી હતી.

'નેરા !' કાકે પૂછ્યું. 'શું થયું ?'

'બા-પુ !' તેણે નિરાધારીથી આમ્રભટ તરફ જોયું, પણ ત્યાં કૈં વળે એમ નહોતું, એટલે પાછું કાક તરફ જોયું. કાકની આંખમાં અંગારા ચળકતા હતા.

'મ–મ–મહારાજ !' નેરાએ કહ્યું. 'હમીરભટે એ–એક બ્રાહ્મણને લા–લા–લાત મારી ને રે–રેવાભાઈએ હમીરનો પગ કાપ્યો.'

'કેમ લાત મારી ?'

'બ્રાહ્મણે હ–હ–મીરને ગાળ દીધી !'

કાકે સખ્તાઈથી રેવાપાલ તરફ જોયું.

'રેવાભાઈ! આમાં સાચી વાત શું છે ?'

'હમીર પાણી ભરનારીની મશ્કરી કરતો હતો.'

આમ્રભટનું હૃદય કાંપ્યું.

'ને તું પણ ?' કાકે નેરાને પૂછ્યું.

'ના–ના–ના–બા—'

'નેરા !' કાકના અવાજમાં રહેલા રૌદ્રરસથી આમ્રભટ પણ બીધો. 'જો ફરી મારે હાથે ચડ્યો તો આ ડોકું ધડ પર નથી રહેવાનું. સોમેશ્વર !'

'જી !' કહી બહાર ઊભેલો સુભટ આવ્યો.

'આ હરામખોરને લાત મારીને બહાર કાઢ.'

'જેવી આજ્ઞા' કહી સોમેશ્વરે નજરવતી નેરાને આજ્ઞા કરી. નેરો ધીમે ધીમે બહાર ગયો.

'ભટરાજ !' આમ્રભટે ધીમેથી કાકને કહ્યું. 'આ બિચારાને–'

કાક આમ્રભટ તરફ ફર્યો. 'આમ્રભટ ! આ કોણ છે તે ખબર છે? એ પાટણનો અધમમાં અધમ સૈનિક છે.'

'પણ મારા હમીરને લઈ આવ્યો.'

'ન લાવ્યો હોત તો કે સૂરજ આથમી નહિ જાત. રેવાભાઈએ તો પગ કાપ્યો; હું હોત તો એનું માથું કાપત.'

આમ્રભટ બોલી શક્યો નહિ. કાક જરા નરમ થયો. 'હા ભાઈ! આ દેશમાં તમે પરદેશી છો. અહીંઆંના લોકોને દુભાવવા દેવા ન જોઈએ.'

રેવાપાલ તિરસ્કારભરી એક નજર કાક તરફ નાખીને ઘરમાં ચાલ્યો ગયો. કાક આમ્રભટને લઈ માળ પર ગયો.

'આમ્રભટ ! મારા જતાં પહેલાં એક સલાહ આપું ?'

'હા.' શરમીંદા થએલા આમ્રભટે કહ્યું.

'લાટ ને ગૂજરાત જુદાં છે, એ વાત અહીંઆંના લોકોને ભુલાવવાની છે. નહિ તો—'

'શું ?'

'શું ? તમને ખબર નથી કે ધ્રુવસેનના અનુયાયીઓ માત્ર વખતની વાટ જોતા બેઠા છે ?'

'શું કહો છો ?' હસીને આમ્રભટે કહ્યું.

કાકના મુખ પર ગાંભીર્ય છવાયું.

'આમ્રભટ ! આવી બાબતમાં હસશો તો પાટણને કોઈ દિવસ રડવું પડશે. તમે આવતાં વાર રેવાભાઈનું અપમાન કરવા માંડયું. એ કોણ છે તે ખબર છે ?'

'હા.'

'ના, નથી ખબર. નહિ તો અત્યારે તેની સાથે આવી નજીવી બાબતમાં જીભાજોડી કરત નહિ. આમ્રભટ ! એ જેવો સાદો છે તેવો નિર્જીવ નથી. લાટની રાજ્યસત્તા જયદેવ મહારાજની છે; પણ તેનો આત્મા ને ઉત્સાહ બંને રેવાપાલમાં છે. એ તો લાટના ગૌરવનો અવતાર મનાય છે. એનું અપમાન થતાં આખો દેશ ગાજી ઊઠશે.'

'ત્યારે એ પાટણનો વેરી છે ?'

'એમ ગણવું હોય તો ભલે ગણો. પણ એને છંછેડવા જશો તો લાટ ખોઈ બેસશો; માટે એની જોડે બગાડશો નહિ. નહિ તો આટલાં વર્ષનું કરેલુંકારવેલું ધૂળ મળશે.' કાકે કહ્યું. 'હવે હું જાઉં છું. તમને ને નગરશેઠ બંનેને મારે ત્યાં જમવાનું છે; માટે નગરશેઠ આવે એટલે આવી પહોંચજો.'

# પ્રકરણ પંદરમું

## કાકની ચિંતા

કાકે તેની સ્વાભાવિક વિચક્ષણતાથી બિનઅનુભવી આમ્રભટનું અવિચારીપણું અને રૈવાપાલનો તેના તરફ તિરસ્કાર પારખ્યાં હતાં; અને પોતે ભૃગુકચ્છ છોડી જશે ત્યારે શું શું બનશે તેની કંઈક ઝાંખી થઈ, અને તેના દૂરઅંદેશી મગજ આગળ એક મોટી ચિંતા ઊભી થઈ.

એ ચિંતાએ ચીતરેલું કારમું ચિત્ર જોઈ તેને કંપારી થઈ. તેની મંજરીને અહીંઆં એટલી મૂકી જતો હતો. પોતે મરી જાય કે લાટમાં તોફાન થાય તો એનું શું? ઉદા મહેતાએ કરાવેલા કડવા અનુભવો તેની નજર આગળ ખડા થયા. ફરી એવું સહેવું પડે તો એ બિચારીનો કોણ બેલી?

આમ્રભટને કે પટ્ટણી ભટરાજ માધવને એ સોંપણ થાય એમ નહોતી; ને લાટમાં કોઈ એવું નહોતું કે જે મુશ્કેલીની વખતમાં એને આશ્રય આપે.

એક પલવાર કાકની આંખે ઝાંખ વળી. વર્ષો સુધી તેણે કેટલાક આદર્શો સેવ્યા હતા; તેને સિદ્ધ કરવા રંજ ઉઠાવી હતી; અને એ બધાનાં ફલ અત્યારે તો સારાં લાગતાં હતાં. તેની પ્રિયતમા સુખમાં જીવન ગાળતી હતી. તેનો લાટ દેશ સ્વાતંત્ર્યનષ્ટ થયો હતો, તોપણ ગૌરવશીલ હતો; તેણે સ્વીકારેલા માલિક જયસિંહદેવની આણને પગલે તેની પણ ખ્યાતિ ચારે દિશામાં પ્રાવર્તતી હતી.

પણ આ બધાં ફળ અત્યારે કાલ્પનિક ડાળે ઝૂલતાં દેખાયાં. જો એ સોરઠ જાય ને કોઈ કારણસર કેદમાં પડે કે જીવ ખુએ તો મંજરી દુઃખી ને નિરાધાર થાય; લાટમાં રમખાણો, કલેશ, અનીતિ, વિજેતાની ક્રૂરતા ને હારેલાનાં દુઃખ પાછાં દેખાતાં થાય; અને પોતાની કીર્તિ ફૂલખરણીનાં બળતાં સમી બુઝાઈ જઈ તેનો ડપંકો જ માત્ર ધૂળમાં મળે. અને આવા પરિણામની બધી સામગ્રી અત્યારે તૈયાર હતી. જયદેવને તેના પર દ્વેષ હતો. ઉદો અત્યારે રાજાનો માનીતો બની પોતાનું વેર વાળવાનો લાગ જોતો હતો; વિનાશની અણી પર આવેલી રાણકદેવી તેને ભાગતાના ભિક્ષુ થવાનું નિમંત્રણ દઈ રહી હતી. અહીંઆંથી તે જવાનો, અને મૂર્ખ, બિનઅનુભવી ને અભિમાની આમ્રભટના હાથમાં લાટનો કઠણ મામલો રહેવાનો.

એક પળવાર તેના બહાદુર હૃદયમાં નિરાશા પ્રગટી, એક પળવાર જયસિંહદેવના હુકમનો અનાદર કરવાનું મન થયું. બીજી જ પળે તેને ભૃગુકચ્છથી ગયા વગર છૂટકો જ નહોતો એમ ભાન થયું.

તે બહાર જતો હતો. તે પાછો ફર્યો ને નગરશેઠના ઘરમાં ગયો. 'રેવાભાઈ ઉપર છે?' તેણે સ્ત્રીને પૂછ્યું.

'હા! થોડી વાર પર જ મેડી પર ગયા છે.' બાલપણમાં તેણે ને રેવાપાલે આખું ઘર ખૂંદી માર્યું હતું, એટલે તે તરત રેવાપાલની મેડી પર ગયો. રેવાપાલની મેડી બધાથી દૂર, ઘરને છેડે હતી.

તેણે દાદર ચઢતાં બૂમ મારી 'રેવાભાઈ!' કોઈનો જવાબ નહિ આવ્યો. કાક ઝપાટાબંધ મેડીમાં ગયો તો તે ખાલી હતી. તેણે બારણા બહાર ડોકીઉં કરી જોયું તો કોઈ જણાયું નહિ. તેણે બૂમ મારી, પણ કંઈ જવાબ નહિ આવ્યો.

કાક અજબ થયો. રેવાપાલ ઘરનાં લોકો જોડે બહુ બોલતો, બેસતો નહોતો; બહારને બારણેથી પાછો ગયો નહોતો; અને તેની પાઘડી ને ખેસ અહીંઆં હતાં નહિ!

કાક પાછલી બારી ઉઘાડી હતી તે તરફ ગયો, અને ચમક્યો. પાછળ ઊતરવા માટે ત્યાં નીસરણી રાખી હતી. તેણે લપાતાં લપાતાં, બારી પાસે જઈ બહાર જોયું.

આ નાના પાછલા વાંડામાં થોડાંક ઝાડ હતાં, અને ગાયોની કોડ હતી. કાકે ધ્યાનથી સાંભળ્યું તો એક બે જણ છાનામાના વાત કરતા સંભળાયા. તેમાં રેવાપાલનો ઘાંટો પણ સંભળાયો. જો તે ભૃગુકચ્છમાં નહોત કે તેનો દુર્ગપાલ નહોત તો આગળ વધી, રેવાપાલ કોની સાથે વાત કરતો હતો એ નક્કી કરત. પણ અત્યારે વધારે આગળ જવામાં માલ નહોતો એમ તેને લાગ્યું. એટલું તો સ્પષ્ટ હતું કે સબલ કારણ સિવાય રેવાપાલ જેવો માણસ આમ પાછલે રસ્તે વાત કરવા જાય નહિ. રેવાપાલે કેં રમત રમવી શરૂ કરી હતી એમ લાગતું હતું. પાટણની સત્તા તોડવા સિવાય બીજી કોઈ રમત રેવાપાલ હાથ ધરે એમ હતું નહિ. એટલામાં પાછળ પગલાં સંભળાયાં. કાક સ્વસ્થ થઈ બારણા તરફ જવા લાગ્યો. તે બારણા સુધી જઈ પહોંચ્યો ને એક સ્ત્રી આવી.

'એનાંભાભી !'

રેવાપાલની સ્ત્રી એનાં ચમકી. 'કોણ કાક ! તું–તમે–અહીંયાં !'

'ભાભી હું જ.' કાક હસીને કહ્યું. 'આ ઘર સિવાય કેં છૂટકો છે ?'

એનાં સુકી ને ઊંચી હતી. રેવાપાલના શુષ્ક ઘરસંસારના સુકાન પર બેસી તે સહનશીલ ને એકનિષ્ઠાવાળી બની રહી હતી. જેવો રેવાપાલ અમાનુષિ હતો, તેવી જ એનાં હતી. તેણે પ્રેમ ને આદર, મોજ ને મજાહ, લિપ્સા ને લહાવા બધાંને વિસારે મૂક્યાં હતાં; માત્ર પતિની સેવા માટે તે જીવતી. દિવસો સુધી રેવાપાલ બોલતો નહિ, ને તે બોલાવતી નહિ. પ્રહરો સુધી રેવાપાલ ઊંઘતો નહિ, તો તે પાંપણ પણ નમાવ્યા વિના ખાટલાના પાયા પાસે બેસી રહેતી. ઘણી વખત રેવાપાલ અપવાસ કરતો તો એનાં અન્નજલનો ત્યાગ કરતી. જ્યારે જ બુસર પડયું, ત્યારે રેવાપાલે

કાકને મળવાનો વ્યવહાર બંધ કર્યો; અને ત્યારથી કાક સાથે બેનાંએ અબોલાં લીધાં. બેનાં અત્યારે ચમકી; અને અબોલાં તેનાથી છૂટી ગયાં.

'તમે ક્યાંથી ?'

'મારે ભાઈને અને તમને મળવું હતું.'

'મને ?' દયામણી રીતે હસીને બેનાંએ કહ્યું.

'હા. ભલે મળ્યાં તો સારું થયું. તમારી બેનને મારે તમને સોંપવી છે.'

'મને? હું શું કરી શકું? ને તમે—'

'હું સોરઠ જાઉં છું. માટે તમને ને ભાઈને સોંપણ કરવી છે.'

બેનાંએ ડોકું ધુણાવ્યું. 'હું કે ન જાણું. તમે ને તમારા ભાઈ જાણો.'

'પણ ભાઈ છે ક્યાં? તેથી જ હું આવ્યો છું. હવે એ ક્યાં મળશે?'

'તમે ક્યારે જવાના છો?'

'કાલે. આજે સાંજે મળશે?'

'સાંજે તો દર્શન કરવા જશે.'

'ગંગનાથ મહાદેવે ધ્રુવસેન સેનાપતિનાં દર્શન કરવા જાય છે, નહિ? હા. એ ઠીક છે. કહેજો કે હું એમને ત્યાં સાંજે મળીશ, ને મેં કહ્યું છે તે કહેશો?'

'એ પૂછશે તો. નહિ તો નહિ.'

કાક આ સ્ત્રીની ત્યાગવૃત્તિનો વિચાર કરી રહ્યો; ને મૂંગે મોઢે નમસ્કાર કરી રજા લીધી. આરતી વિટંબણાના અસ્પષ્ટ પડઘા તેને કાને અથડાવા લાગ્યા.

•

# પ્રકરણ સોળમું

## જેમાં આમ્રભટને આંખે અંધારાં આવે છે

આમ્રભટને ઘણી બેચેની થઈ આવી. તેણે ભૃગુકચ્છ આવી કૈં કૈં મનોરથ મારવાની હોંશ રાખી હતી; પણ અહીંયાં પગ મૂકતાં તો નોકર ખોયો, અપમાન વેઠ્યું, અને હૃદય એક અણજાણી ચોરી ગઈ. આટલી ઉમરમાં આટલાં બધાં દુઃખની આવડી મોટી પરંપરા તેણે અનુભવી નહોતી.

એટલામાં નગરશેઠ આવ્યા.

'અરે મારા ખંભાતના મંત્રીના ચિરંજીવી!' તેજપાલ શેઠે કટાક્ષમય અવાજે કહ્યું. 'મારા તો ધનભાગ્ય થઈ ગયાં.' તે આમ્રભટને ભેટ્યા. 'મને સવારનું લાગ્યા કરતું હતું કે આજે સૂરજ સોનાનો જ ઊગવાનો. કૈં ઉદા મહેતાની મહેરબાની!'

આમ્રભટને આ માણસ પણ સમજાયો નહોતો. તેના શબ્દો સાકરના કટકા જેવા હતા. તેના અવાજમાં કટાક્ષમયતા હતી. તે મશ્કરીમાં બોલતા હતા કે મશ્કરીમાં તે પણ તેના મોઢાપરથી પરખાય એમ નહોતું, અને આખો વખત એક આડી આંખના ખૂણામાંથી તે આમ્રભટને જોયા કરતા.

'અરે ઓ શકરા!' તેણે નોકરને ચિડાઈને બૂમ પાડી. 'આ ભટજીને કૈં પૂછ્યું? ભિખારી ગામના વહીવટદારોમાં એક કોડીનીએ અક્કલ ન મળે. કોણ જાણે કઈ ફુરસદની ઘડીએ ઘડાયા છે. બોલો, ભટજી! તબિયત તો ખુશ? અમારે અહીંયાં તો પાટણની મોજ નથી.'

'મને તો તમારું ભૃગુકચ્છ ઘણું ગમ્યું !'

'અરે, કંઈ પાટણની મિસાલે આવે? આજે તો કાકભટજી ચાલ્યા! ચાલો. એને પણ પગે પનોતી આવી.' નગરશેઠે કહ્યું.

'હા, મહારાજ બોલાવે છે.'

'કેમ નહિ?' ફરીથી ન સમજાય એવે અવાજે તેજપાલે કહ્યું. 'એવા તો મહારાજ પાસે ન હોય તો ક્યાં હોય? મહારાજની પણ શું કીર્તિ છે! દુનિયામાં જનજનાવર માત્ર તેમની જ કીર્તિ ગાયાં કરે છે.'

આમ્રભટ જોઈ રહ્યો. 'હા.' તેણે કહ્યું.

'ચાલો હવે, નાહી લો, દુર્ગપાલને ઘેર આજ તો ધામા છે. હું તો સવારે નાહ્યો છું. ચાલો, નહિ તો બ્રાહ્મણના ઘરનું અન્ન ટાઢું થઈ જશે.'

એ તીખી વાણીની પ્રસાદી સાંભળી દીંગ થઈ ગએલો આમ્રભટ નાહી-ધોઈ તૈયાર થયો, અને નગરશેઠ સાથે પાલખીમાં ચઢી, દુર્ગપાલને ઘેર જવા નીકળ્યો.

સામ્બા બૃહસ્પતિના વાડા પાસેથી ચાલતાં આમ્રભટનું ચિત્ત પેલી સવારવાળીના સ્મરણમાં ચોંટ્યું, અને નગરશેઠની વાતમાંથી ધ્યાન જતું રહ્યું. આ અદ્ભુત સ્ત્રી કોણ હશે? કોનું ઘર શોભાવતી હશે? એનાં નયનો પાછાં ક્યારે પાવન કરશે?

એકદમ પાલખી વાડામાં દાખલ થઈને આમ્રભટનો શ્વાસ રૂંધાઈ ગયો. બે નાનાં બાળકો દોડતાં પાસેના એક ઘરમાં પેસી જતાં હતાં. તેમાંની એક છોકરીની પગની એડી પર તેની નજર ફરી ગઈ. તેણે સવારે મંદિર પાસે જોયેલી એડીઓ તેને યાદ આવી. તેને દુર્ગપાલના ઘરમાં જોયેલી એડીઓ યાદ આવી. અત્યારે આ તે જ એડીઓ—ઘાટીલી, ગુલાબી અને ચિત્તભેદક. તેણે એડીઓ પરથી નજર ઊંચે કરી. આ

એડીમાંથી તો એક નાજુક રૂપાળી કન્યા ઊગતી હતી. 'શું?' તેની આંખે અંધારાં આવ્યાં. શું પેલી સુંદરીએ તેને ચિત્તભ્રમ કર્યો હતો કે જ્યાં ને ત્યાં તે તેને જ દેખતો હતો.

એટલામાં કાકનું ઘર આવ્યું ને તે પાલખામાંથી નીચે ઊતર્યાં, ત્યાં કાક અને ભટરાજ માધવ મળ્યાં. માધવ નાગર દાદક મહેતાનો ભત્રીજો હતો, અને ઘણાં વર્ષ થયાં ત્રિભુવનપાલનો મિત્ર ને સેવક હતો.

રાજ્યકારભારની, ભૃગુકચ્છની ખટખટની, ધ્રુવસેનના પક્ષકારોની, પાટણની રાજ્યનીતિની ને ખેંગારના પરાજયની વાતો થઈ. બધા જમ્યા અને ઘેર જવાની વખત થઈ. પણ આમ્રભટનું ચિત્ત આ કોઈ પણ વસ્તુમાં નહોતું—તે તો પેલી સુંદરી પર જઈ ચોંટયું હતું. આ એક બે ફળિયામાં તે હતી; અને આટલી પાસે હતી છતાં દૂર ને દુષ્પ્રાપ્ય હતી. તેને શોધવાનું કામ મૂકી આમ રાજખટપટનાં ટાયલાં તેને કેમ ગમે?

આખરે પરોણા વિદાય થયા; અને કાક આમ્રભટની મૂર્ખતા, અભિમાન ને કચાશ વિષે વિચાર કરી રહ્યો.



# પ્રકરણ સત્તરમું

## રેવાપાલનું હૃદય

જ્યારે ભૃગુકચ્છનો દુર્ગપાલ ચિંતાગ્રસ્ત બની રેવાપાલને મળવા ગંગાનાથ મહાદેવ જવાનો વિચાર કરતો હતો ત્યારે રેવાપાલ મહાદેવની પાછળ આવેલી એક ઝૂંપડીના બારણા આગળ બેઠો હતો.

ઝૂંપડીમાં બ્રહ્માનંદ સરસ્વતી ધ્યાનમાં બેઠા હતા. રેવાપાલ અધીરો થતો હતો અને નદીના તરંગોને એકાગ્ર નજરે જોઈ રહેલી તેની આંખો અવારનવાર ઝૂંપડીના બારણા તરફ ફરતી હતી. તેના મુખની રેખાઓ જરા વધારે સખત દેખાતી હતી. તેના શ્વાસોચ્છ્વાસની અનિયમિતતા જ માત્ર એના અંતરના ક્ષોભની દેખા દેતી હતી.

ઝૂંપડીમાં પગરવ સંભળાયો એટલે રેવાપાલ ઊભો થઈ ગયો. થોડી વારે બારણું ઊઘડયું, અને એક વૃદ્ધ સન્યાસી આવ્યો.

'બેટા રેવા! કેમ આજે વહેલો?' બ્રહ્માનંદે પૂછયું.

બ્રહ્માનંદના દાંત પડવા માંડયા હતા, ને ચામડી ઝૂલવા માંડી હતી. પણ તેની આંખો નિસ્તેજ નહોતી; અને તેના સ્નાયુઓનું જોર ઝાઝું ઘટયું નહોતું. આ સંન્યાસી પૂર્વાશ્રમમાં ધ્રુવસેન સેનાપતિ હતા; —ને એની હાકે પાટણ ને ધારાના નરપતિઓ ધ્રૂજતા એમ કોઈ અત્યારે ધારી શકે એમ નહોતું. રેવાપાલે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા ને તે ઊઠી ઝૂંપડીમાં દાખલ થયો.

'બેસ, બેટા !' બ્રહ્માનંદે કહ્યું.

'જી' જરા ધ્રૂજતે અવાજે રેવાપાલે કહ્યું. 'મહારાજ, બારણું બંધ કરું ?'

'ખુશીથી.' રેવાપાલે બારણું બંધ કર્યું.

'ગુરુદેવ ! આજે આટલે વર્ષે રજા માગવા આવ્યો છું.'

'શાની ?'

'મારા હિયાની આગ હોલવવાની.'

'એમાં રજા શાની માગે છે ? રેવા ! તારા અંતરમાં શાંતિ થાય એવી જ પ્રાર્થના હું રોજ કરું છું.'

'ગુરુદેવ ! તમે મને સમજ્યા નહિ. તમે માગો છો એવી શાંતિ મને નથી જોઈતી.'

'ત્યારે ?'

'પટ્ટણીઓ પાછા જાય તો જ મને શાંતિ મળે એમ છે.'

'હજુ તું એ વિસર્યો નથી. રેવા ! કેટલી વાર કહું ? મૃણાલકુંવરી પાટણ પરણી એટલે પાટણ આપણું ધણી થયું. આટલાં વર્ષ પછી હવે શું થાય ?'

'ગુરુદેવ ! તમે આમ નિરાશ થશો તો—'

'ભાઈ, જ્યાં સુધી આશાનું એક ટીપું રહ્યું ત્યાં સુધી હું ડગ્યો નહોતો. પણ મને તો હવે આશા રાખવી એ ગાંડપણ લાગે છે.'

રેવાપાલે ઊછળતા જુસ્સાના ભારથી આંખ મીંચી. તેના હોઠ તણાઈ સખત થયા.

'ગુરુદેવ ! તમે તો સંસાર ત્યાગ્યો છે એટલે ગાંડપણ લાગે છે, પણ જેવો આજે છે તેવો દિવસ ફરી આવવાનો નથી.'

'હું માનતો નથી.'

'ભલે તમે નહિ માનો. અને જો એવો દિવસ ન હોય તોપણ હવે હું થાકી ગયો છું: મારાથી આ સહન થતું નથી, જોવાતું. નથી. હવે તો એમ થાય છે કે, હું નહિ કે પટ્ટણીઓ નહિ.' . આંખમાંથી આંસુ લૂછતાં રેવાપાલે કહ્યું.

'કેમ, શું છે?' જરા આતુરતાથી બ્રહ્માનંદે પૂછ્યું.

'ગુરુદેવ! ગુરુદેવ! જ્યાં જોઉં છું ત્યાં લાટનાં ટેક ને સુખ જતાં જોઉં છું. આજે જ એક વાત બની. અવિમુક્તેશ્વરના દહેરા આગળ મેં બે પટ્ટણી સૈનિકોને ખુલ્લે દિવસે આપણી સ્ત્રીઓની મજાક કરતા જોયા...એક સૈનિકને હાથે એક પવિત્ર બ્રાહ્મણને આનંદથી કચરાતો જોયો. અને આવું આજે જ નથી થયું, દરરોજ કંઈ ને કંઈ આવું થાય છે. હવે તો અધમતાની હદ વળી રહી છે. આથી નરક વધારે ભયંકર નહિ હોય.'

'કાક શું કરે છે?'

'કાક શું કરે? એ તો રમકડું છે. એ ધારે છે કે એનું ચાલે છે. પણ જ્યાં એની પૂઠ ફરે છે કે અનેક અત્યાચાર થાય છે. ને એ તો કાલે જશે.'

'ક્યાં?'

'વંથળી. એના મહારાજનો હુકમ આવ્યો છે. અને લાટની સત્તા કોના હાથમાં આવશે તે ખબર છે?'

'ના.'

'એક મંત્રીનો છોકરો છે. નથી અક્કલ ને નથી રીતભાત, ને નથી શૂર. તેના હાથ નીચે રહેવા કરતા કપાઈ મરવું વધારે સારું. તેથી જ હું કહેતો હતો કે ચોધરીઉં બહુ સારું છે.'

'એ ક્યાં ઊતર્યો છે?'

'મારે ત્યાં. બાપા તો બહેનને એને આપવા માગે છે.'

'એમ !'

'હા. પણ મારું ચાલશે તો તો આંબડ મહેતો જેવો આવ્યો છે તેવો પણ સાજો પાછો નહિ જાય. ગુરુદેવ! જરા વિચારે કરો. ભોળાનાથે શું સરસ પ્રસંગ આપ્યો! ત્રિભુવનપાલ નહિ; કાક નહિ; પટ્ટણી લશ્કર નામનું જ, ને આંબડ ને માધાના હાથમાં લાટ! ગુરુદેવ! તમારી તો એક હાકે લાટ આપણા હાથમાં પાછું આવે.' આતુરતાથી બ્રહ્માનંદ તરફ જોતાં રેવાપાલે કહ્યું. 'ગુરુદેવ! જરા વિચાર કરો: પદ્મનાભ મહારાજનું લાટ આજે કચરાઈછૂંદાઈ રહ્યું છે. તમે નિરાધાર લાટને આધાર નહિ આપશો તો કોણ આપશે?'

'દીકરા! મેં તો સંન્યસ્ત લીધું છે, એટલે હું આઘો રહ્યો. પણ તું કે તોફાન આરંભે તે મને ડહાપણભર્યું નથી લાગતું' બ્રહ્માનંદે ડોકું ધુણાવતાં કહ્યું.

'ત્યારે શું બેસી રહેવું? ગુરુદેવ! એક હજાર યોદ્ધા તત્પર થઈ રહ્યા છે. પંદર દહાડામાં પાંચ હજાર પાળાઓ ભૃગુકચ્છ આવી પહોંચશે.' છેક ધીમે અવાજે રેવાપાલે ઉમેર્યું.

'શું કહે છે?'

'પંદર દહાડાથી મને કૈંક ખબર હતી. તે આજે આમ્રભટ આવ્યો ને મને ખાતરી થઈ કે આ સમય ચૂકવા જેવો નથી. મેં ચારે તરફ માણસો વળાવ્યાં છે. અખાત્રીજ પહેલાં ભૃગુકચ્છથી માંડવી સુધીનો પ્રદેશ આપણા હાથમાં આવશે.' ઉતાવળથી અને ધીમેથી બોલતાં રેવાપાલે કહ્યું.

'ત્યારે તેં તો બધું આરંભી દીધું છે.'

'હા. પણ તમારી આજ્ઞા વિના કૈં કરવાનો નથી.'

'બેટા! તું જે કરે તેમાં તને વિજય મળે એવી મારી સદાની આશિષ છે.'

'દેવ ! આ વખત તો એવી આજ્ઞા કરો કે કાં તો વિજય મેળવું કે કાં તો દેહ પાડું.'

'રેવાપાલ ! તારી એવી એકનિષ્ઠા છે કે વિજય મળ્યા વિના રહેશે નહિ.'

એકાગ્ર નયને રેવાપાલ જોઈ રહ્યો.

'દેવ ! એક બીજી યાચના કરું ?'

'હા. બોલ.'

'તમે ભગવાં ઉતારો.'

બ્રહ્માનંદ ચમકીને પાછો હટયો.

'શું ?'

'દેવ ! ધ્રુવસેન સેનાપતિ વિના આખા લાટનું શૌર્ય નકામું છે. કોની હિંમતે અમે હામ ભીડશું ? કોને વચને અમે મરણિયા બનીશું ?'

'રેવા ! હવે હું ભગવાં ઉતારું એ કેમ બને ?'

'દેવ ! તમે નહોતું કહ્યું કે હાથથી ખોએલા લાટમાં તમારું સ્થાન નથી. તો મહારાજ ! તમે તમારું સ્થાન લો તો જ પાછું લાટ હાથમાં આવે. એક વખત ફરી બહાર પડો. એક વખત તમારા ધનુષ્યના ટંકારે લાટ ગજવો.'

'બેટા ! તારા બોલથી તો મારું મન લલચાય છે.'

'ત્યારે કહો—આવશો ? અખાત્રીજે ભગવાં ઉતારશો ?'

'ના.'

'દેવ ! આ શું કહો છો ?'

થોડીવાર બ્રહ્માનંદ મૂગા રહ્યા.

'રેવા ! એક વચન આપું ?'

'શું ?'

'તને જો ખરી જરૂર જણાય, જો મારી હાજરી વિના જ તારો પ્રયાસ ધૂળ મળતો હોય તો સંદેશો મોકલજે. હું ભગવાં ઉતારી આવીશ. હવે થયું?' જરાક હસીને પ્રસન્ને કહ્યું.

રેવાપાલે નીચા નમી બ્રહ્માનંદના પગ પર માથું મૂક્યું. કૃતજ્ઞતા બીજી રીતે તે દર્શાવી ન શકયો. ગુરુદેવે શિષ્યના માથા પર હાથ મૂકયો. થોડી વાર કોઈ બોલ્યું નહિ.

'દેવ! ત્યારે એક કામ કરશો?' રેવાપાલે પૂછ્યું.

'બોલ.'

'તમારું પદ્મવિજય આપશો?'

'ખુશીથી. બીજો કયો યોદ્ધો એને વાપરશે?'

'દેવ! આપણે હસતાં હસતાં એ ધનુષ્યને પદ્મવિજય નામ આપ્યું હતું તે યાદ છે? જ્યાં એનો ટંકાર થશે ત્યાં વિજય જરૂર થશે.'

'બેટા! આ પેલી માળી પર પડયું છે. લઈ લે, અને જ્યારે મારી જરૂર પડે ત્યારે એની પણછનું ફૂમતું મોકલાવજે. પદ્મનાભ મહારાજની પટરાણીએ એ બાંધ્યું હતું.' રેવાપાલ ઊઠયો અને નીચી માળી પર પડેલું ધનુષ્ય ખેંચી કાઢયું, અને ખેસ વતી ખંખેરી ભોંયપર એક છેડો મૂકી વાળી જોયું. તેની સ્થિતિસ્થાપકતા તેવી જ હતી.

'આ તો અદ્‌ભુત છે.'

'બેટા! ગંગનાથ મહાદેવનો પ્રતાપ છે. જા! વિજય કરજે.'

રેવાપાલે ફરીથી દંડવત્ પ્રણામ કર્યા; ફરીથી બ્રહ્માનંદ સરસ્વતીએ મૂગે મોઢે આશીર્વાદ દીધો. બંને મૂગે મોઢે પણ ભારે હૈયે છૂટા પડયા. બંનેને લાગ્યું કે વિધિ તેમનાં જીવનનું નવું પાનું ઉકેલતી હતી.



# પ્રકરણ અઢારમું

## કાકની યાચના

જ્યારે રેવાપાલ ઝૂંપડીની બહાર નીકળ્યો ત્યારે સંધ્યા શરૂ થઈ ગઈ હતી; અદૃષ્ટ થતો દિવસનો પ્રકાશ અને આછા અંધારા આકાશમાં તરતા તારાઓ રેવાનાં નીરને ગંભીર સ્વરૂપ આપી રહ્યાં હતાં. ભક્તિભાવથી રેવાપાલ નર્મદાના શાંત તટ પર નજર નાખી રહ્યો; અને ધીમે ધીમે વિચાર કરતાં અગાશી તરફ ગયો.

અત્યારે એના હૃદયમાંથી ભાર ઓછો થયો હતો. નિરાશાથી નિશ્ચેતન બનેલા એના હૃદયમાં આજે નવી આશાનો ઉલ્લાસ પેદા થયો હતો. વર્ષો થયાં દબાવેલી હોંસ આજે પૂરી પડતી જણાતી હતી. લાટના સ્વાતંત્ર્ય માટે એક ભયાનક વિગ્રહ કરવો એ એના જીવનનું લક્ષ્ય હતું; તે લક્ષ્ય આજે સધાવાની તૈયારીમાં હતું.

જંબુસર પડયા પછી આ લક્ષ્ય સાધવાની આશા તેણે છેક છોડી નહોતી. એને લાટની અહદશામાં શ્રદ્ધા હતી, એટલે પટ્ટણીઓને કાઢી મૂકવા એ અસંભવિત છે, એમ એને તો કદી લાગ્યું જ નહોતું. મહામહેનતે, મહાદુઃખમાં, પાળીપોષી મોટી કરેલી આ આશા આજે સિદ્ધિનું સ્વરૂપ પકડતી હતી.

આ આશા સેવતાં એણે વ્યવહારુ નીતિ વિસારી નહોતી. એની નજર લાટની ચારે દિશા પર ફરતી; ચારે દિશાના તોફાની ને અસંતુષ્ટ યોદ્ધાઓ જોડે તે સંબંધ રાખી રહ્યો હતો, અને આખા લાટમાં એની

અકનિષ્ઠા ને દેશભક્તિ માટે એટલું બધું માન હતું કે લોકોની આંખમાં ધ્રુવસેન સેનાપતિએ સંન્યસ્ત લીધું ત્યારપછી, એનું સ્થાન પ્રથમ હતું.

તે નર્મદાના તરંગો તરફ જોઈ રહ્યો. અંતરમાંથી તેણે આ જાગતી જોગમાયાને અર્ઘ્ય આપ્યો અને તેની આશિષ યાચી. આ તરંગોમાં સ્વરૂપ પકડતી માતાના કાલ્પનિક કરથી તેને આશીર્વાદ મળતો હતો એમ તેને લાગ્યું.

અડધો જાગતો, અડધો ઊંઘમાં તે પદ્મવિજયના પ્રચંડ ધનુષ્યદંડ પર હાથ ટેકાવી ઊભો રહ્યો. તરત તેના ખભા પર કોઈએ હાથ મૂકયો. તે ચમકીને પાછળ ફર્યો ને તરવાર પર હાથ નાખ્યો. પાછળ દુર્ગપાલ હસતે મોઢે ઊભો હતો.

રેવાપાલે ગુસ્સામાં હોઠ કરડયા. આ એના દુર્ભાગ્યનો દૂત અહીંયાં ઊભો હતો. અત્યારે પણ એને નીરાંતે વિચાર કરવા દેતો નહોતો. તે વખત છે ને તેની પાછળ પ્રપંચમાં પણ આવ્યો હોય.

'રેવાભાઈ આખરે મળ્યા ખરા.' કાકે કહ્યું.

'કેમ આવ્યો છે?' ગુસ્સાથી ઓખરા થઈ ગએલા અવાજે દાંત પીસી રેવાપાલે પૂછ્યું.

'મેં સવારે બેનાંભાભાને કહ્યું હતું કે અત્યારે હું તમને મળવા આવીશ, તમને તેમણે કહ્યું નહોતું?' કાકે નિખાલસ અવાજે કહ્યું. રેવાપાલ તેના જૂના મિત્રને ઓળખતો હતો અને તેની મીઠી જીભથી તે મોહી પડે એવો નહોતો. તેણે થોડી વાર સુધી ડોળા કાઢી જોયા કર્યું.

'કેમ આવ્યો છે?' રેવાપાલે અધીરાઈથી પૂછ્યું.

'હું કાલે વંથળી જવાનો છું.'

'તેમાં મારે શું?'

'હું એક યાચના કરવા આવ્યો છું.'

'કોઈને દાન કરવાની મારામાં શક્તિ નથી. ને હોય તોએ તને કરું નહિ.' તિરસ્કારથી રેવાપાલે કહ્યું.

'પણ હું યાચના કરું તો તમારી જ પાસે. ને દાન આપી શકો તો પણ તમે જ છો.' નમ્રતાથી કાકે કહ્યું.

'દાન માગ તારા પાટણના ધણી પાસે.' જીદમાં ડોકું ધુણાવી રેવાપાલે કહ્યું.

'કેટલાંક દાન બાલમિત્ર જ આપે, તે તો દુનિયાનો ધણી પણ ન આપી શકે.'

'હું તારો મિત્ર નથી, અને મારે તારી મૈત્રી જોઈતી નથી.' કહી રેવાપાલ ખસ્યો.

'પણ મારે તમારી મૈત્રીની ગરજ છે. જરા સાંભળો તો ખરા કે હું શું માગું છું. પછી ભલે ના કહેજો. મારે એક સ્ત્રીને તમારા સંરક્ષણમાં સોંપવી છે. રેવાભાઈ! આખરે એટલી પણ ટેક નથી?' જરાક હસીને ટોળમાં શાંત કાકે પૂછ્યું.

કાકના શબ્દથી રેવાપાલ અચકાઈને ઊભો, ને તેના તરફ ફર્યો. તેની સખત આંખો કંઈક નરમ બની. કાકે જોયું કે રેવાપાલ ચળ્યો.

'ભાઈ! મને મારી, ભૃગુકચ્છની, કે પાટણની જરા પણ પરવા નથી; તેનું જે થવાનું હોય તે થાય; તેનું જે તમારે કરવું હોય તે કરજો.' કાકે રેવાપાલના હાથમાં ધનુષ્ય હતું તે તરફ જોતાં કહ્યું, 'આ તો એક ગરીબ ગાયની રક્ષા કરવાની છે. લાટમાં એટલું તમે નહિ કરશો તો પછી કરશે કોણ?'

'તારાથી નથી થતી?'

'હું તો કાલે જાઉં છું. વખત છે ને ન પણ આવું.' કાકે કહ્યું.

'કોણ છે?'

'એ વિદ્વાન બ્રાહ્મણની છોકરી છે.'

'કોણ તારી સ્ત્રી ?' રેવાપાલે ચકિત થઈ પૂછ્યું.

'ને તે હોય તો—'

'તેને હું શા માટે પાંખમાં ઘાલું ?'

'મને કૈં અનિષ્ટ થાય તો—'

'તારું ને તારાં સગાંવહાલાંનું ગમે તેમ થાય તેમાં મને શું ?' તબિયત વાળી સખતાઈથી રેવાપાલે કહ્યું.

'હું તમારી જગાએ હોત તો આમ કહેત નહિ.'

'કાક ! તને હું ઓળખું છું. તારા જેવો હરામખોર બીજો મેં જોયો નથી. અત્યારે ભૃગુકચ્છમાં બધું ચૂંથાઈ ગયું છે, એટલે ગમે તે બહાને પોતાનું ભલું શોધે છે.'

'રેવાભાઈ ! મને મારી પરવા નથી. પણ આ બિચારીને હું પરદેશથી અહીં લઈ આવ્યો છું. એને મારા સિવાય કોઈ સગું કે સંબંધી નથી. ધારો કે તમે લાટ પાછું લીધું'—જરાક તીક્ષ્ણતાથી રેવાપાલ તરફ જોતાં કાકે કહ્યું,—'તો એનું કોણ બેલી ?'

'તારા માલિકોને કેમ નથી સોંપી જતો ?'

'પોતાનું જીવનસર્વસ્વ હોય તે મિત્રને સોંપાય, માલિકને નહિ.' કાકે જવાબ આપ્યો.

'એવાં તો કેટલાકનાં જીવનસર્વસ્વ તેં લૂંટાવ્યાં છે.' રેવાપાલે કહ્યું. કાકને લાગ્યું કે તેના બોલવાની અસર રેવાપાલ પર ઝપાટાબંધ થતી હતી, પણ હજુ તેના હૃદયને પિગળાવવા સખત નિનગીરીની જરૂર હતી. તેણે અડધી વિપલ વિચાર કરી એક ભયંકર બ્રહ્માસ્ત્ર છોડ્યું.

'રેવાભાઈ ! તમારું જીવનસર્વસ્વ પાટણ બચાવ્યું તેનો આ બદલો આપો છો ?'

રેવાપાલ નાનપણથી લીલાદેવીનાં પગલાં પૂજતો હતો. તે સ્વામી-

ભક્તિ હતી કે કે બીજું એ કોઈ પારખી શક્યું નહોતું: લીલાદેવી પાટણ પરણ્યાથી રેવાપાલના હૃદયમાં સ્વદેશદાઝ સિવાય કં લાગણીઓ થઈ હતી કે નહિ તે કોઈના જાણમાં નહોતું: પણ કાકની નજરની બહાર કં વાત નહોતી. ઘણા વર્ષો થયાં છૂપાએલા વ્રણમાં તેણે એવો સચોટ ઘા કર્યો કે તે વ્રણ તાજો થઈ આવ્યો.

'શું ?' ચમકી, બરાડો મારી રેવાપાલે કહ્યું. તેની આંખમાંથી અગ્નિ પ્રગટયો. તેણે ઝનૂનમાં તરવાર કાઢી. 'મોત આવ્યું છે ?'

'તમારે હાથે મોત–એથી વળી રૂડા વાનાં શાં ?' શાંતિથી હસી. તબિયત વાળી કાક બોલ્યો. 'પણ લીલાદેવીને સોલંકી સાથે વરાવ્યાં તેનું વેર લો છો ?'

'ચુપ–હરા–' ધીમે અવાજે, છતાં ખૂનસથી રેવાપાલે કહ્યું.

'કે ખોટું છે ? પણ મૃણાલકુંવરી અહીંવાં રહેત તો પણ તમારા મનોરથ પૂરત નહિ.' કૃત્રિમ તિરસ્કારથી કાકે કહ્યું.

'બામણા ! ચંડાલ !' ધ્રૂજતે અવાજે રેવાપાલે કહ્યું. ''તારું આવી લાગ્યું છે, હવે તું નહિ કે હું નહિ. કાઢ તારી તરવાર. તને આમ નહિ મારું. ચાલ, તારી પાપી જીભને હવે એક શબ્દ નહિ બોલવા દઉં. કાઢ !' રેવાપાલને મોઢે ફીણ આવ્યાં.

શાંતિથી હસીને કાકે ડોકાવતી ના પાડી.

'રેવાભાઈ ! હું તમારી સામે શસ્ત્ર નહિ કાઢું.'

'બાયલા !'

'હું બાયલો નથી, પણ આપણે લડીશું, તો જરૂર તમારું મૃત્યુ થાય. હું તમારાથી બેવડો બળિયો છું અને મારે બાલમિત્ર મારવો નથી.'

રેવાપાલના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેનું ભાન જતું રહ્યું. કાક જ તેનો વેરી હતો; તેની આકાંક્ષા વચ્ચે આવતી આડખીલી એ જ હતો. અત્યારે તેને મારવામાં જ તેનો ને લાટનો મોક્ષ દેખાયો.

'પાપી ! ત્યારે તું ભલે એમ ઊભો. તારા બે કકડા કરું છું' કહી તે તરવાર ઉગામી આગળ ધસ્યો. કાક સખતાઈથી, તિરસ્કારથી જોઈ રહ્યો.

'યાચક બ્રાહ્મણને મારી રેવાપાલ ટેક ખુએ એ જ મારે જોવું છે.' ગૌરવથી કાકે કહ્યું.

'રેવાપાલની ટેક !' એ શબ્દ રેવાપાલને કાને પડતાં જ તે થંભીને ઊભો રહ્યો. તેની ઉગામેલી તરવાર અદ્ધર જ રહી ગઈ.

'રેવાપાલ ટેક કદી ખુએ જ નહિ.' પાસેથી એક મીઠો અવાજ આવ્યો.

બંને ફર્યા. પાસે બ્રહ્માનંદ સરસ્વતી, તારાના આછા પ્રકાશમાં તેજસ્વી ને ગૌરવશીલ લાગતા ઊભા હતા. કાકે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. રેવાપાલનો ઉગામેલો હાથ નીચે પડ્યો; તેમાંથી તરવાર છૂટી પડી. તે ભોંય પર બેસી ગયો ને બંને હાથ માથે મૂકી ક્રુસકા ભરવા લાગ્યો.



# પ્રકરણ ઓગણીસમું

## કાકની રાજ્યનીતિ

'રેવાપાલ, આ શું ? કાક ! બે જૂના દોસ્તોને આ શોભે ?' બ્રહ્માનંદે પૂછ્યું.

રેવાપાલે હાથમાંથી માથું ઊંચક્યું નહિ. કાક હસતે ચહેરે જોઈ રહ્યો.

'ગુરુદેવ ! જૂના દોસ્તો હોય તો જ આમ લડે ને પાછા ભેગા બેસે. હું કાલે જવાનો છું સોરઠ, એટલે ભાઈને સુપ્રત કરવા આવ્યો હતો.'

'કોની ?'

'મારી સ્ત્રીની. તે બિચારીનું શું થશે તેની મને ઘણી ચિંતા થાય છે.' કાકે કહ્યું.

'બેટા !' બ્રહ્માનંદે કહ્યું. 'તેને શું થવાનું છે ?'

'ગુરુદેવ ! રેવાભાઈને હું જરા ચીડવતો હતો. પણ આપને તો ખરેખરું કહું છું. રેવાભાઈ વાટ જોઈને બેઠા છે; ને ભૃગુકચ્છના નવા દુર્ગપાલમાં અડધા તોલાભાર અક્કલ નથી. એટલે લાટમાં બળવો જાગવાનો એ તો ચોક્કસ ! તમે ના કહેશો નહિ; કારણ કે હું માનવાનો નથી. હું આપને ને રેવાભાઈને બંનેને ઓળખું છું.'

'ત્યારે તારી સાથે લઈ જા.'

'તે પણ બને એમ નથી. જયદેવ મહારાજ પાસે મારો કટ્ટો વેરી બેઠો છે. અને મહારાજ કે લીલાબા મારી સ્ત્રીને આશરો આપે નહિ. કાલે ઊઠીને મને કૈં થયું તો પછી એનું શું ?'

'કાક,' બ્રહ્માનંદે કહ્યું. 'ત્યારે તો તું ધોબીનો કૂતરો થઈ રહ્યો છે. નથી ઘરનો ને નથી ઘાટનો.'

'એવું જ છે.'

'ત્યારે ઘરનો શા સારું નથી થતો? પાટણમાં તારું કોણ છે? તારા રેવાભાઈની સાથે શા માટે નથી રહેતો? તમે બે બાલપણના ગોઠીઆઓ, આમ સામસામા કપાઈ-મરો એમાં શું સારું.'

'હા, કાક !' રેવાપાલે એકદમ ઊભા થઈ જઈ કહ્યું. 'આવ અમારી સાથે. આપણે પાટણને પણ સર કરીશું.'

'ભાઈ! ગુરુદેવ!' ખિન્ન અવાજે કાકે કહ્યું. 'આ નોતરું આજનું નથી. ઘણાએ, ઘણાં વર્ષો થયાં દીધું છે. પણ મને તમારી યોજનામાં શ્રદ્ધા નથી. લાટ એકલું પાટણ સામું શું કરી શકે? ને એક બીજી વાત જે મને સ્પષ્ટ દેખાય છે તે તમને દેખાતી નથી.'

'શી ?' બ્રહ્માનંદે કહ્યું.

'ગુરુદેવ ! એકલું લાટ, સોરઠ કે ગૂજરાત હવે ટકી શકે એમ નથી. માળવા ને સપાદલક્ષ* પણ જુદું ટકે એમ નથી. એ બધાં એક ચક્રે ચાલશે નહિ તો આપણું મેદાનમેદાન થઈ જવાનું. કેટલાક યુગો થયા લાટ ને ગૂજરાત લડે છે—ગૂજરાત ને માળવા લડે છે—ગૂજરાત ને સપાદલક્ષ લડે છે. આમ ચાલ્યા કરશે તો આપણે નિર્વીર્ય ને નિરાધાર બની જઈશું. ને ગુરુદેવ ! તમે તો લાટમાં બેઠા બેઠા કૈં જાણતા નથી.'

'શું ?'

* અજમેરની પાસેનો પ્રદેશ.

'જે પરધર્મી યવનોએ ભીમદેવ મહારાજના વખતમાં સોમનાથ લૂંટયું હતું તેઓ આગળ ને આગળ આવતા જાય છે. દરેક વર્ષે તેમની વાતો કાન પર વધારે ને વધારે અથડાતી જાય છે. આપણે માંહોમાંહ્ય લડશું તો પછી આપણું શું થશે? ગુરુદેવ! પાટણમાં એક ગાંડો જતિ આવ્યો હતો—ઘણાં વર્ષો પહેલાં. તેની એવી કહેતી ચાલે છે કે તે સદાય કહેતો કે બધા ધર્મ છોડી એક ધર્મ સ્વીકારો, નહિ તો યવનો તમારો જીવ લેશે. મને પણ લાગે છે કે એકેચક્રે કોઈ રાજા ભરતખંડ હાથ નહિ કરે તો આપણું સત્યાનાશ વળશે.'

'ને તારા જયદેવને ચક્રવર્તી કરવા તું સોરઠ જાય છે?' રેવાપાલે તિરસ્કારથી કહ્યું.

'જો તેણે મારું માન્યું હોત તો આજે થઈ ગયો હોત. પણ અમારા અહ મળતા નથી.' કાકે કહ્યું.

'ત્યારે લાટને તું સ્વતંત્ર નહિ થવા દે?' બ્રહ્માનંદે કહ્યું.

'મારું ચાલે તો નહિ.'

'તેં શા માટે જતો કર્યો?' રેવાપાલ બબડયો.

'રેવાભાઈ! તમને હજુ વાત પૂરી સમજાઈ નથી. તમે ધારો છો એવો હું સબલ નથી. આજે હું નહિ હોઉં તો શું? શું લાટ પરાધીનતામાંથી છૂટી જશે? ભૂલ છે. ગુરુદેવ! એકેચક્રે તો પાટણ જ રાજ કરવા સરજાયું છે—'

'કેમ જાણ્યું?' બ્રહ્માનંદે પૂછ્યું.

'કારણ કે વિધિએ તેને બળિયાનો પણ બળિયો આપ્યો છે.'

'કોણ જયદેવ?' બ્રહ્માનંદે પૂછ્યું.

'ના. જયદેવ ગમે તેવો ફૂંફાડો કરે, પણ તે તો ઠીક છે. ગુરુદેવ! એ ફૂંફાડા પાછળ—દળોની ઘોષણાઓ પાછળ—પાટણના કુકકુટધ્વજ પાછળ—મુંજાલ મહેતો છે. મારા જેવા ભલે મરે, પણ જ્યાં સુધી એ છે ત્યાં સુધી પાટણનો સિતારો ચઢે છે.'

'ત્યારે આજ સુધી કેમ કૈં એણે કર્યું નહિ?'

'કર્ણદેવ ગુજરી ગયા ત્યારે પાટણ પણ સોલંકીઓનું નહોતું. આજે કાવેરીથી શ્રીમાલ સુધી સોલંકીઓની હાક વાગે છે એ શું આ જયદેવ મહારાજને પ્રતાપે? એ તો મુંજાલને જોઈએ તેવાં સાધનો મળતાં નથી. પહેલાં મંડલેશ્વરોએ ઝઘડો કર્યો; પછી પાટણના ધનાઢ્યો વીફર્યા. હજુ શ્રાવકો સીધા ચાલતા નથી, ને નાગર મંત્રીઓ કચવાય છે અને તેમાં રાજા ઢંગ વગરનો છે. નહિ તો આજે શું થયું હોત તેની ખબર નથી.'

'ત્યારે તું શું કામ જાય છે?'

'મુંજાલ મહેતાની શું રમત છે, તે મને સ્પષ્ટ સમજાતી નથી. પણ મારું ચલાશે ને જીવતો રહીશ તો જૂનાગઢ પડશે ને જેવું લાટ છે તેવું સોરઠ થશે.'

'શાબાશ!' રેવાપાલે કઠોર હાસ્યથી કહ્યું. 'આવા વાણોતર ન હોય તો શેઠ ગાજે ક્યાંથી?'

'રેવાભાઈ હજુ નરમ પડયા નથી. ગુરુદેવ! મારી સ્ત્રીનું કૈં રક્ષણ થાય એવું કરો.'

'કાક! તારા ઉદ્દેશો જોતાં તો તને જીવતો રેવામાને સ્વાધીન કરવો જોઈએ.'

'ગુરુદેવ! તો રેવામા પણ મને અભયદાન આપશે.' ગર્વથી કાકે કહ્યું. 'જ્યારે પાટણનો ધણી રેવામાને ચરણે આવશે, જ્યારે આ લાટની જનનીમાંથી જગતની જનની થશે, ત્યારે મારો ઉદ્દેશ પૂરો થશે. ત્યારે તમારા કહ્યા વગર આ મારી સનાતન અંબાના ખોળામાં મરવા સૂઈશ.'

'લાટને જીવતાં ચાંગળું પાણી નથી આપતો ને મરતાં મસાણે ગાય લાવવાનો વિચાર રાખે છે.'

'તમે ભલે એમ માનો; પણ ગુરુદેવ! ભાઈ પાસે આટલું વરદાન અપાવી મને ચિંતામાંથી મુક્ત કરો.'

'રેવા ! કાકની સ્ત્રી તારી ભાભી છે. એનું રક્ષણ કરવાનું વચન આપ.'

'હું કેમ આપું ? આ પાપીને તો મારે હાથે મારવો પડે.'

'તે હું ક્યાં ના કહું છું. પણ પછી મારી સ્ત્રી શેર ધાન વિના ભૂખે ન મરે—ભાઈ, વિના આધારે ન રડે; મારો પુત્ર શિરછત્ર વિના કરમાઈ ન જાય—બસ એટલું જ વચન આપ.'

'આપ રેવા, એમાં કૈં ખોટું નથી.'

'ઠીક જા કાક! તારું ધાર્યું તેં કર્યું. તારી બૈરી ને છોકરાંને નિરાધાર નહિ રહેવા દઉં, થયું ? હવે જા, આજ તો તારાથી થાકયો. આ ભવે તારું મોઢું નહિ બતાવીશ.'

'ભાઈ! ભાવિમાં હજુ શું શું લખાવ્યું હશે કોણ જાણે!' કહી કાકે બંને જણને નમસ્કાર કર્યા.

'કાક ! જ્યાં જાય ત્યાં, પણ તારા ગુરુને છાજે એવું કરજે.'

'ગુરુદેવ ! બેફિકર રહેજો. ચાલો હવે આજ્ઞા !'

'હા બેટા.'

કાક ફરીથી નમસ્કાર કરી ચાલ્યો ગયો.

'રેવા ! આ છોકરો જબરો છે.' બ્રહ્માનંદે કહ્યું.

'સ્વાર્થ સાધવામાં એક્કો છે.' રેવાપાલે જવાબ વાળ્યો



# પ્રકરણ વીસમું

## મિત્રવધૂઓ

કાક ઉતાવળા બંદર પર જઈ વહાણનો બંદોબસ્ત ધાર્યા પ્રમાણે થયો કે નહિ તેની ચોકસી કરી. ત્યાંથી આવી, બીજી ખટપટ પૂરી કરી, તે મંજરી પાસે ગયો.

મંજરીએ સંસાર સ્વીકાર્યો હતો છતાં, તેવી ને તેવી જ મોહક, શરીરમાં ને બુદ્ધિમાં, રહી હતી. તે પહેલાંના જેવી ગર્વિષ્ઠ હતી; પહેલાંથી વધારે વિદ્વાન હતી. તેની મોહિની જે જે લોકો તેના સમાગમમાં આવતા તેના પર તો પ્રસારતી.

તેનું પાંડિત્ય વિદ્વાનોમાં માન પ્રેરતું. પરદેશી વિદ્વાનો ભૃગુકચ્છમાં આવતા તે એને મળવા જતા હતા—અને મળી, પ્રશંસાથી આર્દ્ર બનેલે હૈયે પરાજય સ્વીકારી, તેને સરસ્વતી જોડે સરખાવવાનાં અષ્ટકો લખતા. ચારે દિશાથી જે યોદ્ધાઓ આવતા તે દુર્ગપાલની મેમાનગીરી સ્વીકારવા જતાં, તેનું મુત્સદ્દીપણું વીસરી તેની સ્ત્રીના પૂજક થઈ જતા. ભૃગુકચ્છના સામાન્ય પુરુષો, તેના પરિચયમાં આવતાં, તેને દૈવી માનતા; વૃદ્ધો તેને રેવામાનો અવતાર માની, તેનાં દર્શન કરી કૃતાર્થ થતાં; આધેડ વયના પોતાના ઘરની જંજાલ વિસરવા કોઈ પ્રકારે તેની જોડે વાતચીત કરતા; અને એક જ અમીભરી દૃષ્ટિપાતની યાચના કરી રહેલ યુવકો એની એક અણધારેલી નજરના પ્રોત્સાહનથી, એને રીઝવવા, ભવસાગર તરવા મંડી જતા.

માત્ર જે એના સમાગમમાં ન આવતાં તે પુરુષો અને સ્ત્રીઓ આ ગર્વિષ્ઠ, સ્વસ્થ ને સ્વરૂપવાન સુંદરીની ખ્યાતિ સાંભળતાં, ને તેના તરફ અસ્પષ્ટ તિરસ્કારની નજરે જોતાં. મંજરી આ વાત જાણતી હતી. પણ તે તેમના તરફ ઘણા જ સ્પષ્ટ તિરસ્કારથી જોતી હતી.

પોતાના પતિની અને પોતાની શક્તિમાં તેને એટલી શ્રદ્ધા હતી કે જ્યારે કાકે તેને રેવાપાલે આપેલા વચનની વાત કરી ત્યારે તેની આંખોમાંથી તણખા ખર્યા.

'શા માટે એની પાસે ભીખ માગવા ગયા?' તેણે હોઠ પર હોઠ દાબી પૂછ્યું. 'તમને—મહારથીઓના શિરોમણિને—એ યાચના કરતાં શરમ નહિ લાગી? એટલા બધા અધીરા કેમ થઈ ગયા છો?'

કાક લાડકવાઈ સુંદરીનો ગુસ્સો જોઈ મીઠું હસ્યો.

'ને હું નહિ હોઉં ને કૈં તોફાન થાય તો?'

'તો મને શું થવાનું હતું? કોની મગદૂર છે કે મને કૈં કરી શકે?'

કાક ફરીથી હસ્યો. 'હા એ તો મને ખબર છે. ભૃગુકચ્છનો એકે-એક જુવાન તારે માટે મરવા તૈયાર થશે!'

'ના. ત્યારે લોકો માત્ર તમારા પર જ મોહી પડતા હશે!' મંજરી-એ હસીને જવાબ દીધો. 'પણ રેવાપાલના મિત્રજનો કે પાર નથી. એનું શરણ માગતા પહેલાં તો હું મરવું પસંદ કરું.'

'ગાંડી! હજુ તું તો તેવી ને તેવી જ રહી. મારા કાનમાં તોફાનના ભણકાર વાગી રહ્યા છે. અને આખા લાટમાં એકવચની હોય તો રેવાપાલ. આ આંબડને સોંપેલું કૈં કામનું નથી.'

'આંબડ! જેવો બાપ તેવો દીકરો. મને તો એનું નામ પણ નથી ગમતું. પણ તમે નકામી ચિંતા કરો છો. સોમેશ્વર છે, મણિભદ્ર છે; પછી શું? તમે તમારી જ ફિકર કરજોની. ને જેવા પંદર વર્ષ પર પાટણ જીતી આવ્યા હતા તેમ આ વખતે પણ જીતીને આવજો.'

'સાથે કોઈને લઈ આવું !'

'મંજરીથી વધારે સરસ મળે તો જરૂર. મારા સમ છે.' મંજરીએ હસીને કહ્યું. તેજસ્વી, સુકુમાર, સ્ફટિકથી શ્વેત આ મોહિનીના ગર્વિષ્ટ શબ્દો કાને સાંભળ્યા, ને તે બધું વિસરી ગયો. તે એક વિપલ વાર એના મુખની અપૂર્વ રેખાઓ, એના હાસ્યની વિદ્યુત્પ્રભા તરફ હર્ષથી જોઈ રહ્યો અને પછી યોગ્ય જવાબ વાળ્યોઃ તેણે મંજરીને ચુંબન કર્યું.

ગર્વિષ્ટ મંજરી માન મૂકી કાકની ભુજાઓમાં લપાઈ રહી.

'ભટરાજ !' તેણે ધીમેથી, અંતરની અભિલાષા ઉચ્ચારી. 'વહેલા પાછા આવશોની ?'

'તરત. ગભરાતી નહિ. મને કૈં થવાનું નથી.'

*

બંનેએ આત્મશ્રદ્ધાના આનંદમાં ચિંતા વિસારી મૂકી.

*

બીજે દિવસે દુર્ગપાલ વિદાય થયો. બંદર સુધી આમ્રભટ, નગરશેઠ, માધવ ને મણિભદ્ર વળાવવા ગયા. એક મંદિરની અગાસી પરથી મંજરી ક્ષિતિજમાં અંતર્ધાન થતા વહાણ પર ઊભેલા કાકને જોઈ રહી. જ્યારે વહાણ અદૃષ્ટ થયું ત્યારે તેણે છેડાવતી આંસુ લૂછ્યાં—ને વૌસરીને છાતી સરસો ચાંપ્યો.

તેની બે ત્રણ સખીઓ સાથે હતી. તેમણે આ હેતાળ હૃદયની વ્યથા મૂગે મોઢે જોઈ; પણ મંજરીને એક શબ્દ કહેવાની કોઈની હિંમત ચાલી નહિ.

તેણે વૌસરીને એક સખીને આપ્યો, અને મંદિરમાં દર્શન કરવા વળી. એક વિદ્યાર્થીએ આવી દીવો કર્યો. વૃદ્ધ પૂજારી લંગડાતો લંગડાતો આવી હસી હસી ખબર પૂછવા લાગ્યો. હાસ્યનાં કિરણો ફેંકતી મંજરી પોતાના તેજે અંધારા મંદિરને પણ તેજોમય કરી રહી.

તે મંદિરમાંથી બહાર નીકળી અને એનાં સહિત નગરશેઠના ઘરની કેટલીક સ્ત્રીઓ આવી. રૈવાપાલ તેના તરફ તિરસ્કારની નજરે જોતો હતો તેની મંજરીને ખબર હતી; એનાંને પણ તેનો સમાગમ પસંદ નહોતો. એટલે તેના ડોકના મરોડનો ગર્વ વધ્યો; તેના હાસ્યમાં જરાક અભિમાન આવ્યું.

'કેમ મંજરી ભાભી!' એનાંએ કહ્યું.

'સારું, કેમ છો ? '

'મારા દિયર ગયા, કેમ ?'

'હા.'

'મંજરી ! આમ આવો, એક વાત કહું ?'

'શું ?' કહી મંજરી જરાક દૂર એનાં પાસે ગઈ.

મંજરી ટટાર થઈ. તેની આંખો વધારે મોટી થઈ. તે એક શબ્દ બોલી નહિ.

'કહાવ્યું છે,' પતિપરાયણ એનાંએ મંજરીનો મિજાજ જોઈ પેદા થએલો ગુસ્સો દબાવી કહ્યું. 'કે કંઈ કામ પડે તો એમને કહાવજો.'

એક પળવાર મંજરીના હોઠ ધ્રૂજ્યા. તેણે જવાબ વાળ્યો. 'એનાં બા ! એમને કહેજો કે ભટરાજની સ્ત્રીને કોઈના સંરક્ષણની જરૂર નથી.'

મંજરીની આંખમાં તરવારની ધાર જેવી તીક્ષ્ણતા હતી; તેના સંસ્કારી અવાજમાં અપમાનની સારીગમના બધા સૂર હતા.

એનાંને આ શબ્દોથી કારી ઘા લાગ્યો. પતિભક્તિ કરતાં કેળવેલી નમ્રતાને પળ વાર વીસરી ગઈ; અને અપમાન પામેલી સ્ત્રીના હૃદયમાં વસતું--ઝેરી નાગના વિષથી પણ વિષમ ઝેર તેના અંતઃકરણમાં વસ્યું.

'હા–હું ભૂલી ! તમારે ક્યાં કોઈની ખોટ છે કે એમના સંરક્ષણની જરૂર પડે.' કહી એનાં ત્યાંથી ખસી. શબ્દો નિર્દોષ હતા; પણ તેમાં રહેલું વિષ મંજરીએ પારખ્યું. એક ભયંકર દૃષ્ટિ એનાં તરફ નાખી,

અને ગૌરવમાં માથું ઊંચું રાખી, ત્યાંથી ચાલી ગઈ. તેની આંખમાં ક્રોધનાં આંસુ આવ્યાં.

તેની સખીઓએ કે જાણ્યું નહિ, અને મંદિર છોડી તે બહાર નીકળી. સામ્બા બૃહસ્પતિના વાડામાં જતાં પહેલાં તેને ધોરી રસ્તો થોડો ઓળંગવો પડતો હતો. તે જેવી ધોરી રસ્તા પરથી ગઈ એટલે રસ્તાની બીજી તરફથી થોડા ગુરુઓ સહિત એક જુવાન સાધુને આવતો જોયો. મંજરી તેની બહેનપણીઓને લઈ પાસેની ગલીમાં ઝપાટાબંધ ચાલી ગઈ; પણ તેણે પેલા સાધુનું તેજસ્વી મુખ જોયું, ને પોતાની એક સખીને કહ્યું: 'આ પેલો નવો સાધુ આવ્યો છે તે કે? ઘણો વિદ્વાન લેખાય છે.'

'હા. મેં પણ સાંભળ્યું છે. ભલા ભલા પંડિતોના એની આગળ હિસાબ નથી.'

હેમસૂરિની ચંચલ નજર મંજરી પર પડી હતી. કાંકે આગલે દિવસે ઓળખાણ આપી હતી તે તેને યાદ આવી. છેક બાલપણમાં ખંભાતમાં જે યુવતીની પડોશમાં રહ્યો હતો અને જેને કાક ઉપાડી લઈ ગયો હતો. તેની વીસરેલી તેજસ્વિતાનું સ્મરણ થયું.

દુર્ગપાલને કેમ આ સ્ત્રી મળી, અને તેના પાંડિત્ય વિશે લોકવાયકા શું કહેતી હતી, તેની તો તેને માહિતી હતી. તેણે પાસે ચાલતા શ્રાવકને પૂછ્યું: 'દુર્ગપાલની આ ભાર્યા ઘણી શાસ્ત્રવિશારદ ગણાય છે, નહિ?'

'જી, હા.' જુવાન સાધુની સર્વજ્ઞતા પર મોહ પામી શ્રાવકે કહ્યું.



# પ્રકરણ એકવીસમું

## અણજાણીની ભાળ

આંબડ, તેજપાલ, માધવ ને સોમેશ્વર કાકને વિદાય કરી બંદરેથી પાછા ફર્યા. આંબડને હવે કૈંક હિંમત આવી. કાકનો તેને ધાક લાગતો હતો; એટલે એની હાજરીમાં તેને ચેન નહોતું પડયું. હવે તો જ્યાં સુધી જૂનાગઢ પડે નહિ, ને કોઈ બીજો દંડનાયક કે દુર્ગપાલ આવે નહિ ત્યાં સુધી પોતે ભૃગુકચ્છનો સ્વતંત્ર માલિક હતો, એટલે તેના આનંદનો પાર નહોતો. સોમેશ્વર કાકને ઘેર ગયો; અને બાકીના ભટરાજ માધવને ત્યાં જમવા જવાના હતા, એટલે પોતાની પાલખીઓ તરફ ગયા. આમ્રભટની પાલખીની આસપાસ થોડાક ખુશામતીઆ ને થોડાક નવા દુર્ગપાલને નીરખવાને ઉત્સુક બનેલા લોકો ભેગા મળ્યા હતા. એક સૈનિકે એ બધાને ધક્કા મરી દૂર ખસેડયા, અને આમ્રભટ પાલખીમાં બેઠો. પણ ઊંચકનારા પાલખી ઉપાડે તે પહેલાં આસપાસના ટોળાને જોરથી વીખેરતો એક જાડો માણસ ધસી આવ્યો, ને આમ્રભટની પાસે આવી નીચો વળી વળી નમસ્કાર કરવા લાગ્યો.

આમ્રભટે નેરા બોબડાને ઓળખ્યો, ને કાકે આપેલી સાવચેતી યાદ આવી. નેરો લહેકાથી બોલતો હતો: 'મ–મ–મહારાજને ઘણી ખ–ખંમા! દ–દુર્ગપાલ મ–મહારાજનો જ–જય. બ–બાપુ ને નમસ્કાર.' તેનું જાડું થડ જેવું શરીર નીચું વળતાં હાથીનું બચ્ચું ખુશાલીમાં ઝૂકતું હોય એવો કૈંક ખ્યાલ આવતો હતો. આસપાસ ઊભેલા લોકો હસવા લાગ્યા.

આમ્રભટને તરત પેલી અણજાણી સુંદરી યાદ આવી. હમીર મરવા સૂતો હતો, ને વીરો એટલો બાહોશ નહતો. નેરા વિના તેને બીજું કોણ શોધી કાઢશે ?

આમ્રભટે કાકની સાવચીતીની પરવા કરી નહિ. તે નેરા સામું જોઈ હસ્યો. 'કેમ નેરા !'

'બ–બાપુને ઘણી ખંમા. આપની કૃપાથી આનંદમાં.'

આમ્રભટે જોયું કે નેરો કંઈ કહેવા માગતો હતો. પેલી અણજાણીની ભાળ તો નહિ લાવ્યો હોય ?

'ચાલ મારી સાથે.'

'બ–બાપુની આજ્ઞા. જી–જી–જીવતા રહો, સો–સો વર્ષ. અન્નદાતાને ઘ–ઘણી ખંમા' કરતો તે પાલખી ઝાલી ચાલવા માંડ્યો.

પાલખી થોડી ચાલી એટલે નેરાએ આંબડના કાનમાં કહ્યું: મ–મહારાજ ! પ–પ–પ–પત્તો મળ્યો.'

'હેં !' આંબડે સહર્ષ કહ્યું. તેનું હૈયું ઊછળી આવ્યું.

નેરાએ આંખવતી જ તેને સાવચેત રહેવા સૂચવ્યું.

'ઊંચી છે ?'

આંબડે ડોકું ધુણાવ્યું.

'સ–સફેત દુ–દૂધ જેવો રંગ.'

આંબડે જોરથી ડોકું ધુણાવ્યું.

'ન–ને–જી–જીવ લોભાય એવી જાદુ ભ–ભરી આંખો–'

નેરાએ વાક્પાટવ અજમાવવા માંડ્યું.

આંબડ જરા સખતાઈથી મૂગો રહ્યો. પોતાની પ્રિયતમા વિશે આ નોકર આવું બોલે તે તેને રૂચ્યું નહિ.

'ન–ને ડ–ડાબે હાથે રુદ્રાક્ષનું ક–કડું.'

આંબડે આંખ મીચી; અને પ્રિયતમાની પ્રતિમા મગજ આગળ આણી.

'ક–ક–કેમ?' નેરાએ ચિંતાથી પૂછ્યું.

'ના. પણ પછી ?'

'ભુ–ભૂલ્યો બ–બાપુ ! એકેક રુદ્રાક્ષ ને એક સ્ફટિક.'

આંબડ પાલખીમાં કૂદ્યો. 'હા.'

'ત–ત્યારે જડી.'

'ક્યાં છે ?'

'બ–બાપુ, હું ગ–ગ–ગરીબ માણસ માર્યો જાઉં. મ–મારે છ–છ બૈરીઓ છે.'

આંબડ અધીરો થઈ ગયો. 'હરામખોર ! બોલ.'

'—અન્નદાતા ! સ–સરસ્વતી જેવી વિદ્વાન છે.'

'શું કહે છે ?'

'બ–બાપુ ! હું તો હજુ ભ–ભ–ભટ પણ નથી.'

'તારે ભટ થવું છે ?'

'હા. બા–બાપુ ! આપની તહેનાતમાં જ મારે મરવું છે.'

'ઠીક.'

'વ–વ–વચન ! અન્નદાતા હું મ–માર્યો ન જાઉં.'

'બોલ, બાયલા. ગભરાય છે શું ?'

'બ–બાપુ ! મને ભટ બનાવશો ?'

'હા–હા–હા.'

'ત–ત્યારે કહું ! પ–પ–પણ બ–બાપુ ! પત્તો ખાય એમ નથી.'

'તેની તારે શી પંચાત ?' આંબડે કહ્યું.

'ત–તમે જાણો ત્યારે ! મ–મહારાજ ! એ તો ભટરાજની ધણીઆણી છે.'

'હેં ! કોની માધવની?'

'શ–શી–શ બ–બાપુ ! પેલા બ–બીજાની.'

આમ્રભટનું હૈયું અટકી ગયું. 'પેલો ગયો તેની?'

નેરાએ જોરથી ડોકું ધુણાવ્યું.

આંબડ મૂગો રહ્યો. તેનું મગજ અંજાઈ ગયું. તેના કાનમાં ધમ-ધમ અવાજ થવા લાગ્યો.

અન્નદાતાઓનાં અંતર પારખવાનો નેરાએ ખાસ અભ્યાસ કર્યો હતો. તે મનમાં મલકાયો. હવે તેના વિના આ નવા દુર્ગપાલને છૂટકો નહોતો.

'મ–મહારાજ ! વ–વાત બ–બને એવી નથી.' તેણે ધીમેથી કહ્યું.

'નેરા ! કૈં ભૂલ હશે.' મણિભદ્રનાં રંગ ને રૂપ યાદ આવતાં આમ્રભટને પાછો સંશય પેદા થયો.

'જા–જાતે જોઈને ન–નક્કી કરો.'

આમ્રભટને કૈં રસ્તો સૂઝ્યો નહિ. નેરાની પાસે તરકીબ તૈયાર હતી.

'મ–મહારાજ ! ત–તમે હવે દ–દુર્ગપાલ થયા ! ભ–ભટરાજના ઘરની ખ–ખર અંતર લેવી જોઈએ.'

આમ્રભટે એક સાભાર દૃષ્ટિ નેરા તરફ નાખી. 'તું મને સાંજે મળજે.'

'જ–જ–જેવી આજ્ઞા.'

આમ્રભટના મગજમાં બે સ્થિતિઓ તરી આવી. એક તો અણ-જાણીની ભાળ મળી તેનો હર્ષ—ને બીજો તેને સિહના પંજામાંથી ખૂંચવવી પડશે તે વિચારથી ઊભી થએલી બીક. ભૃગુકચ્છ આવતાં પહેલાં તેણે નવા શહેરનાં સ્ત્રીપુરુષો વિશે કૈં તપાસ કરી નહોતી. જે કૈં તેને માહિતી મળી તે માત્ર તેના બાપ ઉદાએ આપી હતી; અને તે જીભ તો મંજરી વિશે માહિતી આપવા ઉપડી શકે એમ હતું નહિ: ને મણિભદ્ર કૈં ઝાઝી વિગતો આપી શકે એવી સ્થિતિમાં

નહોતા. આથી આંબડમહેતા મંજરીને એક સામાન્ય સ્ત્રી સમજી રહ્યા હતા. અત્યારે નેરાની વાત એવી અણધારી હતી કે તેને માનવાનું મન થયું નહિ.

પણ એ અણજાણી જાદુગારીનો તે એવો ગુલામ થઈ રહ્યો હતો, કે અનિશ્ચિત દશામાંથી છૂટવાને તે એક પગે તલપાપડ થઈ રહ્યો. જેવું માધવનું ઘર આવ્યું એટલે આમ્રભટે તેજપાલને અને માધવને કહ્યું: 'જરા વાર હોય તો મારે એક કામ છે.'

'શું ?

આંબડ એક પળ ખંચાયો. 'જુઓની કાકભટ ગયા એટલે એમને ઘેર મારે જરા જઈ આવવું જોઈએ. એના ઘરનાં બધાંને ઠીક લાગશે.'

'જમીને પછી જજો,' માધવે કહ્યું.

'પછી તો શેઠને ત્યાં હેમચંદ્રસૂરિ આવવાના છે. ને છેક સાંજે જાઉં તે સારું નહિ દેખાય.'

તેજપાલ શેઠ એમની બાઠી આંખે આ શિષ્ટાચારના હિમાયતી તરફ જોઈ રહ્યા; ને તેમના અડધા ગંભીર ને અડધા મશ્કરી કરતા અવાજે કહ્યું: 'વાત સાચી! કાકની વહુને પણ છેક નિરાધારી નહિ લાગે. તમારા જેવા સારા માણસ રીતભાત નહિ રાખે તો રાખશે કોણ? જાઓ, બેલાશક.'

આમ્રભટ ડોસા તરફ જોઈ રહ્યો. શું એ મુદ્દો પામી ગયો? નગરશેઠના મોઢા પરથી કે પરખાય એમ નહોતું.

'ઠીક. ત્યારે હું આ આવ્યો.' કહી આમ્રભટ પાલખીમાં ફરીથી બેઠો. 'જલદી ચાલો—સામ્બા બૃહસ્પતિના વાડામાં, મારી સાથે કોઈને આવવાની જરૂર નથી.' તેણે તેના રસાલાના ઘોડેસ્વારને હુકમ કર્યો.



## પ્રકરણ બાવીસમું

### જેમાં મંજરી ધારે છે કે આંબડ મહેતા ઘણો ભલો માણસ છે

આંબડ મહેતાને ગૌરવ ખોવાની બીક નહોત તો તે પાલખા ઊંચકનારને દોડાવત; જો લોકો તેને ગાંડામાં ગણે એમ નહોત તો તે દોડત; જો તેને પાંખો હોત તો તે ઊડત. માધવના ઘરથી સામ્બા બૃહસ્પતિના વાડા સુધીનો રસ્તો તેને અનેક જોજનનો લાગ્યો.

આટલા ટૂંકા વખતમાં મદાંધ પ્રણયીનો સંમોહ તેના મગજમાં વ્યાપી રહ્યો હતો; અને તેથી કાકનું ઘર પોતાનું જ છે એવો કે ખ્યાલ તેને આવ્યો હતો. એટલે આજે સવારે જે ઘર આગળ સૈનિકો અને ખુશામતીઆની ધમચકડ હતી ત્યાં અત્યારે નિર્જનતા જોઈ તેને મનુષ્યજીવનની વ્યર્થતા પર બેચાર ઘણા જ ઉમદા વિચારો સ્ફુરી આવ્યા; અને આ નિસ્તેજ સૂના ઘરમાં રહેતી સુંદરી પર દયા આવી. તે બિચારીના મનમાં શું શું થતું હશે?

તે ઘરના આગલા ચોકમાં ગયો ત્યારે થોડાં માણસો ઓસરીમાં છૂટાંછવાયાં નીરાંતે લંબાવીને પડ્યાં હતાં.

એક ખૂણામાં ભગવી ધજા પર જરીના ભરેલા મોટા કૂકડાવાળું પાટણનું નિશાન ભોંય પર પડયું હતું; બીજી તરફ ડંકાની સાંકળી આળસમાં વાગોળતી હતી. આમ્રભટને પોતાની નવી સત્તાનો ગર્વ થયો. કાલથી જ્યાં એ હશે ત્યાં આ નિશાન ફરકશે ને આ ડંકા ગગડશે.

તે ચોકમાં થઈ અંદરના ખંડોનાં દીધેલાં બારણાં સુધી આવ્યો અને ખંચાઈ ને ઊભો રહ્યો. તેનું હૈયું ધબકી ઊઠ્યું. પરદેશમાં, પરગામમાં,

લોકપ્રિય ને પ્રતાપી વીર–શ્રેષ્ઠના ઘરમાં, ખરે બપોરે, તેની સ્ત્રીને મળવા–વગર કરણે–આવીને તે ઊભો હતો. કાકની સ્ત્રીને તેના આશ્વાસનની કે મદદની જરૂર ? એ કારણ કેવું હસવા જેવું ! માધવ ને તેજપાલે મનમાં શું ધાર્યું હશે ? તેને અહીંયાંથી પાછું જવાનું મન થયું.

પણ પાછું જવાય કેમ ? પાલખીવાળા શું વિચારશે–માધવ ને તેજપાલ શું ધારે–ગામલોક શું ધારશે ? આમ સમવિષમમાં તે ઊભો રહ્યો.

અંદર કોઈ બોલતું હતું. તેનો અવાજ એક જાળીમાંથી આવતો હતો. લાકડાની ઝીણાં કાણાંવાળી જાળીમાંથી તેણે જોવા પ્રયત્ન કર્યો; પણ બરોબર સ્પષ્ટ જોવાયું નહિ. માત્ર ચારપાંચ માણસો બેઠલાં દેખાયાં

પણ આમ્રભટના હૃદયમાં પેલા અવાજથી અજબ ઝણકાર જાગ્યો–અવિમુક્તેશ્વરના મંદિર આગળ મળેલી સુંદરીનો જ સ્વર ! 'ઓ ભગવાન પાર્શ્વનાથ !' તેણે ધીમેથી નિઃશ્વાસ મૂક્યો.

તે સંસ્કારી અવાજમાં મીઠાશ, ને ભાવ કે ન્યારાં જ હતાં.

'પુરાણી કાકા ! પેલી ગૂહકની પ્રશંસા યાદ છે કે ? આ સોમેશ્વર ક્યારનું માથું ખાતો હતો. તેને સંભળાવો છો ? હું ભૂલી ગઈ છું.'

એક વૃદ્ધ અવાજ હસ્યો. 'શું માથું ખાતો હતો ?' તે અવાજે પૂછ્યું.

'એ કહે કે તમારા ભત્રીજા લાટમાં સત્તા ભોગવવાની મૂકી પાટણની સેવા કરે છે.' પેલી સુંદરીનો અવાજ આવ્યો.

'ત્યારે શું જયદેવ મહારાજ બેઠા બેઠા એક ઘડીમાં એમને બોલાવી લે ? એ ને કે ત્રણ બદામના અનુચર છે ?' સોમેશ્વરનો અવાજ આવ્યો. 'રાજ્યદંડ તો એના હાથમાં શોભે–છડી નહિ.'

'તું શું સમજે ? ' પેલી સ્ત્રીનો અવાજ ફરીથી આવ્યો. 'એમ હોત તો ભીષ્મપિતામહ ધૃતરાષ્ટ્રને ગાદી શા સારુ આપત ? શ્રીકૃષ્ણ ઉગ્રસેનને શા માટે યાદવાધીશ થવા દેત ?'

તેમાં જ તો ધૃતરાષ્ટ્રે રાજ્ય કર્યું ને અઢાર અક્ષૌહિણીનું નિકંદન થયું—ને ઉગ્રસેને કર્યું ને યાદવાસ્થલિ થઈ.' સોમેશ્વર કહેતો સંભળાયો.

પેલી સ્ત્રી હસી. કેવું મધુરું હાસ્ય! આમ્રભટના મોંમાં પાણી આવ્યું.

'કાકા! આ છોકરાને આદિ કવિ વાલ્મીકિનાં વચન સંભળાવો તો!'

થોડી વાર પુરાણીનો ઘાંટો ખંખારતો સંભળાયો ને તેના કર્કશ અવાજે તે બોલ્યો :

'धन्यस्त्वं न त्वया तुल्यं पश्यामि जगतीतले ।
अयत्नादागतं राज्यं यतस्त्वं त्यक्तुमिच्छसि ॥'*

'સમજ્યો?' પેલી સ્ત્રીનો અવાજ આવ્યો. 'ભરતે વગર યત્ને આવેલું રાજ્ય ત્યાગ્યું, માટે ભૂતલમાં તે અદ્વિતીય રહ્યો. તેવાને જ ધન્ય છે, તારા જેવા લોભીઆને નહિ.' તે હસી. તે હાસ્યનું માધુર્ય ફરી સાંભળી આમ્રભટ અધીરો થઈ ગયો.

'વારુ' હસીને સોમેશ્વરે કહ્યું. 'અમે લોભીઆ તો લોભીઆ. અમારા નસીબમાં નથી ભરત થવાનું ને નથી રામચંદ્ર થવાનું.'

'કેમ જાણ્યું?' પેલી સ્ત્રીએ પૂછ્યું.

આમ્રભટનો અધીરો જીવ વધુ થોભી ન શક્યો. તેણે જઈ કડું ખખડાવ્યું. તેના મગજમાં પેલી સુંદરીના શબ્દો રમી રહ્યા હતા.

એટલામાં તેની નજર પેલી સાંઢણીના હાંકનાર પર પડી. તે સાંઢણીને ઉઠાડવાનો પ્રયત્ન કરતો હતો. વખત છે ને તે ડંકાનિશાન અહીંયાંથી લઈ જતા હશે. જેમ આદિ કવિને કાવ્યની સ્ફુરણા થઈ હતી તેમ તેનો શ્લોક સાંભળી આંબડ મહેતાને એક સ્ફુરણા થઈ. અહીંયાં આવવાનું કારણ જડ્યું. 'વગર યત્ને હાથમાં આવેલું રાજ્ય જવા દે તે અદ્વિતીય.' તે બબડ્યો.

* ધન્ય છે તને, તારા તુલ્ય દુનિયામાં કોઈ મેં જોયો નથી. કેમકે યત્ન વગર આવેલું રાજ્ય પણ તું છોડવા માગે છે—રામાયણ.

'હો–હો–કોણ આંબડભાઈ! તમે ક્યાંથી!' કહી મણિભદ્રે બારણું ઉઘાડી આવકાર આપ્યો.

ગઈ કાલે જે ખંડમાં તે કાકને મળ્યો હતો ત્યાં આંબડ બેઠો. હીંચકા પર પુરાણી કાકા ને સોમેશ્વર બેઠા હતા. અંદરના ખંડના ઊમરા પર શાક ચૂંટતી પેલી સુંદરી બેઠી હતી.

આમ્રભટ અંજાઈ ને જોઈ રહ્યો. તે જ મુખ, તે જ આંખો, તે જ ઠસ્સા, તે જ રેખાઓ. આખા ખંડમાં અખંડ યુવાના અધિકારી દેવોના નૃત્યથી ડોલતા સ્વર્ગનું ઉલ્લાસજનક, માદક વાતાવરણ ભર્યું હતું. બે મોટાં તેજસ્વી નયનો તેના પર ઠર્યાં હતાં. આરસ સમા શ્વેત કપાળ પર ગૂંચવાડાની કરચલીઓ હતી.

બે દિવસ થયાં જેને માટે પલેપલ પ્રાણ ઝંખતો હતો તે રમણી અહીંયાં હતી, તેનાં રોમેરોમ ખડાં થઈ ગયાં. તે સ્વાસ્થ્ય ખોઈ બેઠો ને આગળ આવી ન શક્યો. તેનાં સુધ ને સાન બંને જતાં રહ્યાં.

સોમેશ્વર, જુવાન, સ્વરૂપવાન લાટનો યોદ્ધો હતો. તેને મન કાક શંકર હતો; મંજરી પાર્વતી હતી. એ બે વચ્ચે તેનું હૃદય, તેની ભક્તિ, તેની સેવા વહેંચાઈ હતી, અને શંકરની ગેરહાજરીમાં અરક્ષિત પાર્વતીની અવગણના કરવા આવનાર તરફ જે દૃષ્ટિએ નંદી જુવે તે નજરે તે આંબડને જોઈ રહ્યો. તે કાકનો શિષ્ય હતો; અને ગુરુને પ્રસાદે તે સ્વાસ્થ્ય ને સમયસૂચકતા બંને સાધી શકતો હતો. તેણે મંજરીના કપાળ પર આવેલી કરચલીઓ જોઈ. શાંત, સભ્ય પણ સખત. તે હીંચકા પરથી ઊઠી, બારણા આગળ આવ્યો અને આંબડ ને મંજરી વચ્ચે ઊભો રહ્યો.

'કેમ ભટજી! અત્યારે અહીંયાં?'

ડૂબતા તારાને જોર આવે તેમ આંબડને હિંમત આવી.

'સોમેશ્વર! મારે બા જોડે વાત કરવી છે.' તે ઊમરાની અંદર આવ્યો ને જેમ બોલતો ગયો તેમ તેની હિંમત વધતી ગઈ. 'બા! ક્ષમા કરજો. કોઈ બહાર હતું નહિ એટલે હું પહેલેથી કહાવી શક્યો નહિ.'

સંસ્કારી સ્ત્રીની સ્વાભાવિક સભ્યતાથી મંજરી બોલી: 'આવો ભાઈ! બેસો. અત્યારે કેં?'

આંબડ જઈને હીંચકે બેઠો. તેને સ્ફુરણા થઈ હતી, તેનો તેણે ઉપયોગ કર્યો. 'બા! હું એક માગણી કરવા આવ્યો છું.'

'શી?' ગૌરવથી ઊંચું જોતાં મંજરીએ પૂછ્યું. આમ્રભટ તેની આંખોની ભભક ધ્યાનથી જોઈ રહ્યો.

'ભટરાજ તો થોડા દિવસમાં પાછા આવશે, અને હું તો માત્ર તેમનો દાસ છું. આ ડંકાનિશાન અહીંયાં જ રહેવા દો તો કેમ? હું નગરશેઠને ત્યાં પણ છઉં તો માત્ર પરોણો જ. તમારી રજા હશે તો રોજ સવારે હું ને માધવ આવી જઈશું ને બહાર બેસી થોડાઘણાને મળીશું. બધી શોભા કાક ભટરાજને ત્યાં જ શોભે. હું તો માત્ર તેનું છોકરું છું.'

મંજરી ને સોમેશ્વરે એક બીજા સામું જોયું. બેમાંથી એકેને આ સૌજન્યનો મુદ્દો સમજાયો નહિ. ખરો મુદ્દો તો બેમાંથી એકે સમજે એમ નહોતું.

'ભાઈ!' મંજરીએ કહ્યું. 'જ્યાં તમે રહેતા હો ત્યાં જ એ બધી સાહેબી સોભે.'

'હું અહીંયાંથી સાહેબી લઈ જઈશ તો લોકો કહેશે કે આ પરદેશીએ આવીને લાટની મોટમ છીનવી લીધી. મારું કામ લાટને રીઝવવાનું છે–તેનું દિલ દુઃખવવાનું નથી.' આમ્રભટની જીભે અણધારેલી ખૂબી દેખાડી. જેમ જેમ એ વાત કરતો તેમ તેમ તેના અવાજમાં, ને મોઢા પર નિખાલસપણાની, ખરી લાગણીના ભાવો પ્રસરી રહ્યા.

'બહાર કાકભટજી બેસતા હતા ત્યાં અમે ઘડીવાર બેસીશું. તમને જરાએ અડચણ નહિ પડવા દઈએ.' આંબડે યાચના આગળ ચલાવી.

'બાને વખત છે ને નહિ ગમે.'

'ના. મને કૈં નથી. હું તો આગલો ચોક વાપરતી જ નથી.'

'ત્યારે તો મારી પ્રાર્થના સ્વીકારી કૃતાર્થ કરો.'

'ઠીક, હમણાં ચાલે છે તેમ ચાલવા દો.' આમ્રભટનું દૈયું મલક્યું. તેણે ધારેલું નિશાન પાડ્યું.

'ત્યારે, સોમેશ્વર, નિશાનદારને કહી દો, ડંકાનિશાન અહીંયાં જ રહેવા દે. હું બીજો હુકમ કરી દઈશ. બા ! હવે હું રજા લઈશ. ક્ષમા કરશો.'

'આંબડભાઈ, જરા પાન તો લો.' મણિભદ્રે કહ્યું.

'હા ! માધવ ખોટી થતા હશે. હું એને ત્યાં જમવાનો છું.' કહી તે મંજરી સામું જોઈ હસ્યો.

મંજરી નીચું જોઈ શાક ચૂંટતી હતી.

આંબડે પાન લીધું ને નમસ્કાર કરી રજા લીધી.

'કહો ના કહો પણ આંબડભાઈ સવા લાખ રૂપિયાનો માણસ છે.' મણિભદ્રે પ્રમાણપત્ર આપ્યું.

'છોકરો લાગે છે સારો.' મંજરીએ કહ્યું.

'જો એ કહે છે તે બધી વાત ખરી હોય તો તો ખોટો નહિ.' સોમેશ્વરે કહ્યું. 'ને બીજું એક ઠીક થશે. મહારાજ પેલા હેમચંદ્રની અને આની એક ગાંઠ ધારતા હતા. અહીંયાં બેઠક થશે તો મારીએ નજર રહેશે.'



# પ્રકરણ તેવીસમું

## જેમાં હેમચંદ્રસૂરિ ચકિત થાય છે

આંબડના મગજમાં પહેલી વાર ગાડીમાં જોડાએલા નવા ઘોડાનો તોર આવ્યો. તેને લાગ્યું કે તે મોટો માણસ હતો; લાટનો સત્તાધીશ હતો: આ બધાં તેના હુકમને તાબે હતાં. અને તેમાં મંજરી જેવી મોહક સ્ત્રી માટે પેદા થએલા મોહનો ઉત્સાહ તેની રગેરગમાં નાચતો હતો; અને આજે પ્રથમ પ્રયાસમાં ફત્તેહ મળી હતી. એટલે તેનો જીવ તાનમાં હતો. પોતાના પ્રતાપમાં પૂરેપૂરો વિશ્વાસ તેને પહેલી વખત જ આવ્યો.

તે છેક કાચો નહોતો. એકદમ જઈ તેજપાલ અને માધવને નવી યોજના કહી દેવી ને તેને ડહાપણભર્યું લાગ્યું નહિ. તેનો આનંદ બહાર દેખાયો ખરો; પણ તેજપાલ ને માધવે તેને નવી સત્તાના નશાનું પરિણામ માન્યું.

આખરે માધવને ત્યાં જમણવાર પૂરું થયું; અને ત્રણે જણા તેજપાલ નગરશેઠને ત્યાં આવ્યા.

તે ત્રણે શેઠને ઘેર આવ્યા તે પહેલાં થોડી વાર થયાં હેમચંદ્રસૂરિ આવ્યા હતા. રેવાપાલ ઘરમાં હતો. તેણે આ જુવાન સાધુની આગતા-સ્વાગતા કરી તેમને ચોરા પર બેસાડ્યા. સૂરિની સાથે આવેલા આસપાસ બેઠા.

રેવાપાલ આ નવા સાધુને આગલે દિવસે મળી આવ્યો હતો;

અને તે ભૃગુચ્છ કેમ આવ્યા છે, તેનો મુદ્દો સમજવા તેણે પ્રયત્ન કર્યો હતો. પણ આ બાલક દેખાતા સાધુનું વ્યક્તિત્વ વિચિત્ર હતું. વાક્યો તે એવાં બોલતો કે તેનો મુદ્દો સ્પષ્ટ ન સમજાય, અને છતાં તેણે અર્થ સૂચવ્યો છે એવો ખ્યાલ આવે; અને તેની વાતચીતમાં એવી જાતની અસ્પષ્ટ વિદ્વત્તા હતી કે સાંભળનારને તેના જ્ઞાનની અગાધતાનો ખ્યાલ તરત આવે. તેની વાત કરવાની શાંત અને અપરોક્ષ રીતમાં સત્તા ને જુસ્સો દેખાતાં નહિ, પણ હતાં ખરાં—એમ સાંભળનારને તરત લાગતું.

'રેવાપાલજી ! તમારી ખ્યાતિ સાંભળી હું પ્રસન્ન થયો છું. તમારા કુલની ને તમારા પિતાની કીર્તિને તમે દીપાવી છે. માત્ર અસંતોષ એટલો જ થાય કે જેવા તમે રણવીર છો તેવા ધર્મધીર નથી.'

'મારાથી બનતું હું કરું છું.' રેવાપાલે કહ્યું. તેને સાધુઓ સાથે વાત કરતાં કંટાળો આવતો.

'પણ જરા શિવમંદિર તરફ પક્ષપાત ખરો, નહિ ?' હેમચંદ્રસૂરિએ પૂછ્યું. આ ઉમરેથી તેણે જૈન ને શૈવ સંપ્રદાય વચ્ચે વિરોધ છે એવાં આંદોલનો ધીમેથી ને ખૂબીથી પેદા કરવા માંડયાં હતાં.

'તમારા જેવા યોદ્ધાને વૈરાગ્યાત્મક શુદ્ધ વૃત્તિ આવતાં વાર લાગે; અને રાજકીય ધર્મ તરફ વલણ પણ થાય. પણ તમે તો લાટના શ્રાવકશ્રેષ્ઠ છો; તમારે તો પહેલાં આપણા ધર્મનું પોષણ કરવું જોઈએ.'

રેવાપાલ આ ડાહ્યા યુવકનો બોધ જરા અધીરાઈથી સાંભળી રહ્યો. પણ તેણે જવાબ આપ્યો નહિ. સૂરિએ આગળ ચલાવ્યું: "વારુ ત્યારે શસ્ત્ર શા સારુ સજો છો ? તમે તો અહિંસાધર્મ સહેલાઈથી સ્વીકારી શકો.'

'મને અહિંસાધર્મ રૂચતો નથી.'

'અરેરે !' મીઠાશથી હસી સાધુએ કહ્યું.

'તમે ખંભાત એક વાર આવો, તમારા પણ અભિપ્રાય બદલાશે.'

'લાટ નહિ છોડવાનું મેં વ્રત લીધું છે.'

'એમ ! શા સારુ ?'

'લાટનું સૌભાગ્ય જતું રહ્યું છે. તેની દુર્દશામાં હું તેને કેમ છોડી જાઉં ? જો લાટની વિજયસેના ખંભાત આવત, તો હું જરૂર આવત.' નિરાશાભર્યા અવાજે રેવાપાલે કહ્યું.

'જયદેવ મહારાજના રાજ્યમાં આમ ઊણપ કેમ લાગતી હશે, એ મને સમજાતું નથી.'

'આપને ન સમજાય એ સ્વાભાવિક છે.' જરા કઠોરતાથી રેવાપાલે કહ્યું. બીજી પલે તેને ખ્યાલ આવ્યો કે સૂરિ તો વાત કરતા નહોતા, પણ તેની પાસે વાત કઢાવતા હતા. તેણે તરત વાત ફેરવી. 'આપ ક્યાં સુધી રહેશો ?...લો આ બાપા ને આંબડ મહેતા આવ્યા.' કહી તે મોઢું બંધ કરી ઊંચો ખસી બેઠો.

'અરે પ્રભુજી ! ક્ષમા કરજો ! માધવભટે તો એવું જમાડયું કે વખતનું ભાન જ ન રહ્યું ! મુજ રંકનું ઘર પાવન થઈ ગયું.' કહી તેજપાલ શેઠે દંડવત્ પ્રણામ કર્યા. આંબડે પણ પ્રણામ કર્યા; માધવે નમસ્કાર કર્યા. અને સૂરિજીએ બધાને 'ધર્મલાભ' આપ્યો. પાટણની રાજ્યસત્તાના પ્રતિનિધિના આ ત્રેખળ તરફ એક તિરસ્કારભરી નજર નાખી રેવાપાલ ત્યાંથી ચાલ્યો ગયો.

'સૂરિજી મહારાજ ! આપણે ઉપર જઈશું ? જરાક મારે કંઈ પૂછવું છે.' તેજપાલે ત્યાં ત્રાહિત બેઠા હતા તેને દૂર કરવા કહ્યું.

'ના. શું કરવા ! અમે હવે જઈશું.' કહી બીજા બધા ઊઠી, સૂરિને પગે લાગી ચાલ્યા ગયા.

'આંબડ !' હેમચંદ્રે કહ્યું. 'હવે બોલ ! શું કરવું છે ?'

'બીજું શું ? જેમ ચાલે છે તેમ ચાલશે.'

હેમચંદ્રે જરાક અજાયબીથી આમ્રભટની સામે જોયું.

'એટલે ?'

'લશ્કર તો આ ભટરાજના હાથમાં છે. બીજો કારભાર શેઠ ને હું કરીશું.'

'પણ તને શા માટે અહીંયાં મોકલાવ્યો છે તે તો તને ખબર છે.'

'હા !'

'ત્યારે હવે તારે લાટની સત્તા કાકના હાથમાંથી તારા હાથમાં લેવી જોઈએ. જુઓની–' હેમચંદ્રે તેજપાલ તથા માધવ તરફ ફરીને કહ્યું. 'અહીંયાં કાકની સત્તા ત્રિભુવનપાલે એવી જામવા દીધી છે કે લાટ ખરેખરું એનું છે, મહારાજનું નથી એમ લાગે છે. તેથી મહારાજે કાકને બોલાવી લીધો ને આંબડને નીમ્યો. હવે તમે ત્રણ પાટણની સત્તાના પ્રતિનિધિ છો. તમારે એવી યુક્તિ રચવી જોઈએ કે જેથી કાકે એકહાથ કરેલી સત્તા પાછી મહારાજના હાથમાં આવે.'

'પણ હવે એ ક્યાં છે ?' માધવે કહ્યું.

'એ ગયો તો ખરો. મહારાજ તો ધારતા હતા કે એ એમના શાસનનો અનાદર કરી અહીંયાંથી નીકળશે જ નહિ.

'હા. તેથી જ મને પણ આજ્ઞાપત્ર મળ્યું હતું, કે કળથી કે બળથી કાકને અહીંયાંથી રવાના કરવો.' માધવે કહ્યું.

'આંબડ મહેતા મારા પર પણ એવું આજ્ઞાપત્ર લાવ્યા હતા.' તેજપાલે કહ્યું.

'કાક તો ગયો.' આંબડે કહ્યું. 'હવે શું બાકી રહ્યું ?'

'એની માત્ર ગેરહાજરીથી શું થયું ? એની સત્તા ખરેખરી તોડવી જોઈએ. નહિ તો એ કાલે પાછો આવે તો ?' સૂરિએ પૂછ્યું. તેજપાલ ડોસાની બાડી આંખ હેમચંદ્રથી આંબડ ને આંબડથી હેમચંદ્ર તરફ ફર્યા કરી. આવી વખતે એક અક્ષર બોલી પોતાનો અભિપ્રાય જણાવે એવો કાચો વાણિયો તે નહોતો.

'પણ હવે બાકી શું રહ્યું ?' જરાક અધીરાઈથી આંબડે પૂછ્યું.

'પહેલું તો એ કે એના માણસોને દૂર કરી, તેમના હાથમાં રહેલી સત્તા તમારા હાથમાં લેવી જોઈ એ.'

'પણ હવે કોના હાથમાં સત્તા રહી છે ?'

'સોમેશ્વર નવા ગઢનો કિલ્લેદાર છે. એના મિત્ર ભાભાશેઠ કોઠારી છે. એના ઘરનો માણસ રુદ્રમલ્લ લાટસેનાનો નાયક છે. એ ત્રણે જવા જોઈ એ.' હેમચંદ્રે કહ્યું.

તેજપાલ ને માધવ આ બાલક લાગતા સૂરિની માહિતી ને શક્તિ જોઈ દિંગ થઈ ગયા. માત્ર આંબડના મગજમાં સોમેશ્વરના નામથી મંજરીનું સ્મરણ શરૂ થયું. મંજરી તેની હતી એમ તેને લાગતું હતું; તેનાં માન-મોભ્ભા વધારવાનો તેણે નિશ્ચય કર્યો હતો. અને આ તો તેનાં માણસોને બરતરફ કરવાની, તેની સાહેબી છીનવી લેવાની, તેના પતિની પ્રતિષ્ઠા તોડવાની વાતો થતી હતી. એને લાગ્યું કે આ વાતો તો તેની પોતાની સાહેબી લૂંટવાની થતી હતી. કોઈ પોતાનું અપમાન કરતું હોય તેમ એને લાગવા માંડયું.

'અને ડંકાનિશાન' શાંત સૂરિની સૂચના આગળ ચાલી—'પણ કાકને ત્યાં છે તે મગાવી લો !'

આંબડના માથા પર ઘા પડ્યો. એ ડંકાનિશાન તો કાકને ત્યાં જ રહે એવું વચન તે મંજરીને આપી આવ્યો હતો. શું તે ત્યાંથી મગાવી લેવાં ? શું મંજરીના ઘરને નિસ્તેજ બનાવવું ? શું લાટની સમ્રાજ્ઞી જેવી સુંદરીને એક સામાન્ય ઘરની ગૃહિણી બનાવી દેવી ? આંબડના મગજમાં તેના ઘરના ઓરડાનું માદક વાતાવરણ પ્રસરી રહ્યું. તે વાતાવરણથી બે મોટાં તેજસ્વી, જાદુભર્યાં નયનો તેના તરફ નિરાધારીમાં, ઠપકામાં જોઈ રહ્યાં હતાં. તે નયનો સ્પષ્ટ રીતે તેને પૂછી રહ્યાં હતાં—'આંબડ મહેતા ! તમે મને વચન આપ્યા પછી મારા ઘરને નિસ્તેજ કરશો ? લાટમાં મળેલું મારું સ્થાન લઈ લેશો ?' અધીરા પ્રણયીનું, તેનું, ઉત્સાહી

હૃદય આ પ્રાર્થનાનો અસ્વીકાર કરી શક્યું નહિ. જ્યાં સુધી તે હતો ત્યાં સુધી કોની મગદૂર હતી કે તેની—હા—તેની મંજરીની સાહેબી સામે આંગળી કરી શકે!

'આંબડ! શું વિચારમાં પડયા છો?' સૂરિનો શાંત અવાજ આવ્યો. આંબડ કલ્પનાસૃષ્ટિમાંથી પાછો આવ્યો: પણ તે સૃષ્ટિમાં કરેલો નિશ્ચય સાથે લાવ્યો.

'આપે છેલ્લું શું કહ્યું?' જરાક તોરમાં તેણે પૂછ્યું.

'કાકને ત્યાંથી ડંકાનિશાન મગાવી લો.' જરાક સખ્તાઈની અસર હેમચંદ્રના અવાજમાં હતી.

'શા માટે?' આંબડે ગુસ્સાથી ધ્રૂજતે અવાજે પૂછ્યું.

'મહારાજની આજ્ઞા છે તેથી.'

'મહારાજે મને એવી આજ્ઞા આપી નથી.' તેજપાલ ને માધવ અને જોઈ રહ્યા, એ બે હેમચંદ્રને અને આંબડને તો એક જ સમજતા હતા.

'એટલે? તું ડંકાનિશાન કાકને ત્યાં રાખશે?'

'હાસ્તો.'

'તું શું કહે છે? તો તો કાક જ સત્તાધીશ છે એમ લોકો માનશે.'

'એમાં શું જશે?' આંબડે પૂછ્યું. 'મહારાજનો ભ્રમ છે કે કાક નિમકહરામ છે. એણે તો મહારાજને લાટ અપાવ્યું, ને હવે પાટણ નગુણું થઈ વગર વાંકે એની સત્તા લઈ લે?'

'પણ ઉદા મહેતાએ એ જ પ્રમાણે કરવા કહ્યું છે.' કચવાએલે અવાજે હેમચંદ્રે કહ્યું.

'ભૃગુકચ્છનો દુર્ગપાલ હું છું, ઉદા મહેતા નથી.' આંબડે કહ્યું.

હેમચંદ્રસૂરિનું મોઢું ફિક્કું થયું. તેજપાલ કાકનો દુશ્મન નહતો, અને આંબડનો આ અભિપ્રાય જોઈ તેણે પણ ઉમેર્યું 'આંબડ મહેતાની વાત તો સાચી છે. નહિ તો લાટમાં લોકો બૂમાબૂમ કરી મૂકશે.'

'આંબડ !' સૂરિએ કહેવા માંડયું. પણ બીજો વિચાર આવતાં તેણે નગરશેઠને અને માધવને કહ્યું : 'તમે જરા મને એકલા વાત કરવા દેશો ? આંબડને ભાન નથી કે એ શું કરે છે.'

આંબડનું ધ્યાન નહોતું. તે તો કલ્પનામાં એક સુંદરીનાં નયન-યુગલમાંથી ઝરતા આભારનો સ્વીકાર કરી રહ્યો હતો. શેઠ અને માધવ બને ઊઠી જરા દૂર ગયા.

'ગાંડા ! તું શું બકે છે તેનું ભાન છે ?'

'હેમસૂરિજી ! દુર્ગપાલ હું છું, તમે નથી. તમારે મારી વાતમાં વચ્ચે આવવું નહિ.'

'પણ આટલા સારુ તો હું ખંભાતથી અહીંયાં આવ્યો.'

'મેં નહોતા બોલાવ્યા.' આંબડે જવાબ દીધો. 'બાપાએ મોકલ્યા છે. તે પૂછી આવો તેને.'

'તું રાજદ્રોહ કરે છે હોં !' સખતાઈથી સૂરિએ કહ્યું.

'હું તો માત્ર એક જૂના રાજસેવકની આબરુ લૂંટાવા નથી દેતો.'

'ત્યારે એનાં માણસો પણ રહેવા દેશે ?'

'જેમ ચાલતું આવ્યું છે તેમ ચલાવીશ.' આંબડે આશ્વાસન આપ્યું.

'ત્યારે હું હવે અહીંયાંથી જતો રહીશ.' સૂરિએ છેલ્લી ધમકી આપી.

'જ્યારે ઇચ્છા થાય ત્યારે.'

'ઠીક.' જરા તિરસ્કારથી હેમસૂરિએ કહ્યું. તરત તેના સુંદર અવાજે પલટો માર્યો. જાણે કે હોય જ નહિ તેમ તેણે શાંત રીતે મોટો ઘાંટો પાડી કહ્યું. 'ભાઈ, તમે જાણો ! તમારા ધ્યાનમાં આવે તેમ કરો. મને તો ઠીક લાગ્યું તે મેં કહ્યું.'

નગરશેઠ અને માધવ આ સાંભળી પાસે આવ્યા. આંબડને લાગ્યું કે તેણે મોટો વિજય મેળવ્યો. તેણે કહ્યું. 'મહારાજ ! કાલે સવારે આપણે મળીશું પણ સામ્બા બૃહસ્પતિના વાડામાં જ.'

સૂરિ હસ્યો. 'હા, લોકોને ત્યાં જ જવાની ટેવ હોય તો પણ ત્યાં મળજો. ચાલો હવે હું જઈશ. તેજપાલ શેઠ ! હું હવે થોડા દિવસમાં અહીંયાંથી વિચરીશ.'

'એમ કેમ ? એકદમ ?'

'હા. જરા આમ આવશો ?' ઊઠીને સૂરિએ તેજપાલ શેઠને બોલાવ્યા. શેઠ ગયા.

'આ જતિઓ વચ્ચે માથું ન મારતા હોય તો વધારે સારું.' નાગર માધવે ઉદ્‌ગાર કાઢ્યો.

'ત્યારે શું ?' આંબડે જવાબ દીધો. તેની કલ્પનામાં એ લલિત મનોહર હોઠો તેને શાબાશી આપતા દેખાયા.

*

'સવાર પછી આંબડ કોઈને મળ્યો હતો ?' સૂરિએ પૂછ્યું.

'એ કાકની સ્ત્રી મંજરીને મળી આવ્યો.' શેઠે જવાબ દીધો.

કોઈ બોલ્યું નહિ. સૂરિએ મનમાં નિશ્ચય કર્યો કે તે સ્ત્રીને મળવું જોઈએ.

# પ્રકરણ ચોવીસમું

## ભૃગુકચ્છનો નવો ગઢ

આંબડ મહેતાના સુંવાળા મુખ પર સંતોષ છવાઈ રહ્યો હતો. આખરે ભૃગુકચ્છ આવવાનું કે ખોટું નહોતું. તે ખરેખરો દુર્ગપાલ બન્યો હતો, અને મંજરી જેવી અપૂર્વ સુંદરી પણ સાંપડી હતી. તે એકલો પડયો પડ્યો હસ્યો. વિધિને કરવું હોય છે તો શું નથી કરતી?

શું તેનું રૂપ હતું? શો તેનો મોહક અવાજ હતો? શી તેની આંખની ભભક હતી? ને તેની સાથે તે બોલ્યો હતો, બેઠો હતો. તે જરા હસી પણ હતી. ને કાલે સવારે તે તેને ઘેર જઈ પોતાની નવી સત્તાનો દમામ પણ દેખાડી શકશે.

સ્વપ્ન સમું મોહક વાતાવરણ ચારે તરફ છવાઈ રહ્યું હોય એમ લાગતું હતું. રગેરગમાં જાદુઈ ઝણકાર જાગ્યો હતો, એવું પણ લાગતું હતું. સૂર્યને આકાશના રંગમાં, સૃષ્ટિની રચનામાં કંઈ અવર્ણનીય આકર્ષકતા જણાતી હતી. પાકા વિલાસીની રસિકતાથી તે આંખો મીંચી આ બધાનો અનુભવ કરી રહ્યો. એકદમ તેની આંખ આગળ મંજરીનું ઊંચું, સ્વરૂપવાન શરીર ખડું થયું. તેના અંગેઅંગમાં ઊભરાતા મોહે તેને આંજી નાંખ્યો. જાણે બેભાન અવસ્થામાં હોય તેમ તે માત્ર તેનાં વિકસિત નયનો તરફ જોઈ રહ્યો.

તેની કલ્પનાદૃષ્ટિ આગળ સવારે દીઠી હતી તેવી મંજરી દેખાઈ —ગર્વભરી, પ્રતાપી ને વિદ્વાન. ને તેના જોવાથી શરમાઈ નહોતી, ખંચાઈ

નહોતી, અંજાઈ નહોતી. તેને મન પોતે અનેક પ્રશંસા કરતા યુવકો-માંનો એક હતો.

તેના મોહથેલા હૈયામાં શાન પ્રસર્યું. ઉદા મહેતાના પુત્રની પદવીનો આ સુંદરીને હિસાબ નહોતો : શ્રાવકશ્રેષ્ઠના મોભ્ભાનું તેને માન નહોતું; ખંભાતની યુવતીઓના હૈયાના હાર માટે તેને પરવા નહોતી. પાટણની સેનાના મહારથીઓ તેની સેવા કરતા હતા; ભૃગુકચ્છના વિદ્વાન્ શિરોમણિઓ તેની પૂજા કરતા. તેની ને પોતાની વચ્ચે અભેદ્ય અંતરપટ હતો. અને આ પારદર્શક પટમાંથી, એક મૂર્ખ છોકરું પેલી તરફ મૂકેલી ખાંડની એક અદ્‌ભુત મૂર્તિ જોઈ, મોંમાં પાણી લાવે તેમ પોતે, કરી રહ્યો હતો.

તેનો આત્મસંતોષ જતો રહ્યો: તેનો હર્ષ નષ્ટ થયો; તેની આશાની અટારીઓ તૂટી ગઈ. અત્યાર સુધી તેની એક મીઠી નજરે અનેક યુવતીઓ પ્રાણ આપવા તત્પર થતી: પણ આ યુવતી તો પોતે તેના પગ આગળ જઈ પટકાય તોએ આંખની પલક હલાવે એવી નહોતી. આંબડને પરસેવો પરસેવો થઈ ગયો.

થોડી વારે તેનું અભિમાન સતેજ થયું. પ્રણયીની કલા પ્રતાપીને આવડતી નથી એ સત્રનું ભાન થયું. રસથેલી સુંદરીઓ મહત્તા પાછળ જ મરી ફીટતી નથી એ સિદ્ધાંતે તેને આશ્વાસન આપ્યું. હૈયાં રીઝ-વવાની કઠણ કલા તો તેના જેવા કોઈ અદ્‌ભુત કલાકારને હાથે જ ચઢી હોય છે. માત્ર આ વખતે તેની ખરેખરી કસોટી થયા વિના રહેવાની નથી એમ લાગ્યું.

આવા તર્કવિતર્કો કરતાં આમ્રભટે આખી બપોર કાઢી. મંજરીનાં દર્શન ફરીથી કેમ કરી શકાય તેવા ઉપાયો તે યોજી રહ્યો હતો. એટ-લામાં એક પાર્શ્વકે ખબર આપી કે સોમેશ્વર ભટ્ટ મળવા આવ્યા છે. આળસુ આમ્રભટ ટટ્ટાર બેઠો થઈ ગયો. તેની મંજરીનો માણસ ! વિધિની સાનુકૂળતા ! શું મંજરીએ નવા દુર્ગપાલને બોલાવવા માણસ મોકલ્યું હતું ? તેણે સોમેશ્વર ભટ્ટની મારફત કે સંદેશો મોકલ્યો હતો ?

સોમેશ્વર તે બેઠો હતો ત્યાં આવ્યો ને નમસ્કાર કરી વિનયથી બેઠો. આમ્રભટે નમસ્કાર સ્વીકાર્યા. થોડીવાર બંનેએ એક બીજા સામે જોયા કર્યું.

'કેમ ભટજી !' આમ્રભટે પૂછ્યું.

'મહારાજ !' શાંત વિનયથી સોમેશ્વરે કહ્યું. 'આપને નવો ગઢ જોવા લઈ જવા આવ્યો છું.'

'હા,' હસીને આંબડે કહ્યું. 'ગઢની કૂંચીઓ તમારી પાસે છે, તે મેં સાંભળ્યું. ચાલો.' કહી આંબડ કપડાં પહેરી તૈયાર થયો. જે સોમેશ્વર મંજરીની સેવામાં રહેતો તેની સાથે ફરવું પણ આંબડને સુખદાયક લાગ્યું.

'સોમેશ્વરજી !' જ્યારે તેઓ પાલખીમાં બેસી ગઢ તરફ જવા લાગ્યા ત્યારે આંબડે વાત ઉપાડી. 'તમે ભટરાજ કાકના કૈં સગા થાઓ ?'

'ઘણે જ દૂરનો, એ મારા ગુરુ થાય.'

'એ બહુ જબરા માણસ છે ?' કાક પરથી મંજરીની વાત પર કેમ અવાય તેના વિચાર કરતાં આમ્રભટે પૂછ્યું.

'તમે બધા એને માત્ર સામાન્ય વ્યવહારમાં ઓળખો છો. એટલે એની ખરી જબરાઈનો ખ્યાલ તમને કદી આવે નહિ.'

'ના, ના, એમ તો શું ?'

'મહેતાજી ! એની ખરી કિંમત કરવાને તો મારી માફક તમારે એનાં ચરણ સેવવાં જોઈએ. એની યુદ્ધકલા ને બુદ્ધિ; એના આચાર ને વિચારનો ત્યારે જ ખ્યાલ આવે. આ તો કલિકાલ છે, ને ભૃગુકચ્છ પરાધીન છે એટલે કાકભટ દુર્ગપાલ તરીકે સડે છે.'

'ત્યારે પાટણ કેમ નથી આવતા ?'

સોમેશ્વરે એક તીક્ષ્ણ નજર આંબડ પર નાખી કહ્યું. 'તમારા

રાજાની કે મંત્રીઓની મગદૂર ક્યાં છે કે તેને ત્યાં આવવા દે ! એ બિચારાઓને ભાગતાં જોય ભારે પડી જાય.'

આમ્રભટ ખડખડ હસી પડ્યો. શું આ છોકરાનાં અભિમાન ને અજ્ઞાન ! સોમેશ્વર જરાક દયાથી હસીને જોઈ રહ્યો.

'સોમેશ્વર ! તેં પાટણ જોયું છે ?'

'ના.'

'મહારાજને, મારા બાપાને, ને મુંજાલ મહેતાને જોયા છે ? '

'ના, જોયા તો નથી, પણ તેમને વિશે સાંભળ્યું તો ઘણુંએ છે.'

'ત્યારે આ બધાથી તારા ગુરુ જબરા ? '

'હું તો આટલું જાણું છું. વર્ષોનાં વર્ષો થયાં પણ તમારાથી નથી જૂનાગઢ સર થતું કે નથી તે લેવાતું. અને જેણે લાટ સર કર્યું. જેણે એકલે હાથે નવઘણ રા' પકડ્યો, ને શેષનાગ પાસેથી જેણે મુંજાલ મહેતાનો છોકરો આણી આપ્યો તે મહારથીને પાટણમાં રાખવાની તમારા મહારાજા ને મંત્રીઓમાં હિંમત નથી, ને તેનો અનાદર કરવાની પ્રામાણિકતા નથી.'

'તું પણ તારા ગુરુની માફક જ જરાથી બોલે છે–' આંબડે હસીને કહ્યું: 'કે ગુરુપત્ની પાસેથી આ બધું શીખી આવ્યો ? '

એક પળ વાર સોમેશ્વરની આંખમાં વહેમ આવ્યો. 'કોઈ દહાડો તમે આની વિદ્વત્તા જોઈ છે ? ' જરા તિરસ્કારથી સોમેશ્વરે પૂછ્યું.

'ના, સાંભળ્યું ઘણું છે.'

'કોઈ પંડિતને જઈ પૂછી આવજો.'

આમ્રભટના મોંમાં પાણી આવ્યું. 'તમે તો ગુરુ ને ગુરુપત્ની બંનેના મોટા ભક્ત છો.'

સોમેશ્વરના અંતરમાંની કૃતજ્ઞતાનો ભાવ પ્રગટ્યો. 'ભટજી ! એ એનાં ચરણ સેવવા સિવાય બીજી મને હોંસ નથી.'

'ત્યારે એ બેમાં જબરું કોણ ?' જરાક હસીને આંબડે પૂછ્યું.

'એ સવાલનો નિર્ણય મને આજે બાર વર્ષે પણ સૂઝ્યો નથી. આમ્રભટજી ! ભટરાજ મુડદાંના મહારથીઓ બનાવે છે, ને બા પથ્થરના પંડિતો બનાવે છે. એ બેમાં મોટું કોણ તે કેમ સમજાય ?'

આમ્રભટને હેમચંદ્રસૂરિ યાદ આવ્યા. તેણે પોતાના પર સત્તા બેસાડવાનો પ્રયત્ન કર્યો હતો તે આંબડને સાલતો હતો; અને બને તો તેની જરા મશ્કરી કરવાનો ઉદાત્ત વિચાર તેના મગજમાં સ્ફૂર્યો.

'તમારા બા પંડિતો જોડે વિવાદ કરે છે ?'

'હા એમને રૂચે તો.'

'અમારા ખંભાતના એક શાસ્ત્રવિશારદ અહીંયાં આવ્યા છે. તે બાને મળવાનું કહેતા હતા.' આંબડે ગપ્પું માર્યું.

'બા એમ ગમે તેને મળતાં નથી.' સોમેશ્વરે ઉત્તર વાળ્યો.

'આપણે અહીંયાં ઊતરવાનું છે કે ?' આમ્રભટે ગઢ ને જૂનાં શહેર વચ્ચેની ખાઈ આગળ પાલખી આવતાં કહ્યું.

'હા.'

એટલામાં જૂના ને નવા શહેર વચ્ચેની ખાઈ આગળના ઓવારે તેઓ આવી પહોંચ્યા. પાલખી ઊભી રહી, અને આસપાસ ઊભેલા માણસોના નમસ્કાર ઝીલતા એ બને જણ ખાઈ આગળ વાટ જોતી હોડીમાં બેઠા. થોડીવારમાં તેઓ નવા ગઢ તરફ ઊતર્યા ને ગઢમાં જવા માટે ટેકરો ચડવા લાગ્યા.

સોમેશ્વર જાણીતો હોવાથી ઝપાટાબંધ ચડવા લાગ્યો. પાછળ હાંફતો હાંફતો આંબડ ચડ્યો.

'સોમેશ્વર ! આ નવું શહેર તો હમણાં જ વસ્યું ?'

'હા, જી. પહેલાં નાનો ગઢ હતો. તે પડાવી ભટજીએ આ નવો કરાવ્યો.'

'મજબૂત દેખાય છે.'

'મહારાજ! આ ગઢ ચાલીસ વર્ષનો ઘેરો ખમે એમ છે.'

'હેં!' ચકિત થઈ આમ્રભટે પૂછ્યું.

'હા.' થોડી વાર બંનેએ મૂંગે મોઢે ચડ્યા કર્યું. આખરે તેઓ દરવાજા પાસે પહોંચ્યા. 'આ દરવાજો અત્યારે બંધ કેમ છે? સવારે તો ઉઘાડો હતો.'

'ભટરાજ ગયા ત્યારે માત્ર પેલી તરફનું બારણું જ ઉઘાડવું એમ કહી ગયા છે.'

'એમને ભૃગુકચ્છની ઘણી ચિંતા થતી લાગે છે.' જરા કચવાઈને આંબડે કહ્યું.

'એમને ન થાય તો કોને થાય?' તિરસ્કારભરી આંખે સોમેશ્વરે પૂછ્યું.

'ખરું. પણ દુર્ગપાલ તો હું છું હવે.' હસીને આમ્રભટે કહ્યું.

'તમે નવા છો ને.' શાંતિથી સોમેશ્વરે કહ્યું.

સોમેશ્વરે દરવાજાની બારી ઉઘાડી એટલે અંદરથી એક સૈનિક દોડતો આવ્યો.

'દેવા! એ તો હું સોમેશ્વર,' સોમેશ્વરે કહ્યું. 'ને આ નવા દુર્ગપાલ. પધારો આમ્રભટજી.'

તેઓ અંદર પેઠા અને આમ્રભટને કોટ પર થઈ સોમેશ્વર લઈ ગયો.

આંબડ આ નવા ભૃગુકચ્છનો કોટ જોઈ અજાયબ થયો. નવું ભૃગુકચ્છ નદીની ધસ પર આવેલા વિશાલ ને ઊંચા ટેકરા પર વસાવવામાં આવ્યું હતું. અને ટેકરા પરથી બાંધેલો કોટ નદીની સપાટીથી એટલો ઊંચો હતો કે આ ગઢ કદી લઈ શકાય એવો ખ્યાલ આવે એમ નહોતું.

'આ ગઢ આટલો મોટો શા સારુ કર્યો છે?'

'કારણ કે ચારે તરફ ફરતો રેવામાએ કરી રાખ્યો છે.' સોમેશ્વરે કહ્યું. 'જરૂર પડે તો અડધું ગામ અંદર રાખી શકાય. આજે એમાં ત્રણ હજાર સૈનિકો નીરાંતે રહી શકે એમ છે.'

'પણ કોઈ ઘેરો ઘાલે તો આવડા મોટા ગઢમાં લોકો ભૂખે મરે.'

'ના! એની બાંધણી એવી છે કે ત્રણ પાસે તો એને ભય જ નથી. જરૂર પડે તો પાંચ સાત માણસો એને મહિનાના મહિના સુધી સાચવી શકે એમ છે.'

'આ પેલું શું છે?' એક ઘર તરફ હાથ કરી આમ્રભટે પૂછ્યું.

'એ કોઠાર.'

'આવડો મોટો?'

'હા! ને એ હંમેશાં ભરેલો રાખીએ છીએ.'

'હમણા કોણ ઘેરો ઘાલવાનું હતું?'

'ચેતતો નર સદા સુખી.' કહી બંને જણ ચારે તરફ ફરવા નીકળ્યા.



# પ્રકરણ પચીસમું

## દેવો નાયક

સોમેશ્વર ને આમ્રભટ ગઢ તપાસતા હતા ત્યારે દેવો નાયક મૂંગે મોઢે પાછળ પાછળ ચાલ્યા કરતો. તેની સફેદ દાઢી પવનમાં ફરફરતી હતી. તેની આંખો માનમાં નીચી નમેલી હતી; છતાં તેના વૃદ્ધ પણ સશક્ત હાથે તેણે ભાલો અસ્વાભાવિક સખતાઈથી પકડી રાખ્યો હતો. તેના કરચલીવાળા કપાળ પર અત્યારે ઘણી કરચલીઓ પડી હતી. થોડીવારે તે ચોરીથી આમ્રભટ તરફ જોતો.

તે ધ્રુવસેનનો જૂનો સૈનિક હતો, અને કાકના અનુચર તરીકે તે પાટણના લશ્કરમાં આવ્યો હતો. ધ્રુવસેન પડ્યો, લાટનું સ્વાતંત્ર્ય ગયું, પાટણનું રાજ્યચક્ર આવ્યું તેની તેને કૈં પરવા નહોતી. દરરોજ સાંજના તે તેની એકાંત મઢૂલીમાંથી નીકળતો, કાકને ઓટલે જઈ બેસતો—ને જ્યારે કાક ઘરમાં આવે ત્યારે પૂછતોઃ 'ભાઈ! કેમ છે?' કાક હસીને કહેતો 'કેમ દેવા! ખુશીમાંને?' તે જવાબ દેતો—'હા ભાઈ! ને મૂંગે મોઢે પાછો જતો. આખી સૃષ્ટિમાં આટલી જ ચીજમાં તેને રસ હતો.

એના એકલા જીવને સંસાર જોડે જોડવાની એક માત્ર દોરી કાક હતી. અને એ દોરી પકડી તે ભવસાગર તરવા તૈયાર હતો. તેના એકલક્ષ્યી મગજમાં કાકનું સ્થાન એવું હતું કે કાકની પરિસ્થિતિમાં કૈં પણ ફેરફાર થાય તે એને રૂચતું નહિ. કાક દુર્ગપાલ થયો, સ્ત્રી પરણ્યો, ભટરાજ થયો—તે એને જરાએ ગમ્યું નહિ. આ દરેક ફેરફારથી કાક જાણે તેનો મટી પારકાનો થતો જતો હોય તેમ એને લાગ્યું હતું.

કાક તેને ગઢના કોઠારનો નાયક નીમ્યો તે પણ તેને ગમ્યું નહિ; છતાં એના ભાઈના હુકમનો એ અનાદર કરી શક્યો નહિ.

ગઈ કાલે તે શિરસ્તા મુજબ સાંજના ભૂદરપતિને વાડે ગયો હતો, અને કાકને મળ્યો.

'દેવા ! હું વંથળી જાઉં છું.'

દેવાએ ઊંચું જોયું. તેની આંખમાં અધીરાઈ હતી.

'હું આવું ભાઈ ?'

કાક હેતથી હસ્યો. 'અરે દેવા ! પછી અહીંયાં કોણ ?'

'હં.'

'માને જોતો રહેજે.'

'હં.' દેવાએ કહ્યું ને તે બેસી ગયો. તેના મૂઢ હૃદયને ન સમજાય એવા વિયોગની વેદના થઈ. કાક થોડી વાર તેની સામે જોઈ રહ્યો, ને તેના હૃદયની વ્યથા સમજ્યો.

'દેવા ! હું આવી લાગ્યો. તું ગઢ સાચવજે.'

'હં.' કહી દેવો જોઈ રહ્યો. તેની આંખમાં ઝળઝળીયાં આવ્યાં. માતાનું એકનું એક બાળક કોઈ છીનવાઈ જતું હોય તેવું તેને લાગ્યું.

'ભાઈ ! હું જાઉં છું.'

'હા. જોતો રહેજે.'

દેવો મૂંગે મોઢે બેસી રહ્યો, ને ઘરમાં જતા કાક સામે જોઈ રહ્યો. થોડી વાર તેણે નિઃશ્વાસ મૂક્યો, ને માથું હલાવતો તે ગઢમાં પાછો આવ્યો. ત્યારથી તેનું માથું નમ્યું ને તે બોલતો બંધ થઈ ગયો. તેને લાગ્યું કે તેનો 'ભાઈ' તેને ફરી મળવાનો નહિ.

અત્યારે નવા દુર્ગપાલને જોઈ તેની આંખમાં ઝેર આવ્યું. તેના 'ભાઈ' સિવાય બીજું કોઈ દુર્ગપાલ થાય એ તે જોઈ શક્યો નહિ.

તેણે મૂગા મૂગા ચાલ્યા કર્યું. કોઠાર આગળ આવી આમ્રભટ ને સોમેશ્વર નદી સામે જોઈ રહ્યા. દેવો ધીમે રહીને સોમેશ્વર પાસે ગયો.

'સોમેશ્વર !' દેવાએ પૂછ્યું. 'તમને વાર લાગશે?'

સોમેશ્વર હસીને ફર્યો. કાકનાં બધાં માણસોને દેવા તરફ પ્રીતિ હતી. 'દેવા, કેમ? આજે 'ભાઈ'ને વાડે જવું છે?'

'હા. વખત થયો.'

'પણ આજે તારા 'ભાઈ' તો નથી.'

'તેમાં શું?'

'જા ત્યારે.' સોમેશ્વરે કહ્યું.

'સોમેશ્વર! કોઠાર જોવો હોય તો જોઈ લો.'

'તમારે કોઠાર જોવો છે?' સોમેશ્વરે આંબડને પૂછ્યું. આંબડને આ નાયકની અસભ્યતા અને સોમેશ્વર જોડે બોલવાની રીત પસંદ ન આવ્યાં.

'આ કોણ છે?' આંબડે તિરસ્કારથી પૂછ્યું.

'એ ભટરાજનો વિશ્વાસુ નાયક છે ને અહીંના કોઠારનો રખેવાળ છે.'

'આમ ક્યાં જવાને એ અધીરો થયો છે?' જરા રૂવાબમાં નવા દુર્ગપાલે પૂછ્યું.

દેવાની નીચી નમેલી આંખ જરાક પહોળી થઈ.

'એ તો ભટરાજને વાડે જવા માગે છે. એને રોજની ટેવ છે.'

'તમારાં માણસો ઘણા જ મોઢે ચડેલાં છે.' આમ્રભટે કહ્યું. દેવાએ ઊંચું જોયું.

સોમેશ્વરને કપાળે કરચલી પડી. 'મહારાજ? દેવો સામાન્ય સૈનિક નથી, પણ ઘરના માણસ જેવો છે. જા દેવા!' સોમેશ્વરે કહ્યું.

દેવો બોલ્યા વગર ચાલ્યો ગયો.



ચિત્રકાર ]  દેવો નાયક પૃષ્ઠ ૧૩૪  [ શ્રી. રાવળ

'દરેક સૈનિક ઘરનો માણસ હશે તો પછી આ ગામનું થશે શું?'

'ભટજી!' સોમેશ્વરે કહ્યું. 'આ માણસ જેવો વિશ્વાસુ બીજો માણસ નથી. એનું અપમાન કરવામાં શો ફાયદો?'

'અહીંયાં દુર્ગપાલ સિવાય આખા ગામનું માન જળવાતું લાગે છે.'

'જુવોની, આજે વર્ષો થયાં દરરોજ તે ભટરાજને ત્યાં જાય છે. તે જશે; થોડીવાર ઓટલે બેસશે ને પાછો આવશે. એને ગયા વિના નહિ ચાલે.'

'મને આવા નોકરો નહિ પરવડશે.'

'ત્યારે આવા નોકરો તમને મળશે પણ નહિ.' જરાક હસીને સોમેશ્વરે કહ્યું. તેઓ આગળ ચાલ્યા.

દેવો નાયક મૂગે મોઢે ગઢમાંથી ઊતરી, જૂના શહેરમાં થઈ સામ્બા બૃહસ્પતિના વાડામાં આવ્યો ને કાકને ઓટલે બેઠો. તે મૂગે મોઢે જાણે કાકના આવવાની વાટ જોતો હોય તેમ બેસી રહ્યો. અંધારું થયું ત્યારે તેણે ઊંચું જોયું, અને કાકની વાટ જોવી નિરર્થક છે એમ ખ્યાલ આવતાં ખસ્યો.

'કોણ છે?' બારણું ઉઘાડતાં મણિભદ્રે પૂછ્યું.

'હું દેવો નાયક.'

'કેમ?'

'ના, અમસ્થો.'

'કોણ નાયક?' અંદરથી મંજરીનો અવાજ આવ્યો. તે બહાર આવી. 'આવની દેવા! બહાર કેમ બેસી રહ્યો છે?'

'કૈં નહિ. અમસ્થો.' કહી તેણે નિસાસો મૂક્યો.

'દેવા! તારા ભાઈ થોડા દહાડામાં આવશે.'

ડોસાએ ડોકું ધુણાવ્યું. 'ના બા! કૈં નહિ મળું.'

'કેમ ?' જરાક ફિક્કું હસીને મંજરીએ કહ્યું.

'કાલે મારી છાપરી પર ઘૂવડ બોલતું હતું.'

'અરે તેમાં શું ?' મંજરીએ હિંમતથી કહ્યું. 'તારા ભાઈ તો આવ્યા સમજની.'

'ભાઈ તો આવશે, પણ મને નહિં મળે. બા ! કીકાભાઈને બતાવશો ?'

આ ડોસાનું હેત જોઈને મંજરીની આંખમાં પાણી આવ્યું. 'આવની અંદર !'

દેવો અંદર ગયો, ને વૌસરીને જોઈ પાછો નીકળ્યો. તે ધીમે ડગલે ને ભારે હૈયે ગઢ તરફ વળ્યો, ત્યારે મોડી રાત થવા આવી હતી. તે નીચી નજરે ગઢ તરફ ચાલ્યો.

ખાઈ પાસે આવતાં તેને બે પુરુષ ગઢ તરફ જોઈ રહેલા દેખાયા. તેણે ઊંચું જોયું. ને ખોંખાર્યું.

'કોણ છે ?' તેણે પૂછ્યું.

એક માણસે માથે ને ખભે શાલ વીંટી હતી. તે આગળ આવ્યો.

'શું છે ?'

'અત્યારે શું કરો છો ?' સાવધ દેવાએ સવાલ કર્યો.

'ઓહો ! કોણ દેવો ?'

દેવાએ ધ્યાનથી જોયું. 'તમે કોણ ?'

'રેવાપાલ. મને ઓળખ્યો નહિ ?' રેવાપાલે જરાક શાલ ખસેડી કહ્યું.

'ભાઈ, તમે કે અહીંયાં.'

'જરા ફરવા આવ્યા છીએ. અત્યારે ક્યાં કાકને ઘેર જઈ આવ્યો ? તારો 'ભાઈ' તો ગયો ?' રેવાપાલે તિરસ્કારથી કહ્યું.

'તેમાં શું? થોડે દહાડે પાછો.'

'અરે કે ગાંડો થયો છે?'

'કેમ?'

'એ તો હવે આવવાનો જ નહિ.'

'શું?' ડોળા કાઢી દેવાએ પૂછયું.

'જયદેવ મહારાજ એને ભૃગુકચ્છ નહિ આવવા દે.'

'કેમ જાણ્યું?'

'એણે પોતે મને કહ્યું.'

'ને આ નવો દુર્ગપાલ અહીંયાં રહેવાનો?'

'હા, દેવા. તારે ને મારે કર્મે. કાક નાની બેઠો હતો કે એને કોણ પૂછવાનું છે. હવે એ પણ પસ્તાશે. દેવા! તારે પણ ગઢ છોડવો પડશે.'

'કેમ?'

'નવો દુર્ગપાલ નેઃ એમાં પટ્ટણીઓ વસાવશે.'

'અરે કે વાત છે?'

'જોજે ત્યારે. તમે કોઈ મારું માનતા નથી પણ તમારો કરેલો ગઢ તમારું સત્યાનાશ વાળશે, જોજે.'

દેવો મૂગો રહ્યો.

'બે હજાર પટ્ટણીઓ એમાં ભરાઈ બેસશે તો તમારા આખા દેશને ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવશે.'

'એમ કોની મગદૂર છે કે આખા દેશને દુઃખ દઈ શકે?'

'તમારો મોટો દુર્ગપાલ હતો તેને તો ઘડીના છઠ્ઠા ભાગમાં દેશપાર કર્યો. હવે તમારું કોણ! આંબડ ખંભાતી ને માધવ નાગર.' રેવાપાલ તિરસ્કારથી હસ્યો. 'ને એક જણ ભૂલ્યો!'

'કોણ ?'

'નેરો ઓબડો !'

સ્તબ્ધ બની દેવા નાયકે પૂછ્યું: 'શું કહો છો ?'

'દેવા,' રેવાપાલે નરમાશથી કહ્યું. 'હું કદી જૂઠું બોલું છું ? તારા ભાઈને અને મારે વેર છે. પણ તે ગમે તેવો પણ લાટનો હિતેચ્છુ હતો. તે પણ ગયો—ને જોજે હવે ફરી આવવાનો નથી.'

દેવાને કમકમાં આવ્યાં.

'આંબડ માત્ર તકની વાટ જોતો બેઠો છે; ને આજે મારા સાંભળતાં નેરાને ભટ બનાવ્યો ને ગઢમાં કાલથી રહેવાનો હુકમ કર્યો. બોલ લાટનું આવી બન્યું કે નહિ ?'

દેવો બોલ્યો નહિ; પણ તેનું રુંવેરુંવું ખડું થઈ ગયું. કાલે ઘુવડ બોલ્યું તે કંઈ કારણસર જ.

'દેવા ! એક જ રસ્તો છે.' રેવાપાલે કહ્યું.

'શો ?'

'ગઢમાં આખું વર્ષ ચાલે એટલો દાણો છે.'

'તમે ક્યાંથી જાણ્યું ?'

'ગમે ત્યાંથી. તારે પટ્ટણીઓને હાથ ઘસતા કરવા હોય તો એક જ રસ્તો છે.'

'શો ?'

'ત્યાંથી અનાજ લઈ જવું જોઈએ.'

'ક્યાં ?' ચકિત થઈ દેવાએ પૂછ્યું.

'ગમે ત્યાં.'

'ને ભાઈ આવે તો ?' દેવાએ પૂછ્યું.

'દેવા ? મારી બીજી કંઈ મતલબ નથી. હું ગંગાનાથ ભગવાનના

સોગન ખાઈને કહું છું, મારે તો માત્ર આ પટ્ટણી સૈન્ય ગઢમાં મજાહ ન મહાલે એટલું જ જોઈએ છે. એક કામ કરે છે? હમણાં અનાજ કાઢી નાખ. જો તારા ભાઈ આવશે, તો બીજે દિવસે હું કોઠાર ભરાવી આપીશ.'

'કોઈ જાણે તો?'

'કોણ જાણવાનું હતું?'

'પણ નીકળે કેવી રીતે?'

'જો રોજ રાતે નવદેવીના ઓવારા આગળ મારાં માણસો હોડી લઈ આવશે. તું ઉપરથી ગુણ ગબડાવજે.'

'મારા ભાઈ વદે.'

'ગાંડા! તારા ભાઈ ફરી આવવાના નથી.' રેવાપાલે સખતાઈથી કહ્યું. દેવાને કમકમાં આવ્યાં. તેને કાલે રાતે બોલેલું ઘૂવડ સાંભર્યું.

'હા!'

'તમારી સાત પેઢીના બોલથી.' દેવાએ પૂછ્યું.

'હા. દેવા! મારી સાત પેઢીના બોલથી.'

દેવો થોડી વાર બોલ્યો નહિ. તેણે એકદમ ઊંચું જોઈ કહ્યું: 'મહારાજ! કાલે રાતે હોડી મોકલજો. જો નેરા બોબડાની વાત ખરી હશે તો હું ગુણો ગબડાવીશ.' કહી તે ઝપાટાબંધ ચાલ્યો ગયો.

રેવાપાલ હસ્યો. 'લાટનું નસીબ જોર કરે છે.' તે બોલ્યો, ને સાથીને લઈ ચાલ્યો ગયો.



# પ્રકરણ છવ્વીસમું

## સૂરિનું આત્મનિરીક્ષણ

તેજપાલવસહિકામાં હેમચંદ્રસૂરિ મૌન ધારણ કરી બેઠા હતા. એમનાથી થોડે દૂર પડેલા એમના પ્રોંઝન તરફ એ જોઈ રહ્યા હતા.

આ જુવાન સૂરિને ધ્યાનસમય સિવાય આમ બેસવાની ટેવ નહોતી. આજે આ સ્થિતિ તેને જરાક અસાધારણ લાગી.

જ્યારે બીજાં છોકરાં ઝોળીમાં રમે ત્યારે એણે વિતરાગ થવાની ઇચ્છા બતાવી; જ્યારે યુવકો જીવનમાં જણાતા નવા અદ્ભુતો જોવા તલસી રહે ત્યારે એ સૂરિપદ પામ્યા; જ્યારે બીજા સાધુઓ અભ્યાસ શરૂ કરે ત્યારે તે શાસ્ત્રવિશારદની ભૂમિકાએ પહોંચ્યા. દરેક જણ એનું અપૂર્વ ચારિત્ર્ય, નિઃસીમ જ્ઞાન ને અગાધ ઉસ્તાદી જોઈ ચકિત થતું. આટલા થોડા વખતમાં જૈનવિદ્યા ને પ્રતાપના વ્યોમમાં અદ્ભુત અરુણોદયનો ભાસ લોકોને થતો લાગ્યો હતો.

ઘણે વર્ષે–જુવાની આવ્યા પછી–જિંદગીમાં પહેલી વખત તેને સાવચેતીથી આત્મનિરીક્ષણ કરવાની જરૂર જણાઈ. તેને ખાતરી હતી કે તેનું મગજ બીજા બધાંથી નીરાળા પ્રકારનું હતું. તેને સંયમ રાખવા પ્રયત્ન કરવાની જરૂર પડી નહોતી; વિકાર શી ચીજ છે તેનો સ્વાનુભવ કર્યો નહોતો. ને તેથી પોતે આજન્મ અવિકારી છે, એવી તેને નિશ્ચલ શ્રદ્ધા હતી.

ઘણાનાં મગજ કાદવવાળા ખાબોચિયાં જેવાં હોય છે, ઘણાનાં નાનકડી નાની જ લહરીઓથી અલંકૃત, સ્થિર, બાંધેલાં, જલથી ભરેલાં તળાવ જેવાં હોય છે. કેટલાક જરા ઊછળતી ઊર્મિઓ જરાક શાંત સરળતા અનુભવતી અને છતાં વહેતી નદી જેવાં હોય છે. કોઈકનાં મગજ સમુદ્રોના જેવાં હોય છે ; ઘડીમાં શાંત સરોવરની અગાધતા; ઘડીમાં થનગનતી લહરોનો આનંદ; ઘડીમાં દુર્જય ને ઊછળતો ઉત્સાહ; ઘડીમાં પ્રલયતરંગોનું તાંડવનૃત્ય.

આ યુવકનું મગજ આમાંથી કોઈ પ્રકારનું નહોતું. તેમાં કાચની સ્વચ્છતા, શાંતિ; નિરુત્સાહ ને સર્વઆહ્લાદ હતાં.

બીજાને વિતરાગ કે નિર્દ્વંદ્વ થતાં મુશ્કેલી નડે: બીજાને જિતેંદ્રિયતા પ્રાપ્ત કરવા વ્રતોની પરંપરા આચરવી પડે: પણ આ શાંત. સ્થિર, ઊર્મિવિહીન અંતરને નિર્વિકાર કે જિતેંદ્રિય થવાના પ્રયત્નની જરૂર પડી જ નહોતી. કારણ કે એમાં વિકાર અનુભવવાની શક્તિ જ નહોતી. જિનશાસનના સ્તંભો આ વિકાર પામવાની અશક્તિ જોઈ સ્તબ્ધ બનતા: ને પૂર્વજન્મના સુસંસ્કાર ને ક્ષયોપશમનું જ આ કારણ માની સ્પર્ધા કરવી છોડી દેતા.

આ નિર્મળ કાચ સમું મગજ એ સૂરિ ઈચ્છતા તે દિશામાં ફરી શકતું, ને ધારેલા વિષયનું પ્રતિબિંબ એમાં પડતું. પોતે આમ વગર પ્રયત્ને અપૂર્વ હતો તેનો હેમચંદ્રને પૂરેપૂરો ખ્યાલ હતો.

આ ઉમ્મરે પહેલી વાર તેના મગજમાં સંશય થયો, શું તેના મગજમાં વિકારની છાયા પડી ? બીજા માણસોને આ સંશય સરખો પેદા ન થાત: આ અદ્ભુત યુવક એટલોએ સંશય થયો તેની જડતી લેવા બેઠો હતો.

કાલે તેણે એક સ્ત્રીનું વર્ષો પહેલાં જોએલું મુખ જોયું: એક મૂર્ખને પોતે ધારેલી બાજી ઊંધી વાળતાં જોયો: અને એ મૂર્ખ પેલી સ્ત્રીની સલાહથી એ બાજી ઊંધી વાળતો હતો એવો કે વહેમ પડ્યો. તેણે ઘણી સ્ત્રીઓ જોઈ હતી; ઘણા મૂર્ખોને બાજી ઊંધી વાળતા જોયા

હતા; ઘણી સ્ત્રીઓ બાહુ ઊંચી વળાવી શંક છે એવો અનુભવ કર્યો હતો. ત્યારે આ વિકાર તો નહોતો જ; વિકારનો સંશય પણ ખોટો હતો. ત્યારે આ સંશય પેદા થયો છે એવી ભ્રમણા મગજમાં આવી કેમ? અડગ નૈયાયિકની તીક્ષ્ણતાથી સૂરિએ પ્રશ્ન કર્યો.

જ્યારે તેણે દીક્ષા લીધી ત્યારે આ સ્ત્રીને જોઈ હતી એમ કે સ્મરણમાં હતું; પછી એને કાક લેઈ ગયો ને પરણી ગયો, એ વાત તેની માહિતીની બહાર નહોતી; અને એ વિદ્વાનને બાહોશ સ્ત્રીએ આંબડ જોવાને મહાત કર્યો હોય તેમાં એવું કૈં નહોતું કે તેના સ્થિર ચિત્તને જરા પણ અસ્થિરતાનો સંશય લાવવાનું કારણ મળે. 'ત્યારે એ સંશય ઊભો થયો કેમ?' ઊંડે ભરાઈ હેમચંદ્રસૂરિએ પોતાના કાચ જેવા નિર્મલ મગજને પૂછ્યું—

'મહારાજ! પ્રણામ.' આમ્રભટનો જરાક મજાક કરતો અવાજ આવ્યો. તેણે આવી પ્રણામ કર્યા.

'કાણ આંબડ! આવ, ધર્મલાભ.' સૂરિએ કહ્યું.

આમ્રભટ ને હેમચંદ્ર બાલપણના મિત્ર હતા, એક ઘરમાં ઊછર્યા હતા, અને ઉદા મહેતાની સર્વવ્યાપી રમતનાં રમકડાં હતાં. છતાં આ પ્રતાપી બાલસૂરિને સર્વોપરિ કરવાના ઉદા મહેતાના પ્રયત્નોથી ખંભાતમાં હેમચંદ્રસૂરિ એક તીર્થંકર હોય એવો આડંબર રાખવામાં આવતો. એટલે સાધારણ રીતે આમ્રભટ આવી રીતે તેને સંબોધવાની હિંમત કરે નહિ. પણ છેડાએલા નાગ કરતાં છેડાએલો પ્રણયી ખોટો. એની પાઘડી પર ધબ્બો માર્યો હોત તો આંબડ ખમી રહેત; પણ જ્યારે તેની હૃદયેશ્વરીનો મોભ્ભો તોડવાનું કામ સૂરજીએ શરૂ કર્યું ત્યારે તેનાથી કેમ સહેવાય?

તેના મગજમાં એક ઘણી મજાહની યોજના આવી. મંજરી પંડિત-શિરોમણિ છે એમાં તો કે સંશય હતો જ નહિ. જો આ સૂરિ તેનાથી હારી જાય તો એને બરોબર શિક્ષા મળે. ઉદા મહેતાનો પુત્ર આવો



ચિત્રકાર ]　　　વાગીશ્વરીનાં દર્શન પૃ. ૧૪૨　　　[ શ્રી. રાવળ

વિચાર કરે એ આકાશ ને પાતાળ એક કર્યા જેવું હતું. પણ અત્યારે આંબડનાં સંમોહનો પાર હતો નહિ. ક્ષણિક સંતોષ, એક ક્ષણભરનો તેની હૃદયેશ્વરીનો વિજય તે તેને અત્યારે અતિશય વહાલો થઈ પડ્યો હતો.

અહીંયાં આવવામાં તેનો એક મુદ્દો હતો. ને સવારે માધવ જોડે મંત્રણા કરવા કાકને ત્યાં ગયો હતો. બહારના વાડાની પરસાળમાં તે બેઠો, ને ભૃગુકચ્છના આગેવાનોને મળ્યો, વાત કરી; કૈંક સૂઝી તે ગોઠવણ કરી. પણ આખો વખત તેનું મગજ અંદર જવાનું બહાનું શોધતું હતું. આખરે જવાનો વખત થયો એટલે હિંમત કરી તેણે સોમેશ્વરને કહ્યું : 'બા છે કે?'

'હા.' સોમેશ્વરની આંખમાં જરાક વહેમ દેખાયો.

'હેમચંદ્રસૂરિનો સંદેશો કહેવો છે, પૂછોની, એક પલવાર મને મળશે?' આંબડે ધડકતે હૈયે પૂછ્યું. કાં તો દુર્ગપાલની સત્તાથી કે મંજરીના સાંનિધ્યથી તેની હિંમત વધતી જતી હતી.

સોમેશ્વર ના કહી શક્યો નહિ. તે મંજરીને પૂછી આવ્યો, ને આંબડને અંદર લઈ ગયો. મોહથી ચકરચકર ફરતે મગજે આમ્રભટે પ્રણામ કર્યા, દેખાડેલું આસન લીધું ને કહ્યું : 'બા, અમારા ખંભાતના હેમચંદ્રસૂરિ અહીં આવ્યા છે ને આજકાલ પાછા જશે. ઘણા સમર્થ વિદ્વાન્ ને તપસ્વી છે.'

'મને ખબર છે.' કહી મંજરી હસી. આમ્રભટ દંતાવલિનું સૌંદર્ય જોવામાં એક વિપલ વાત કરતાં ચૂક્યો. પછી કહ્યું : 'જતાં પહેલાં દુર્ગપાલ મહારાજને ત્યાં એને ગોચરી કરવા બોલાવીએ તો જરા એને પણ ઠીક લાગશે ને ભૃગુકચ્છની પણ શોભા દેખાશે.'

તરત મંજરી ને સોમેશ્વરની આંખ એક થઈ.

'ભટજી! પણ અમે તો ચુસ્ત મિથ્યાદૃષ્ટિ છીએ.' મંજરીએ હસીને કહ્યું.

'તમે ભૂલો છો. અમારે ત્યાં અમે એવા ખોટા ભેદો ગણતા જ નથી. ને સૂરિજીનું કૈં ઉદાર દિલ છે;' રખેને યોજના સફલ ન થાય તેથી આમ્રભટે ચલાવ્યું. 'ને આપની વિદ્વત્તા સાંભળી એમને મળવાનું મન પણ ઘણું છે.'

એક પલ મંજરી મૂગી રહી. 'ઠીક ત્યારે આજે બપોરે બોલાવો. એણે દીક્ષા લીધી ત્યાર પછી હું એને મળી જ નથી. સોમેશ્વર! તું કહી આવશે?'

'શું કામ?' આમ્રભટે કહ્યું. 'હું ત્યાં જ જાઉં છું. હું કહી દઈશ.' તેણે રજા લીધી અને મંજરી તૈયારી કરવા ઊઠી. પણ સોમેશ્વરના અંતરમાં વહેમની જ્વાલા પ્રગટી—આ છોકરો અહીંયાં કેમ પલક્યો હતો?

* * *

અને બારોબાર આમ્રભટજી તેજપાલવસહિકામાં ચાલ્યા આવ્યા ને હેમચંદ્રને મળ્યા.

'મહારાજ! આજે દુર્ગપાલ ને ત્યાં ગોચરી જવાનું તેડું છે.'

સ્વસ્થ સૂરિ ચમક્યો. તેનાં તેજસ્વી નેત્રો સ્થિર થયાં. જાણે વિકાર પામેલા હૃદયમાંથી પડઘો પડ્યો હોય એમ લાગ્યું.

'કાકને ત્યાં?'

'એની સ્ત્રી આપનાં દર્શન કરવા માગે છે. મારી જોડે સંદેશો કહાવ્યો છે.'

હેમચંદ્રને ખાતરી થઈ કે આ છોકરો દુર્ગપાલની વૈરી પાછળ ઘેલો થયો છે. તેને આમ્રભટને ઉપદેશ કરવાનું મન થયું કે તારે તરત ને તરત જઈ ચોથું અણુવ્રત કરવા બેસી જવું. પણ તેની જીભ ઉપડી નહિ. પોતાનું શું? પોતે હમણાં કેમ ચમક્યો? આ તીવ્ર બુદ્ધિના યુવકે પોતાના મગજ પાસે હિસાબ માગ્યો.

તેના હૃદયમાં પહેલો વિચાર થયો કે ન જવું. હેમચંદ્રે આંખો મીંચી. શું વિકાર ખરેખર થયો હતો? શું વિકાર વધે તેવા ડરથી ડહાપણ પ્રેરણા કરતું હતું કે આ સ્ત્રીને ન જોવી? શું પોતાને પણ બીજા સાધુઓની માફક, સાધારણ શ્રાવકોની માફક, આવે પ્રસંગે મનોનિગ્રહ કરવાની જરૂર પડે? શું જેને ઈંદ્રિયો જીતવાની જરૂર નથી જણાઈ, પોતાને પૂર્વજન્મના પ્રસાદથીજ આ જન્મ વીતરાગ માનતો હતો તે આજે ઈંદ્રિયો જીતવી પડે એવી અધોગતિએ પહોંચી ગયો? ના–તેના અંતરે જવાબ આપ્યો. સંશયને માટે જરાપણ સ્થાન નહોતું. તેણે સ્થિરતાથી આમ્રભટ સામે જોયું.

'આંબડ! તારે કાલથી કૈં વ્રત કરવા માંડવું પડશે. તારું મગજ ઠેકાણે નથી.'

આમ્રભટ હસ્યો. 'આપ જરાએ ગભરાશો નહિ. પણ આપ આવશો ને?'

'હા' શાંતિથી હેમચંદ્રે કહ્યું. 'હું વિચરીશ.'

'સારું ત્યારે. તમે બંને વિદ્વાન્ છો એટલે તમને પણ લાભ થશે.' છેલ્લો ડામ દઈ આંબડ ઊઠયો ને પ્રણામ કરી રજા માગી.

'ધર્મલાભ!' સૂરિએ કહ્યું ને આત્મનિરીક્ષણમાં તે વિલીન થયો.



## પ્રકરણ સત્તાવીસમું

### વાગીશ્વરીનાં દર્શન

કાકને ત્યાં ખંભાતના સુવિખ્યાત સૂરી ગોચરી જાય એ બનાવથી લોકો જરા વિસ્મય પામ્યા.

હેમચંદ્રસૂરિ તેના છ શિષ્યો સમેત સાંબા બૃહસ્પતિના વાડામાં આવ્યા ત્યારે આમ્રભટ પણ સાથે હતો. સોમેશ્વર, મણિભદ્ર ને પુરાણી કાકા સાધુઓનો આદર કરવા આવ્યા અને આવકાર આપી તેમને ઘરમાં લાવ્યા.

હેમચંદ્રે ન છૂટકાના શબ્દો સિવાય મૌન ધારણ કર્યું હતું. તેની કોમળ મુખમુદ્રા પર સખતાઈની છાપ હતી. તેનું માથું જરા નમેલું હતું. પોતાના નિર્બલ ને ઊર્મિવિહોણા મગજને તે સખતાઈથી પોતાની નિશ્ચેતન ને અવિકારી સ્વસ્થતા જાળવવાનો આદેશ કરી રહ્યો. તેને મન તેના જીવનની પરમ કસોટી થતી. તે અત્યાર સુધી નિર્વિકાર થવાનું પણ તુચ્છ ગણતો હતો; કારણ કે પોતે અવિકાર હોઈ અવિકારતાને શ્રેષ્ઠ માનતો હતો. વિકારને નિર્મૂલ કરવા તપ આચરવું પડે એ પણ તેને મન નાનમનું ચિહ્ન હતું. વાસના જીતવા કરતાં, વાસનાનો અનુભવ થઈ શકતો જ નહોય એવી સ્થિતિ સાચવવી એ તેના જીવનનો મહાન પ્રયત્ન હતો. અને અત્યાર સુધી એ સ્થિતિ સાચવતાં એને જરા પણ પ્રયત્ન કરવો પડયો નહોતો.

જિનશાસનને સાચવવું ને તેનો ઉત્કર્ષ સાધવો, તેના અહિંસામંત્રનો

પ્રચાર કરવો, ને તેને માટે કોઈ પણ પ્રકારે રાજ્યતંત્ર કાબૂમાં લેવું એ તો જે સૃષ્ટિમાં તે ઊછર્યો હતો તેનું પરમ ધ્યેય હતું. અને તે આકાંક્ષા સિદ્ધ કરવાના પ્રયાસો પૂરતો જ સંસર્ગ તે જીવન સાથે રાખતો હતો. મનુષ્યહૃદયનાં ઉત્સાહ, આનંદ કે વ્યથા તરફ તે સ્નેહભીની કે અનુકંપાભરી આંખે જોઈ શકતો નહિ. તેને મન એ બધી તુચ્છ જંતુઓની વિકારી લીલા હતી; અને તેની તરફ મહામોહની ઠંડી ?પાઓને હણનાર કોઈ શસ્ત્રોપચારી વૈદ્યની દૃષ્ટિએ તે જોતો.

'પધારો, મહારાજ!' મંજરીનો સંસ્કારી અવાજ આવ્યો. 'બિરાજો.'

નીચી નજરે ઊભેલા સૂરિએ ઊંચું જોતાં પહેલાં ધીમેથી રજોહરણ વડે ધૂળ બહારી ને 'ધર્મલાભ' ઉચ્ચાર્યો. જ્યારે તેણે ઊંચું જોયું ત્યારે બારણામાં શ્વેત વસ્ત્રમાં અપ્સરા સમી શોભતી ઊંચી ને સુરેખ સુંદરી ઊભી હતી. તેના મધુર હોઠ પર આવકારનું હાસ્ય હતું; તેની તેજસ્વી આંખોમાં સ્નેહાળ હૃદયના ઉલ્લાસનું પ્રતિબિંબ હતું. સૂરિનું જેવું મગજ હતું તેવી તેની નિરીક્ષણ શક્તિ હતી. અલંકારશાસ્ત્ર ને કાવ્યોમાંથી મોઢે રાખેલો શબ્દસમુચ્ચય ધીમે ધીમે ગોઠવવા લાગ્યો. 'મદાલસા', 'ચંદ્રાનના', 'શરીરયષ્ટિ', 'જઘન ગૌરવ'...આ બધી ગોઠવણમાં શબ્દ ને વસ્તુ ગોઠવનારની નિષ્પક્ષપાત અવિકારતા હતી; તેમાં નહોતો સૌંદર્યભક્તનો ઉત્સાહ કે કવિની ઊર્મિ. ભક્તિના ભારથી સોમેશ્વરે નીચું જોયું; મોહની અધીરાઈથી આમ્રભટે આંખો ફાડી. બીજા સાધુઓ આ દર્શનથી માત્ર મોઢું પહોળું રાખવા જેટલું જ ચેતન દર્શાવી શક્યા.

મંજરીએ વંદન કર્યું. 'સૂરિજી! આપને અને સાધુમંડલને મારાં વંદન!'

મંજરી વસ્ત્ર સંકોરી પુરાણી કાકા અને મણિભદ્ર વચ્ચે બેઠી અને ગર્વભરી નજરે દિગંતોમાં જેની ખ્યાતિના પડઘા સંભળાવા માંડ્યા હતા તે બાલસૂરિ તરફ જોઈ રહી.

'બા!' આંબડે કહ્યું. 'સૂરિજી એટલે અમારા ખંભાતના માથાના મુગટ.'

'મેં એમને ઘણાં વર્ષો પર જોયા હતા.' મંજરીએ હસીને કહ્યું. 'કેમ મહારાજ! યાદ છે? તમે દીક્ષા લીધી તે પહેલાં આપણે એક જ વસાહિકામાં સાથે હતાં. તમે મને પણ દીક્ષા લેવાનું કહ્યું હતું; યાદ છે? તમે તે વખતે આઠ વર્ષના હતા.'

'મને યાદ આવે છે.' અવિકત્થન ભિક્ષુની રીત ગ્રહણ કરી હેમચંદ્રે કહ્યું.

'એમ! એ તો મને ખબર જ નહિ?' આંબડે કહ્યું.

આંબડને જોઈ ઉદ્દો યાદ આવતાં મંજરીના મોં પર જરા કચવાટ દેખાયો ને અદૃષ્ટ થયો. તેણે આંબડની સામે જોઈ કહ્યું: 'તમને ક્યાંથી ખબર હોય? સૂરિજીની સાથે મને પણ દીક્ષા આપવાના હતા.'

'પછી?' આંબડને કાને કૈં ગપો આવી હતી ખરી, પણ મંજરીને મોઢે સાંભળવા તેણે પૂછ્યું.

'પછી?' મંજરી હસી પડી ને નીચું જોયું. તેના હાસ્યના તરંગો ખંડમાં પ્રસરી રહ્યા. સૂરિના અવિકારી કાનને આ સ્વચ્છંદ અયોગ્ય લાગ્યો. તેના મગજમાં ટીકા આટલી જ થઈ: 'આ હાસ્યને વિધુલ્લેખા કહી શકાય.'

'પછી શું?' મંજરીએ ચલાવ્યું. 'હું નાસી ગઈ. મહારાજ! દીક્ષા લીધા પછી તમે જે શાંતિ મેળવવા માગતા હતા તે મળી?'

'મને અશાંતિ હતી જ નહિ.' હેમચંદ્રે કહ્યું. 'પણ જિનશાસનનો શ્રેયસ્કર જતો કર્યો, પછી તમે તમારું બ્રાહ્મણત્વ રાખી રહ્યા?'

મંજરીને કાને આ બોલોમાં કર્કશતા જણાઈ. તેને આ પ્રશ્નમાં ટાણો લાગ્યો. તેણે સાવધાનતાથી ઊંચું જોયું.

'મારું બ્રાહ્મણત્વ-તમારી બોલીમાં-મારી મિથ્યાદૃષ્ટિ હરવાની કોઈનામાં શક્તિ હતી જ નહિ.'

સૂરિ હસ્યા. 'તમે દીક્ષા લીધી હોત તો જિનશાસનના આભૂષણ-રૂપ સાધ્વી બનત.' મંજરીનું ઘાટીલું માથું ગર્વમાં ઊંચું થયું. તેની આંખમાં ચમકારો વધ્યો. આંખો જરાક ઉઘાડી, તેમાં ભભક આણવાની તેની ખૂબી બધા જોઈ રહ્યા.

'હું નાસી ગઈ તો તમારું આખું શાસન મને ન આપી શકત તે મને મળ્યું.'

'શું?' આંબડથી બોલી જવાયું.

મંજરી આ સવાલ સાંભળી હસી. તેની આંખમાં અમી અને અવાજમાં મૃદુતા આવી. 'તમારા દુર્ગપાલ.'

'કાક ભટરાજ.' જાણે આમ્રભટને જવાબ આપતા હોય એમ સૂરિજી બોલ્યા. મંજરીએ તેમાં રહેલો કટાક્ષ પારખ્યો.

'હા!' તેના અવાજમાં દુર્જય ગર્વનો રણકાર થયો. તેની સુંદર ડોકની રગો જરા ધબકી ઊઠેલી દેખાઈ. 'ગુરુ દ્રોણાચાર્ય ને કૌટિલ્ય, બંનેના દર્પ હરે તેવો ભટરાજ!' તે હસી. તે હાસ્યમાં વિજયદુંદુભિનો પ્રતિધ્વનિ હતો.

હેમચંદ્રસૂરિને લાગ્યું કે તેના જેવા સાધુ આગળ મંજરી પોતાનો આડંબર દેખાડે એ યોગ્ય નહોતું. પ્રશંસા સંભળાવવા તેને બોલાવ્યો હોય એમ તેને ભાસ થયો.

'ભગવતી! કાવ્યપુરાણોનો શોખ તમને ઘણો જણાય છે.' હસીને સૂરિએ કહ્યું.

તેના હાસ્યમાં પિતાનું વાત્સલ્ય હતું. તે જોઈ મંજરીને ગુસ્સો પેદા થયો. આમ્રભટે કહેલી વાત પરથી તો હેમચંદ્રસૂરિ તેને મળવા માગતો હતો, તે શું તેનું અપમાન કરવા?

'શોખ!' સોમેશ્વરને પણ જરા ચટકો લાગવાથી તે વચ્ચે બોલ્યો. 'સૂરિજી! આપને બાની શાસ્ત્રજ્ઞતાનો ખ્યાલ નથી.'

આમ્બડને લાગ મળ્યો. મંજરીને પાણી ચઢાવી હેમચંદ્રને નીચા નમાવવાની તેને આ તક જણાઈ. ‘ સોમેશ્વર! અમારા સૂરિજી બીજા શાસ્ત્રજ્ઞ જેવા નથી. એઓ અમારા ગૂજરાતના અદ્વિતીય વિદ્વાન્ છે; ને બા, એમને તમારી જોડે વિવાદ કરવો છે.’

મંજરી ચમકી, ઊંચું જોઈ રહી. શું આ પરદેશી સૂરિએ અને તેના મિત્ર આંબડે તેની પરીક્ષા લેવા, તેની વિદ્વત્તાની હાંસી કરાવવા આ ત્રાગડો રચ્યો હતો? તેણે ઘણી સભા જોઈ હતી, કેટલીક જીતી પણ હતી; જેમ જેમ કાકના જીવનમાં તેનું જીવત ભળતું ગયું તેમ તેમ ગમે તે પંડિત જોડે વિવાદ ન કરવો એવો તેણે દૃઢ સંકલ્પ કર્યો હતો. શું તેના ગૌરવનું અપમાન કરવા આ આવ્યા હતા? શું તેના વીરપતિના દુશ્મનો તેની પત્નીની હાંસી કરી તેને અપમાન પમાડવા મથતા હતા? તેને ઉદા મહેતા—આંબડનો પિતા, હેમચંદ્રનો મુરબ્બી ને તેનો ને તેનાં પતિનો કટ્ટો વેરી—યાદ આવ્યો. કાશ્મીરી કવિકુલશિરોમણિની કન્યાનું, નવઘણવિજેતા કાકની અર્ધાંગનાનું લોહી તપી ઊઠ્યું. તેના રાતા ને રૂપાળા હોઠ ધ્રૂજ્યા, બીડાયા, સખત થયા. કામદેવના ધનુષ્ય શી તેની ભમરો જરા પાસે આવી. તેનું નાક ગર્વે મરડાયું. તે હસી—નરપતિઓ પણ અલ્પતા પામે એવી રીતે—ને બોલી: ‘ગૂર્જરાની વિદ્વાન્!’ ને રણે ચડેલા વીરની માફક તે ભાન ભૂલી, જાણે પંડિતોની સભામાં હોય તેમ ગર્વવચન ઉમેર્યું—

> या पाणिनीयमुपजीवति शब्दशास्त्रम्
> या मम्मटोदितमलंकरणं प्रयुङ्क्ते ।
> तस्या नु गुर्जरगिरः परिचारकस्य
> कस्ते मया सह विवादकथावकाशः ॥[1]

---

૧ પાણિનીએ રચેલા વ્યાકરણનો જે આશ્રય કરે છે, અને જે મમ્મટે બતાવેલા અલંકારો યોજે છે, તે ગુર્જરભાષાના પરિચારક બનેલ તારે મારી સાથે વિવાદ કરવાની વાતનો પણ શો અવકાશ છે?

હેમચંદ્રમાં સાધુની નિર્લેપતા હતી, તેમ મુત્સદ્દીની નજર પણ હતી. તેને તરત ભાન થયું કે કૈં પણ ખોટી ગેરસમજને લીધે મંજરી આવાં વચન બોલતી હતી. તેણે તરત આંબડ સામે જોયું, તેના હસતા મોંનું રહસ્ય પારખ્યું. એ જ મોહાંધે આ પ્રસંગ આણ્યો છે એવું તેને સમજાયું. અને મંજરીને જોઈ તેના ઊર્મિહીણા મગજને અપરિચિત એવી પ્રશંસા કરવાનું તેને મન થયું હતું. તેણે નમ્રતાથી હાથ જોડ્યા, ને અત્યંત આદરભરી મુખમુદ્રા કરી માનથી જવાબ દીધો:—

शब्दानु शासन मघः कृत पाणिनीयम्
निर्घूत माम्मटमलंकृति तन्त्र मन्यद्।
निर्माय गुर्जरगिरां गुरुतां दधानः
धन्योऽचिरात्तव हरिष्यति कोऽपिगर्वम् ॥ [૨]

એક પલ મંજરી જોઈ રહી. તેને ભાન થયું કે આ બાલસૂરિનો ઇરાદો તેનું અપમાન કરવાનો નહોતો. તે જુવાન સૂરિને વીસરી ગઈ; તેની નજર આગળ વર્ષો પહેલાં જોએલો વીતરાગ થવા તલસતો ચાંગો નજરે ચઢ્યો. તેને ચઢેલો ક્રોધ ઊતરી ગયો. તેનો ગર્વ તેણે સંકેલી લીધો. તે હસી પડી—નાની બાલા હસી પડે તેમ, 'મહારાજ! મને ક્ષમા કરો. મેં એક વખત દીક્ષા લેતા પહેલાં આશીર્વાદ દીધો હતો. આજે હું સ્ત્રી છું—છતાં આપને આશીર્વાદ આપું? મમ્મટ અને પાણિનિનું બંને પદ આપ જ પામો. મારો દર્પ ઓછો નહિ થાય—વધશે.' મંજરીના મધુરા અવાજમાં ઉત્સાહપ્રેરક સંગીન હતું. તેના મુખ પર અંતરની આશાઓએ અનેરી તેજસ્વિતા છવાઈ રહી હતી. તેણે ઉમળકામાં હાથ લંબાવ્યો—અપૂર્વ ને અવર્ણનીય છટાથી.

હાથ લંબાવતાં મંજરીનો છેડો માથા પરથી ખસ્યો, ને પલવાર

---

૨ પાણિનિના શાસ્ત્રને હલકું પાડનાર બીજું વ્યાકરણશાસ્ત્ર અને મમ્મટના અલંકારશાસ્ત્રો ઊથલાવી નાખનાર બીજું અલંકારતંત્ર રચીને ગુર્જરભાષાનું ગૌરવ વધારનાર કોઈક ધન્ય પુરુષ ટૂંક સમયમાં તારા ગર્વનું હરણ કરશે.

તેનું આખું માથું દેખાયું. ને તેના જ્વલંત સૌંદર્યથી ભભૂકી રહેલા મુખની મોહકતા દુર્જય થઈ પડી.

સૂરિએ આશીર્વાદ સાંભળ્યો; સ્વરનું સંગીત સાંભળ્યું; સૌંદર્યનું દર્શન કર્યું. સંસ્કૃત સાહિત્યમાં એને માટે શો શબ્દ છે તે યાદ આવ્યો નહિ; તેના આત્માને અપરિચિત પવનનો સૂસવાટો થયો. આ સ્ત્રીને સંતોષવા પાણિનિ થવા ઉત્સાહ આવ્યો. આ સ્ત્રીને નીરખવા–તે વિચાર કરી શક્યો નહિ. તેની આંખે અંધારાં આવ્યાં, તેના મગજમાં કડાકા થયો,–સ્થિર ને ઊર્મિહીણા તેના મગજની સરલસપાટી હોય, ઉત્સાહથી ઊછળતી માનવતાની ગગનચૂંબી ઊર્મિઓ જાણે ફરી વળતી હોય એવો ભાસ થયો. તે ભયંકર વિપલમાં સૂરિપદ, વીતરાગપદ, અવિકારતા નજર આગળથી અદૃષ્ટ થઈ જતાં લાગ્યાં, શુષ્ક ને સ્નેહહીણા જીવનરણની ભયાનક નિર્જનતા ચારે તરફ પ્રસરી રહેલી જણાઈ.

આ બધું એક નિમિષમાત્ર ચાલ્યું. તે નિમિષમાં તેને ખાતરી થઈ કે અવિકારતાનો ગર્વ ખોટો હતો. તેને લાગ્યું કે એક પ્રતાપી મહાપ્રયત્ન વિના તે બચવાનો નહોતો. તેણે મહાપ્રયત્ન કર્યો; પોતાની પ્રબલ ઇચ્છાશક્તિને એકાગ્ર કરી મગજની સ્થિરતા સાધી; અને એક ઉસ્તાદ ખેલાડી લોખંડના સળિયાને જોરથી વાળે તેમ તેણે બંડખોર મગજને વાળ્યું. તેણે મનુષ્યશરીરનું અશુચિત્વ સ્મર્યું. તેણે સ્ત્રીઓના સૌન્દર્યમાં પાપનું મૂળ છે તે યાદ આણ્યું. તેણે અનિત્યાદિ વૈરાગ્યની બારે ભાવનાઓ મગજ આગળ આણી. તિર્થંકરો પણ ઘાતીકર્મ ખપાવવા અઘોર તપશ્ચર્યા કરે છે તેનો વિચાર કર્યો.

બીજી વિપલે તેણે કામદેવનો નાશ કરનાર પરમતીર્થંકર વીર પરમાત્માનું ધ્યાન કર્યું.

તેનું મગજ જાણે તૂટી જતું હોય એમ લાગ્યું–છતાં તેની ઇચ્છાશક્તિએ દબાણ કર્યા જ કર્યું. તેણે ધીમેથી મંજરી તરફ જોયું–અને તેના મુખને ધ્યેય ગણી શુક્લ ધ્યાન ધર્યું.

ઊર્મિઓથી અણજાણ તેના અંતરમાં થયેલા નામના તોફાનને અદૃષ્ટ થતાં વાર લાગી નહિ. આજન્મ અવિકારીના મગજને પલવારનો વિકાર વશ કરતાં વાર લાગી નહિ.

સૂરિ સ્થિર નયનોથી મંજરીને જોઈ રહ્યો. તેની એકાગ્રદૃષ્ટિએ તેનાં માનુષી સૌન્દર્ય ને મોહકતા પલટાઈ ગયાં.

તેણે મંજરીનાં નયનોમાં દિવ્ય તેજ જોયાં; તેના સ્ફટિક કપાળ પર અગાધ જ્ઞાનની રેખાઓ જોઈ; તેના સૌન્દર્યમાંથી વિશુદ્ધ જ્ઞાનમાં શાંત રશ્મિઓ ફૂટતાં જોયાં. સૂરિએ એકાગ્રતા વધારી. તેણે મંજરીના ખોળામાં વીણા પડેલી જોઈ. તેના પગ આગળ મયૂર બેઠેલો જોયો. ઉત્સાહ પ્રેરવા લંબાવેલા તેના હાથમાં તેણે કમલ જોયું. સ્વરૂપે મંજરી રહી પણ તેણે સરસ્વતીનાં દર્શન કર્યાં.

હેમચંદ્રે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. 'માતા ! તમારું વરદાન જરૂર ફળશે.'

એક પલ તેણે નજર ઠારી. તેટલા સમયમાં સૂરિએ યોગબલથી નિર્વિકારતા સાધી હતી. તેણે પ્રણામ કર્યા, આંખો મીંચી ને ઉઘાડી. બધા તેના તરફ જોઈ રહ્યા હતા. ભાગ્યે જ કોઈ પ્રણિપાતનો અર્થ સમજ્યું. સૂરિએ શાંત અવાજે કહ્યું:

काश्मीरान् गन्तुकामस्य शारदाराधनेच्छया ।
यात्राभूत् पुनरुक्ता मे वीक्ष्य त्वां शारदामहि ॥[1]

મંજરીની આંખો હસી રહી. સૂરિના અંતરમાં જેટલો ઉત્સાહ આવી શકે તેટલો આવ્યો.

આંબડના સુખનો પાર ન રહ્યો. સંસ્કૃત શ્લોકનો અર્થ તો બરાબર સમજ્યો નહિ, પણ તેને સ્પષ્ટ લાગ્યું કે મંજરીએ વિજય મેળવ્યો હતો.

'સૂરિજી ! આપ અહીંયાં ક્યાં સુધી રહેવાના છો ?'

---

૧ શારદાના આરાધનની ઇચ્છાથી કાશ્મીર જવાની મારી ઇચ્છા હતી. પણ તમે પોતે શારદા છો તેને અહીંથી જોઈને મારી યાત્રાનું પ્રયોજન રહેતું નથી.

'હું કાલે જઈશ.'

'બા !' કરી સરી લોથથરભમર કરતો અંદર આવ્યો. તે આવી મંજરીને ગળે વળગ્યો અને બધા તેના તરફ જોઈ રહ્યા. મંજરીની આંખમાં હેત ઊભરાઈ રહ્યું.

'માતા ! આ તમારો છોકરો !'

'હા, મહારાજ !'

હેમચંદ્રસૂરિએ છોકરા તરફ એકીટશે જોયા કર્યું ને ગંભીર ચહેરે કહ્યું : 'માતા ! આ પુત્રની માતાને હું ફરીથી પ્રણામ કરું છું.'

'કેમ ?'

'જિનશાસનનું સંરક્ષણ એને પ્રતાપે થશે.'

બધા સૂરિ તરફ ચકિત બની જોઈ રહ્યા. હેમચંદ્રસૂરિ માત્ર ધ્યાનથી બાલકની મુખમુદ્રા જોયા કરતો હતો. તેના અવાજમાં શાંતિ હતી.

'મહારાજ ! શું કહો છો ?' અણજાણતાં મંજરીને કમકમાં આવ્યા.

'હા ! મારી નજરે સ્પષ્ટ દેખાય છે.'

'ત્યારે મહારાજ ! એક પૂછું ?' આતુરતાથી મંજરીએ કહ્યું.

'શું ?'

'ભટરાજ ક્યારે પાછા આવશે ?'

સૂરિએ વહેમથી મંજરી સામે જોયું. 'મારી વિદ્યા એ સવાલનો જવાબ નહિ આપી શકે, માતા ! હવે અમારો જવાનો વખત થયો.'

'હા ! ઊભા રહો, ભિક્ષા આપું.' મંજરી ઊઠી. તેના હૃદયમાં ખિન્નતા વ્યાપી. સમુદ્ર સેવતા પતિનો વિયોગ દુઃસહ થઈ પડયો.

* * *

બીજે દિવસે જ્યારે હેમચંદ્રસૂરિએ ભૃગુકચ્છ છોડયું ત્યારે સરસ્વતીનું વરદાન મેળવ્યાનો ગર્વ તેના મુખ પર હતો.

●

# પ્રકરણ પહેલું

## સોરઠનો કિનારો

સૂર્યાસ્ત થવા આવ્યો હતો. સવિતાનારાયણનું અસ્તશિખરે જતું સુવર્ણરંગી બિંબ શ્વાસ ખાવા પલવાર ક્ષિતિજ પર થોભ્યું. ઉપર આકાશ ને નીચે જલધિ સોને મઢાઈ રહ્યાં. ઊર્મિમાલાઓ ચારે દિશામાં ઊછળ્યા જતી ને આખરે ક્ષિતિજને આરે અદૃશ્ય થતી.

પવન ઉપડ્યો હતો. અને ભર દરિયે એક જૂનું ને નાનું વહાણ ઝૂલતું હતું.

બધું અસ્થિર હતું. માત્ર વહાણ પર બેઠેલા દુર્ગપાલનું મુખ નિશ્ચલ હતું. તે ઉત્તર તરફની સ્પષ્ટ ને કાળી ક્ષિતિજ તરફ જોઈ રહ્યો હતો.

તે જરા હસ્યો. 'સામંત !' તેણે બૂમ મારી.

'બાપુ' એક સૈનિકે જવાબ આપ્યો.

'આ પેલી તરફ પાટણ, નહિ ?'

'જી, હા.'

'અને ચોરવાડ તેની આગળ.'

'હા.'

'ને આ સામું શું આવ્યું ?'

'લાટી.'

'ઠીક !' દુર્ગપાલે કહ્યું અને ત્યાંથી ઊઠી સૂકાન પર જ્યાં સુકાની બેઠો હતો ત્યાં ગયો.

'કાવા !'

'બાપુ.'

'જો ! લાટી તરફ સૂકાન ફેરવ.'

'કેમ ?'

'સાંભળ,' સત્તાવાહી અવાજે કાંકે કહ્યું: 'હું કહું તે બધું યાદ રાખજે.'

'જી.'

'ત્યાં હું, સામંત ને દામો નાયક ઊતરી જઈશું. તારા ખલાસીઓ પણ ત્યાં અમારી સાથે જ ઊતરશે. પછી તું ને ખેમાભટ વહાણ હંકારી પાટણ પાસે લઈ જઈ શકશો ?'

'હા જી ! એ તો એ રહ્યું.'

'ઠીક. કાલે સવારે જ્યારે પાટણનો કિનારો દેખાય ત્યારે વહાણ બુડાવી દેજે. ને તું જાણે તણાતો હોય તેમ પાછો તરી લાટી આવી પહોંચજે ને દામા નાયકને મળજે. ખેમાભટ પછી એને રસ્તે જશે.'

'ને કોઈ પૂછે તો કહેજે કે બરાબા પર વહાણ અથડાઈ, ડૂબી ગયું ને માણસોનું શું થયું તેની ખબર નથી. સમજ્યો ? જરાયે ભૂલ ન થાય.' કાંકે કહ્યું. 'બહારાના[1] સુકાનીનું નામ ન જાય.'

'બાપુ ! તે તે કૈં જાય !'

---

૧. નર્મદાના મુખ આગળનો કેટલોક ભાગ બહારા કહેવાય છે.

'ને અડધી રાતે હું પાછો આવું તો ભૃગુકચ્છ તરફ હંકારવાની તૈયારી કરી રાખજે. ખલાસી બધા વિશ્વાસુ છે ને ?'

'એમાં બાપુ ! પૂછવું પડે ?'

'જો, મારો જીવ તારા હાથમાં છે.' કાક કહ્યું.

'બાપુ ! તમારો બોલ ને મારું માથું. શું સમજ્યા ?'

કાક હસ્યો. આ બધાના ભક્તિભાવમાં તેને શ્રદ્ધા હતી.

કાવાએ સુકાન કિનારા ભણી ફેરવ્યું અને વહાણે ઝપાટાબંધ તે તરફ ચાલવા માંડ્યું.

કાક ત્યાંથી પાછો ગયો ને દામા નાયકને બોલાવ્યો. 'દામા ! તારે મારી સાથે અહીંયાંથી તરીને કિનારે જવાનું છે. આ બધા ખલાસીઓ તારી સાથે રાખવાના છે અને કોઈનું વહાણ જોઈ મૂકજો. ગમે તે પળે હું આવું કે આપણે પાછા હંકારવા તૈયાર જોઈએ.'

દામો દુર્ગપાલની રીત જાણતો હતો. ખરી વખતે એકથી બીજી વખત તે કહેવા વાટ માગતો નહિ. તે ખલાસીઓને કહેવા ગયો.

'બેમા !' કાકે બેમાભટને બોલાવ્યો, 'જો ! હું, દામો, સામંત ને ખલાસીઓ વહાણમાંથી ઊતરી જઈએ છીએ, બેમા ! મારો જીવ ને આબરુ તારા હાથમાં સોંપું છું. તારી હોશિયારી પર આખા લાટનો આધાર છે. જો, તું મારાં લૂગડાં પહેર ને મને તારાં આપ.'

'જેવી આજ્ઞા.'

'પછી તું ને કાવોસુકાની બે જણ વહાણ હંકારી પાટણ તરફ જજો. પાટણ દેખાય એટલે વહાણ બુડાડી મૂકજો. કાવો તણાતો હોય તેમ અહીંયાં આવી દામાને મળશે ને તું તરતો તરતો પાટણના બંદરમાં જજે.'

'જી !'

'જો, ધ્યાન રાખજે. મને ઓળખતું હોય એવું કોઈ સામે આવ્યું હોય તો કહેજે કે વહાણ બૂડી ગયું ને મારું શું થયું તે ખબર નથી.

પણ ઘણું ખરું કોઈ નવો માણસ આવશે. ને નવા પટ્ટણી યોદ્ધાઓએ મને જોયો નથી. તારું ને મારું શરીર એકસરખું છે; એટલે તું કાક છે એમ કોઈ માને તો ના પાડતો નહિ.'

ખેમાએ જરા ચકિત થઈ જોયું.

'ખેમા ! આપણે દશ વર્ષનો સંબંધ છે, ને તારી ચતુરાઈમાં મને વિશ્વાસ છે. જો, એ લોકો માને કે તું કાક છે તો ભ્રમ ભાગતો નહિ. જો અણીનો વખત આવે ને તારા પર ન સહેવાય એવા સીતમ ગુજરે તો એક યાદ રાખજે. જો ઉદા મહેતાનાં માણસો તને દમે તો કહેજે કે તારાં ભાભી સંબંધી વાતચીત કરવી છે, એટલે તરત તને તેની પાસે લઈ જશે; અને તું કાક નથી એમ ઉદો તરત ઓળખશે. જો મહારાજનાં માણસ પકડે તો કહેજે કે મુંજાલ મહેતાને શેષનાગના શાપની વાત કરવી છે. સમજ્યો ? જરૂર આવે બેમાંથી એક તને ઓળખશે ને તારો વાળ વાંકો થવાનો નથી. હું જીવતો હોઈશ તો પાંચ સાત દહાડામાં આવી પહોંચીશ.'

'જી.'

'ખેમા ! તું બધી વાત જાણે છે, એટલે સફાઈથી ભ્રમ એટલા દહાડા ચાલે તેમ કરજે.'

'તેમાં હરકત નહિ આવે.'

'ને ખેમા !' કાકના શાંત અવાજમાં જરાક કંપ દેખાયો. 'મને કંઈ થાય તો—' કાકે જરા અવાજ ખંખાર્યો; 'તું ને સોમેશ્વર બંને તમારાં ભાભી ને છોકરાને જોજો.'

'અરે, બાપુ !' આંખમાંથી પાણી લૂછતાં ખેમાએ કહ્યું. 'મગદૂર છે કોઈની કે તમારો વાળ વાંકો કરે. ઘણી પંચાત કરશે તો એ પટ્ટણીઓને ઉખેડી ફેંકી દઈશું.'

કાક હસ્યો. 'એટલી સહેલી વાત નથી.'

'બાપુ! એ તમને ડાહ્યા માણસોને લાગે. અમે તો તરત દાન ને મહાપુણ્યમાં સમજીએ.'

'વારૂ' કહી કાક ખેમાને ભેટયો.

* * *

વહાણ કિનારાની પાસે આવ્યું એટલે કાક, દામો નાયક, સમંત ને ખલાસીઓ તરાપો નાખી સમુદ્રમાં પડયા. ને કિનારા તરફ ગયા. ખેમાભટ ને કાવાએ ધીમેધીમે વહાણ પાછું ભરદરિયે હંકાર્યું.

# પ્રકરણ બીજું

## પ્રભાત

પરોઢિયાનો આછો પ્રકાશ વધવા લાગ્યો હતો. પ્રકાશ વધ્યો અને સોમનાથપાટણ સમુદ્રમાંથી નીતરી રહેલી રંભા સમું શોભી રહ્યું. સુંદર વસ્ત્રના ઘેર સમો નગરનો કોટ સમુદ્ર સુધી પહોંચતો અને જ્યાં તે જલધિને સ્પર્શ કરતો ત્યાં બંદરમાં પડેલાં વહાણોની ઝાલર મંદમંદ પવનમાં હાલી રહેતી. આ ઘેરની ઉપર અપ્સરાના અમર દેહ સરીખું સોમનાથનું ભવ્ય મંદિર દેખાતું. અને મંદિરનો સુવર્ણનો કલશ ને તેની આસપાસ ફરકતી ધજા, જાણે કે સુવર્ણરંગી દિવ્ય સુંદરી તેજસ્વી મુખને ઓઢણીમાં છૂપાવવા નિરર્થક પ્રયત્ન કરી રહી હોય, એમ કે લાગતું હતું. જે મંદિરના ભગ્ન અવશેષ આજે પ્રભાસમાં નજરે ચઢે છે, તે પૃથ્વિી પાસે પ્રદક્ષિણા કરાવતા કોઈ મેરુસમું, પૂર દમામમાં ઊભું હતું. આજે પણ તેની દરેક શિલાની અપૂર્વ કારીગરી, તેના સ્તંભોનું ગૌરવ ને તેના ઘુમ્મટની રચનાનો અવશેષ પણ, એ મંદિર કેવું હશે તેનો ખ્યાલ આપી શકે એમ છે. પણ આપણી વાર્તાના સમયમાં તો તે નવું હતું ને નવજુવાનીની મોહકતામાં ઊભું હતું.

મહમદ ગીઝનીએ પાટણ લૂટયું ને સોમનાથનું જૂનું મંદિર તોડયું ને સંતોષ માન્યો, કે તેણે ગૂજરાતની શક્તિ ને સમૃદ્ધિ હંમેશને માટે લૂંટી. પણ તે ધર્મવિનાશક પરદેશીને ગૂજરાતનો ખ્યાલ નહોતો. તેની પીઠ ફરી ને બાણાવલી ભીમે પાટણ પાછું લીધું; અને જ્યાં જૂના

મંદિરના બળેલા પથ્થરો પડ્યા હતા ત્યાં નવા મંદિરની રચના શરૂ થઈ. દેશેદેશના કારીગરોએ વર્ષો સુધી એકચિત્તે સાધના કરી. દેશેદેશનાં નરપતિઓએ અઢળક ધનના ઉપહારો ધર્યા. અને જે મંદિર બાણાવલી ભીમે બાંધવા માંડ્યું હતું, જેને સ્થાપત્યશોખી કર્ણદેવે અલંકૃત કરાવ્યું હતું, તેના પર ત્રણ પેઢીએ બાલ જયદેવે સુવર્ણનો અણમોલો કલશ ચઢાવી, મહમદ ગીઝનીની વિનાશક વૃત્તિની વિડંબના કરી.

આ મંદિર નહોતું, પણ પથ્થરમાં કોરેલું મહાકાવ્ય હતું. તેની ભવ્યતા મોહક હતી ખરી; પણ તેની પ્રેરકતા તેથી પણ વધારે અદ્દભુત હતી. દિગંતથી આવતા યાત્રાળુ, કૈલાસ સમા વ્યોમવિહારી ને અમરાવતી સમા અપૂર્વ આ શંકરના સદનને જોઈ, સદેહે મુક્તિ મળેલી માનતા ને ભવાભવના તાપને ટાળી શકતા.

આ મંદિર પૃથિવીને આરે ઊભી કરેલી અણહીલવાડના પ્રભાવની અમરમૂર્તિની ગરજ સારતું. ખંભાત, ભરૂચ ને પ્રભાસ; એ ગૂજરાતનાં ત્રણ મોટા બારાંમાં પ્રભાસ નાનું હતું. છતાં પરદેશી જહાજો આ ધામની પવિત્રતા ને મંદિરની ભવ્યતાથી આકર્ષાઈ અહીંયાં લંગારવા ચૂકતા નહિ. અને બંદરની પાસે આવતાં ઉતારુઓની પ્રશંસાઘેલી નજરે ક્ષિતિજ પર સોમનાથ ભગવાનનો ગગનભેદી ઘુમ્મટ દેખાતો, એટલે તેમનો જેટલો ભક્તિભાવ વધતો, તેટલું જ પાટણ માટે માન વધતું.

પાટણના નરેશોની દૃષ્ટિએ પણ આ મંદિર તેમના પ્રતાપની જીવંત પ્રતિમા હતું. મૂલરાજ સોલંકીના સચોટ મુત્સદ્દીપણાએ પ્રભાસધામને અણહીલવાડનું પુણ્યક્ષેત્ર બનાવ્યું હતું. આથી સોરઠમાં ગૂજરાતનો પગપેસારો થયો, અને સમસ્ત હિંદનાં પરમ ધામના રક્ષક તરીકેનું ગૌરવ સોલંકીઓને મળ્યું. ભીમે ગૂજરાતના રુધિરે આ ભૂમિને સીંચી, એની પવિત્રતાને પણ ઉજ્જવલતા આપી હતી, અને સૃષ્ટિને સર કરવા તલસતા જયસિંહદેવે પણ ધૂર્જટિદેવના વૈભવમાં જ પોતાનો વૈભવ સમાયો હતો એમ માન્યું હતું.

શિવાલયની શાંતિ ઘંટનાદથી જાગે તે પહેલાં ઘોડાનાં પગલાંથી જાગી. ત્રણ ઘોડેસ્વાર દોડતે ઘોડે મંદિર આગળ આવ્યા. તેમાંથી આગળ આવતા ઘોડેસ્વારે ઘોડા પરથી ભોંય પર ભુસ્કો માર્યો. તેણે પાછળ જોયું નહિ ને અધીરે પગે તે મંદિરમાં પેઠો.

આ આવનાર જુવાન યોદ્ધો હતો. તેનાં વસ્ત્ર ને આભૂષણ પરથી તે ઘણો ધનવાન લાગતો હતો ને મોઢાના તેજ પરથી બુદ્ધિશાળી જણાતો હતો.

તે ઉતાવળે પગલે મંદિરમાં ગયો. ધ્યાન વગર ઘંટ વગાડયો ને મહાદેવ તરફ જોયા વિના નમસ્કાર કર્યા.

મંદિરની એક બારી આગળ એક માણસ ઊભો હતો. નવા આવનારે તેને જોયો ને દેવને ફુરસદ પૂરતું માન આપી, તેના તરફ ગયો. બારી આગળ ઊભેલો માણસ ખલાસી જેવો લાગતો હતો.

'નાયક !' પેલા નવા આવેલા યુવકે કહ્યું.

'બાપુ !' પેલાએ ઘણા જ માનથી નમસ્કાર કરી કહ્યું.

'કેમ ?'

'બાપુ ! ખલાસીઓ હમણાં જ ચોમેર જઈ આવ્યા. માત્ર એક વહાણ આવતું હોય એમ લાગે છે.'

'અહીંયાંથી દેખાય છે ?' પેલા યુવકે પૂછ્યું.

'આ પેલું કંઈક લાગે છે.' ખલાસીએ કહ્યું.

થોડી વાર કોઈ બોલ્યું નહિ. ક્ષિતિજ પર એક બિંદુ મોટું થતું આવતું હતું.

'ચાલ બહાર જઈએ' યુવકે કહ્યું, ને તે બહાર નીકળ્યો. ખલાસી પાછળ પાછળ આવ્યો અને બંને જણ મંદિરના કોટ પર ચઢીને ઊભા.

યુવક ચોવીસ પચ્ચીસ વર્ષનો હતો, છતાં તેના મુખ પર ગાંભીર્યની છાયા હતી. તે સ્વાભાવિક ગૌરવથી ડગલાં ભરતો હતો ને

અવારનવાર અધીરાઈથી ક્ષિતિજ તરફ જોતો હતો. થોડી વારે સૂર્યોદય થયો ને સૂર્યનું સોનેરી બિંબ ઉપર આવ્યું. પ્રતિદિન દેખાવા છતાં અપૂર્વ ને સુંદર લાગતું આ બિંબ, યુવક પલવાર નીહાળી રહ્યો. પછી તેણે ધીમેથી મંદિરના શિખર પર નજર કરી ને વહાણની લહેરમાં ઊડતી ધજા તરફ આનંદથી જોઈ રહ્યો. તેણે પાછી નજર દરિયા તરફ ફેરવી ને ઊછળતા તરંગોને સંદેશા સંભળાવતો હોય તેમ કૈં બબડયો:

'तरंग भ्रूभंगा'——

'બાપુ !' પેલા ખલાસીએ એ કવિતાવિલાસી યુવકની વિચારમાલા ક્રૂરતાથી તોડી નાખી.

'કેમ ?'

'પેલું ગયું—' ખલાસીએ હાથ લંબાવી બૂમ પાડી.

'શું ?'

'પેલું વહાણ ખરાબા પર ચઢયું. જુઓ ડોલે છે.'

'હા. શું થશે ?'

'ભાંગ્યું—અરર—એ નીચે જવાનું.' ખલાસીએ અડધા શબ્દે કહ્યું.

'આ ભરૂચથી આવતું હતું તે વહાણ ?' યુવકે પૂછ્યું.

'હા, બાપુ.'

'હાય હાય !' પેલા યુવકે કપાળ સંકોચી કહ્યું. 'નાયક ! એમાંના બધા માણસ બચવા જોઈએ.'

'એ તો ભોળાનાથ કરે તે ખરું.'

'અરે ભોળાનાથ તો કરશેસ્તો.' અધીરાઇથી પગ ઠોકી યુવકે કહ્યું.

'તું બીજા ખલાસી લઈ જઈ પહોંચ, ને જે એમાં યોદ્ધો છે તેને ગમે તે પ્રકારે મારી પાસે લઈ આવ. શું જુવે છે ?' યુવકે

ગુસ્સામાં પૂછ્યું. 'જા એકદમ, ને બંદર પર હુકમ ફેરવી દે–કોઈ પણ તરીને આવે, તો તેને પકડીને મારી પાસે લઈ આવે.'

'ને નહિ આવે તો ?'

'તમારી પાસે બાંધવાનાં દોરડાં છે કે નહિ ?' કટાક્ષથી યુવકે કહ્યું. 'જલદી જા.'

બીજી પલે પેલો ખલાસી દોડીને બંદર તરફ ગયો ને ખલાસીઓ ભેગા કરી, હોડીઓ છોડવા મંડી ગયો.

પેલા યુવકે થોડીક વાર નાયકની પ્રવૃત્તિ તરફ ધ્યાન આપ્યું. પછી પેલા ડૂબતા વહાણ તરફ જોયું. આખરે ભારે પગે તે મંદિર તરફ વળ્યો. તેના મુખ પર નિરાશા સ્પષ્ટ દેખાતી હતી.

તે થોડે જઈ પાછો આવ્યો ને ફરીથી મંદિરમાં પેઠો. તેણે ફરીથી ઘંટ વગાડયો ને ગર્ભદ્વાર આગળ જઈ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. 'ભોળાનાથ ! અવગણના કરી હોય તો ક્ષમા કરજો.' તેણે ગદ્ગદ્ કંઠે પ્રાર્થના કરી.

ચિંતાતુર મુખે તે ઊઠયો ને મંદિરની બહાર જઈ, પોતાને ઘોડે બેસી, ઉતારા તરફ વળ્યો.



# પ્રકરણ ત્રીજું

## વાગ્ભટ

યુવક ધીમેધીમે ઉતારે ગયો ને પાઘડી ઉતારી, આમથી તેમ ફરવા લાગ્યો. તેના મુખ પર ગ્લાનિ હતી અને થોડી થોડી વારે તે કાન દઈ આવતાં માણસનાં પગલાં સાંભળતો હતો.

જેમ વખત જતો ગયો તેમ તેની અધીરાઈ વધી. આખરે તેણે એક માણસને બોલાવી તેને અંદર તરફ મોકલ્યો.

ઘડીઓ પર ઘડીઓ વીતી ને યુવકનું મોઢું નિસ્તેજ ને નિરુત્સાહ બની રહ્યું. હોઠ દાબી તે અધીરાઈ દબાવી રહ્યો ને આખરે નિઃશ્વાસ મૂક્યો. તેના જીવનની આશા નષ્ટ થતી જતી હોય એવું લાગ્યું.

એટલામાં બહાર ઘોડાનો પગરવ સંભળાયો. યુવક એકદમ આગળ આવ્યો. ઘોડાઓ પરથી નાયક ને એક આધેડ વયના ઊંચા યોદ્ધાને ઊતરતા જોઈ તેનું મોં હસ્યું.

નાયકની સાથે આવેલા યોદ્ધાનું મોં તો તેને તેજસ્વી લાગ્યું. આંખોમાં ચમક પણ હતી—સ્પષ્ટ નહોતી દેખાતી, કારણ કે યોદ્ધો થાકેલો લાગતો હતો. તેની ચાલવાની છટામાં પણ ગૌરવ લાગ્યું. નાક પણ તીણું કહી શકાય; સ્નાયુઓ પણ મજબૂત દેખાતા હતા. યુવકને સંતોષ વળ્યો. તે બબડ્યો : 'સમરથ! હું જીત્યો. તું હારી, હવે તું મારી–'

પણ યુવકનો આવો અસંબદ્ધ બબડાટ લાંબો ચાલ્યો નહિ. પેલો યોદ્ધો નીગળતે લૂગડે આવ્યો.

'કોણ ભટજી !' પેલા યુવકે આગળ આવી પૂછ્યું.

પેલા યોદ્ધાએ કપાળ પર કરચલી પાડી માથું ઊંચું કર્યું. 'મને આ લોકો અહીંયાં કેમ લઈ આવ્યા ?' જરા મિજાજમાં તેણે પૂછ્યું.

'ક્ષમા કરો, ભટરાજ !' યુવકે કહ્યું. જયસિંહદેવ મહારાજે આપને તેડવા મને મોકલ્યો છે ને આપણા વહાણને અકસ્માત થયો જોઈ, મેં આ નાયકને મોકલ્યો.'

'તમે કોણ છો ?' દમામમાં પેલા યોદ્ધાએ પૂછ્યું.

'આપે મને નહિ ઓળખ્યો ?'

'મેં જોયા યાદ નથી.' પેલા યોદ્ધાએ કહ્યું.

'હું ઉદા મહેતાનો વાહડ.' પેલા યુવકે કહ્યું.

'ઉદા મહેતાનો પુત્ર વાગ્ભટ ભટરાજ ને પંડિત !' ધીમેથી પેલા યોદ્ધાએ કહ્યું. વાગ્ભટને આડંબરભરી બોલવાની રીતથી તિરસ્કાર આવ્યો.

'જી, હા. આપ લૂગડાં બદલો. હવે આપણે વંથળી તરફ જઈએ.'

'મારે તમારી સાથે નથી આવવું.'

'કેમ !' વાગ્ભટે ચકિત થઈ પૂછ્યું.

'મારી મરજી.' પેલા યોદ્ધાએ કહ્યું.

વાગ્ભટ આશાભંગ થયો. તેણે કાકભટની એટલી પ્રસંશા સાંભળી હતી કે આ ખરા કાકભટ કરતાં તેણે તેને હજાર દરજ્જે વધારે સારો કલ્પ્યો હતો.

'આપને આવવું જ પડશે.'

'કેમ ?'

'મહારાજનો હુકમ છે.'

'ને નહિ આવું તો ?' જરાક વિચિત્ર રીતે હસીને પેલા યોદ્ધાએ કહ્યું.

'આપને લઈ જવા પડશે. અહીંયાંથી વંથળી જવાનો રસ્તો નથી. ને મને ખાસ આજ્ઞા કરવામાં આવી છે.'

'ઠીક ત્યારે' કાકભટને એકદમ કબૂલ કરતા જોઈ વાગ્ભટ જરા વધારે અજાયબ થયો.

'હમણાં નીકળીશું ?' વાગ્ભટે પૂછ્યું.

'તમે કહો ત્યારે.'

'આપ સ્વસ્થ થાઓ કે નીકળીએ.' વિનયી વાગ્ભટે કહ્યું. તેનું મન વંથળી જવા કૂદી રહ્યું.

# પ્રકરણ ચોથું

## ગિરનાર

પણ જ્યારે પોતે કાકને પકડી શકવાને ભાગ્યશાળી થયો એમ માની વાગ્ભટ મલકાતો હતો ત્યારે કાક મારતે ઘોડે જૂનાગઢ તરફ જતો હતો.

લાટી જઈ તેણે ખલાસીઓ તથા દામાને ત્યાં છોડયા, ને પોતે તરત ચોરવાડ ગયો; અને થોડા સમયમાં ચોરવાડનો મોતીઓ આહીર અને કાક, બંને જણે જૂનાગઢનો માર્ગ લીધો.

રાત હતી, છતાં તેઓ પ્રભાસથી જૂનાગઢ જવાનો મોટો રસ્તો લઈ શકયા નહિ. આ મોટા રસ્તાનું રક્ષણ પાટણનું લશ્કર કરતું હતું. એટલે ત્યાંથી જવું જોખમભર્યું હતું. આ કારણથી તેમને લાંબો ને વાંકોચૂંકો રસ્તો લેવાની ફરજ પડી.

સોરઠના નિર્મલા વ્યોમમાં ચમકતા તારાઓના આભાસે તેઓ રસ્તો કાપતા. પણ સોરઠની પાણીપંથા ઘોડીઓને અંધકારનો કે રસ્તાની મુશ્કેલીઓનો હિસાબ નહોતો. જોજનો પર જોજનો કપાતા જતા હતા. છતાં મોતીઓ ને કાક અર્ધારાતથી એડીનો ઉપયોગ કર્યા જતા હતા.

કાઠિયાવાડી ઘોડાને પાણી ચઢે ત્યારે પાંખાળી બને છે. તેના પગ થાકતા નથી, તેનો શ્વાસ ભરાતો નથી, તેને એડી જોઈતી નથી; તે જાનવર મટી વેગની મૂર્તિ બને છે. તેનો સ્થૂલદેહ સમીરની સૂક્ષ્મતા પ્રાપ્ત કરે છે.

આ વેગવતી ઘોડીઓને તેની ઇચ્છાશક્તિ જોડે તન્મયતા સાધતી જોઈ, કાકને પણ પાનો ચઢયો. જ્યારે પરોઢિયું થતાં તેણે ઘોડીઓ થંભાવી ત્યારે ગિરનાર ક્ષિતિજ પર શોભી રહ્યો.

પર્વતોથી પરિચિત મુસાફરને ગિરનાર રમકડું લાગે છે; અને તેને પર્વત કેમ કહેવાય એવી શંકા થાય છે. પણ સપાટ પ્રદેશના રહેનાર ગૂજરાતીને ગિરનાર એટલે ગિરિરાજ.

નિર્માલ્ય જંતુઓ વચ્ચે કોઈ મનુષ્યવીર ઊભો હોય તેમ સોરઠની સપાટ ભૂમિમાં તે શોભે છે ને સદીઓ થયાં જનસમૂહની ભક્તિ તે આકર્ષી રહ્યો છે. આદર્શ ચક્રવર્તી માંધાતાનો પુત્ર એની છાયામાં શાંતિ પામ્યો ને યાદવપતિ કંસમર્દન કૃષ્ણે કાલયવનના ભયથી ભાગતાં એનું શરણ શોધ્યું. અવની પર બુદ્ધધર્મનો વિસ્તાર સાધવા ઉત્સુક બનેલા દેવપ્રિય અશોક, આર્યાવર્તમાં હિંદુ સંસ્કૃતિ સ્થાપવા તત્પર થએલા કુલનું ભૂષણ સમુદ્રગુપ્ત અને પરદેશી છતાં આર્યધર્મના ગર્વથી મત્ત બનેલો રુદ્રદામન—આ નરેશત્રિપુટિએ એને પોતાની સત્તાનો સીમાદર્શક વિજયસ્તંભ માન્યો હતો. ચુડાસમાની સત્તાના સ્થાપકે પણ એની અભેદ્યતાની સહાય લઈ સોરઠનું સામ્રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કર્યો. અને એની પ્રેરણાથી પ્રબળ બનેલો ખેંગાર પાટણની સર્વવિજયી સત્તાને વર્ષો સુધી ડારી રહ્યો હતો.

નિર્વાણ શોધતા નમ્ર ને વિશુદ્ધ એવા બુદ્ધભિક્ષુની શાંતિ ને સ્થિરતા દર્શાવતી પદરેખા : સંસ્કારના વિજયની નિરંતર સાધના કરતા ને આર્યધર્મની ધુરિને વહેતા બ્રાહ્મણોની નીડર નિશ્ચયાત્મકતાનાં દેખા દેતાં પદચિહ્ન; હિંસાના મોહમાં ઘેલી બનેલી મનુષ્યજાતિને અમારી[1] ધર્મ શીખવવા તલસતા જૈન સાધુનાં સહનશીલતાની છાયાઓથી શોભતાં પગલા—પવિત્રતાના આ બધા પાદસ્પર્શો ત્યાં પથ્થરે પથ્થરે દેખાય છે ને વળી ધારીને જોતાં બે પંક્તિઓ નજરે ચઢશે.

---

૧ અહિંસા

એક નાની ને ઘાટીલી–નરકેસરીઓની સરી જતી વીરતાને સુકુમાર હાથે ટકાવી રાખતી, સતીઓમાં શ્રેષ્ઠ એવી રાણકની; અને બીજી મોટી ને કઠણ–જેના બાલહૈયામાં થએલા સંતજીવનની શુદ્ધિ, ભક્તિયોગની મહત્તા ને સાહિત્યપ્રેમની રસિકતા–ત્રિવેણીસંગમને પ્રતાપે ગૂજરાતની રસાળ ભૂમિ ફરીથી રસાળ થઈ તે કૃષ્ણઘેલા નાગરની.

પણ કાકને આ બધાનો વિચાર કરવાનો વખત કે શક્તિ નહોતાં. તેને મન ગિરનાર એટલે તેના મિત્ર ખેંગાર–કેસરીની ગુફા અને તેની મુસાફરીનું લક્ષ્ય.

સૂર્યોદય થવા લાગ્યો, ને ગિરનારનાં શિખરો ભૂખરાં મટી જરાક સુવર્ણને તેજે ચમક્યાં. અને પડખે, પર્વતનાં શૃંગ બનાવતાં વિશ્વકર્માએ ગઢ કરી નાખ્યો હોય એવું જૂનાગઢ પણ દેખાયું.

'મોતીઆ !' કાકે પૂછ્યું.

'બાપુ !'

'આપણે ક્યારે જૂનાગઢ પહોંચશું ?'

'બાપુ ! હાલ પહોંચી જતે. પણ અહીંયાં પટ્ટણીઓનો જાપતો વધારે છે એટલે ઝપાટાબંધ નહિ જવાય. સાંજના પહોંચીશું.'

બંને થોડીવાર ચાલ્યા, અને પછી ઘોડીઓ છોડી, એક ઝાડ નીચે બે ઘડી વિસામો ખાવા બેઠા. પણ તેમના નસીબમાં વધારે વખત થાક ખાવાનું નહોતું.

'બાપુ ! ઊંડા ઘોડી પલાણો.'

'કેમ ?'

'આ પેલી ધૂળ ઊડતી દેખાય છે. કોઈ આવ્યું.'

કાકે જોયું. છેક દૂર ધૂળ ઊડતી દેખાતી હતી. તેણે તરત ઘોડી પલાણી ને બંને જણ ઝપાટાભેર આડે અવળે રસ્તે ચાલવા માંડયા.

આખો દહાડો આ પ્રમાણે ગામેથી ને મોટા રસ્તાથી દૂર તેઓ ચાલ્યા કર્યા. સાંજ પડતાં પહેલાં તેઓ ગિરનારમાં આવી લાગ્યા.

'બાપુ ! હવે નિરાંત થઈ. આ રસ્તા પર હવે કોઈ નહિ મળે.'

'કેમ ?'

'આ રસ્તો તો અમને જ ખબર છે.'

કાકે ચારે તરફ જોયું. 'મોતીઆ ! હવે મારી આંખે પાટા બાંધ.'

'કેમ !' આહીરે ચકિત થઈ પૂછયું.

'હું દુશ્મનનો માણસ છું. મને આ રસ્તાની માહિતી ન હોય તે સારું.'

મોતીઆએ માનથી કાક તરફ જોયું ને કકડો લઈ તેની આંખે પાટા બાંધ્યા.

કાકે માત્ર નામની લગામ પકડી રાખી અને તેની ચતુર ઘોડી જાણીતે રસ્તે થઈ ઝપાટાબંધ આહીરની ઘોડી પાછળ પાછળ ગઈ. રસ્તામાં ડગલે ડગલે ચઢાણ ને ઊતરાણ આવતું. ઘણી વખત ઘોડી એકદમ ઊભી રહી જતી; એક વખત તે ચમકી.

કાકને પાટામાંથી લાગ્યું કે ચારે તરફ અંધારું થઈ ગયું છે. થોડી વારે મોતીઓ બોલ્યો.

'બાપુ ! ઊતરો. ગઢ આવ્યો.'

'ઉપર ગયા પહેલાં પાટા છોડતો નહિ.'

'જેવી બાપુની મરજી !!'

મોતીઓ થોડેક સુધી કાકને હાથ ઝાલી લઈ ગયો. ત્યાં કોઈક ઊભું હતું. તેની જોડે મોતીઆએ વાત કરી; અને પછી પાછો તે કાકનો હાથ ઝાલી, એક પથ્થરની સાંકડી પગથી ચઢવા લાગ્યો. ડગલે ડગલે મોતીઓ કાકને સાવચેત રહેવા સૂચવતો.

ઘણો વખત ચઢ્યા પછી, તે ગઢ પર આવી લાગ્યો હોય એમ લાગ્યું. તરત મોતીઆએ પાટા છોડ્યા.

ચારે તરફ અંધારું હતું. માત્ર અવારનવાર મશાલનું આછું તેજ કોઈ કોઈ ઠેકાણે દેખાઈ અદૃષ્ટ થતું હતું. આ અંધારામાં પણ મોતીઓ કાકને ઝપાટાબંધ લઈ ગયો.

થોડુંક ચાલી મહેલમાં પાછલે બારણેથી તેઓ પેઠા ને મોતીઆએ એક માણસના કાનમાં કૈં કહ્યું. તે તરત ઉપર જઈ આવ્યો ને કાકને તેડી ગયો. મહેલની અગાસીને એક છેડે કાકને ઊભો રાખી તે ચાલ્યો.

રાત અંધારી હતી, છતાં તારાના આછા તેજમાં કાક ચારે દિશાનો ચોપડો વાંચી શક્યો. થોડે દૂર જૂનાગઢમાંથી સૈનિકનો હોંકાર ને વેદનાની ચીસ સ્પષ્ટ સંભળાતાં હતાં; કોટની ખાઈથી દૂર ઘોડાનો હણહણાટ અથવા ક્વચિત્ સંભળાતી ઉત્સાહની બૂમ, કયે સ્થળે પટ્ટણી ને સોરઠી સૈન્ય આથડે છે તે દેખાડી આપતાં. આસપાસના અંધકારમાં દીવાના પ્રકાશથી નિરાળું પડતું વિજયી સેનાનું મથક વંથળી તો તરત દેખાતું. ને ચોમેર ઠેકઠેકાણે નીકળતા ભડકા કે ધુમાડો પરદેશીઓએ વર્તાવેલા કેરની સાક્ષી પૂરતાં. બધાથી તટસ્થ, અંધકારમાં પણ અંધારો લાગતો ગિરનાર બધા પર પોતાનો ભયંકર પ્રતાપ પાડી રહ્યો હતો. અને આ બધી સામગ્રીમાં કોઈક દૂર ગુફામાં પડતો કેસરીની ગર્જનાનો ગંભીર પડઘો પલની ત્રાસજનકતામાં ઉમેરો કરતો હતો. કાકે વિચારમાં મગ્ન બની જોયા કર્યું; અને મૂગામૂગા તેણે જૂનાગઢના દુર્જય ખેંગારની અડગ વીરતાને અર્ઘ્ય આપ્યો.

પાછળથી કોઈ દોડતું આવ્યું. 'કોણ કાક!' આવનારનો અવાજ આવ્યો.

કાકને અવાજ પરિચિત લાગ્યો, પણ તે આવનારને જોઈ શકે તે પહેલાં આવનારે તેને બાથમાં લપેટી દીધો.

કાક ચમક્યો, ને ઓળખાણ પડતાં બોલ્યો, 'કોણ રા'?'

# પ્રકરણ પાંચમું

## જેમાં સશક્તને પણ નિર્બલતા હોય છે તેનો દાખલો જડે છે

રાણકદેવીને બદલે રા' કેમ આવ્યા, અત્યારે પોતાને શા સારુ બોલાવ્યો, રા' શું કામ સોંપશે, એવા વિચારોના અનેક વમળો કાકના અંતરમાં ઊઠયા. રા'ની ભેટ પૂરી થઈ ને તેણે તેના તરફ ધ્યાનથી જોયું. તે જોઈ તેના મગજમાં પંદર વર્ષ પહેલાં જોએલો ખેંગાર ખડો થયો. તેનું છટાભર્યું ને સબળ અંગ તેવું ને તેવું જ હતું. માત્ર સોમ-સુંદરીના પ્રણયીનાં રૂપાળાં અંગ પર અત્યારે બખ્તર ને પાટા હતાં. તેના સિંહ શા ભવ્ય મુખ પર ફાંકડી દાઢી શોભતી હતી; અને બે ઘાની રેખાઓ એ ભવ્યતાને અનુપમ શોભા આપી રહી હતી. એની તેજસ્વી આંખમાં નિશ્ચલ ને અસ્વાભાવિક તેજસ્વિતા દેખાતી. તેનું હાસ્ય તો પહેલાંના જેવું જ મોહક હતું.

'કાક ! તું આવ્યો ખરો !' ખેંગારે ખોખરે અવાજે કહ્યું.

'મહારાજ !' કાકે સબહુમાન કહ્યું. 'આપે મને બોલાવ્યો !'

'ધીમેથી.' ખેંગારે કહ્યું. 'હા. મેં બોલાવ્યો હતો.'

'મને તો બાનો સંદેશો આવ્યો હતો.'

'ના. મેં મોકલ્યો હતો.'

'પણ મણિભદ્ર તો બાને મળ્યો હતો, એમ કહેતો હતો.'

'એ તો જરા ગાંડો છે. મેં બીજી રાણી મારફતે કહાવ્યું હતું. પણ એ ભંગેરીને જરા ભ્રમ થયો એટલે રાણકને જ મળ્યો એમ માન્યું.'

'એવું શા માટે કર્યું?' કાકે પૂછ્યું.

'તે વગર તું આવે નહિ.'

'તમે પણ કહાવ્યું હોત તો હું આવત.'

'કેમ પાટણની ચાકરી છોડી?' ખેંગારે જરા તિરસ્કારથી પૂછ્યું.

'ના. હજુ સુધી તો છું. કાલની વાત શંભુ જાણે.'

'કેમ! પાછા તારા માલિક ખફા થયા છે કે શું?' કૃષ્ણદેવે હસીને પૂછ્યું. તેના હસવામાં પહેલાં હતો તેવો જ મજાકનો ધ્વનિ હતો.

'બાપુ! મારી પીડા હું જ કેડીશ. પણ આપનું શું? મને કેમ બોલાવ્યો?'

ખેંગારે સાવચેતીથી ચારે તરફ જોયું ને ઘણે જ ધીમે અવાજે કહ્યું: 'કાક! મને તારી મદદની જરૂર છે.'

'હું હાજર છું.'

'મારે પાટણ જોડે સંધિ કરવી છે.'

'સં—ધિ!' અજાયબીમાં કાકથી બોલાઈ ગયું.

'ધીમે બોલ. કોઈ સાંભળશે. કાક! તું અજાયબ થાય એમાં શી નવાઈ?' શાંત ને મજાકભર્યા અવાજે ખેંગારે કહ્યું. 'ખેંગારે જયદેવને પંદર વર્ષ તોબા પોકારાવી ને હજુ જૂનાગઢના કાંગરા અખંડ છે. ત્યારે સોરઠનો રા' સંધિ શા માટે યાચે?'

'હું પણ તેજ પૂછું છું.' કાકે કહ્યું.

'કાક! કોઈ રા'એ કદી નમતું આપ્યું નથી; અને જૂનાગઢે વિજેતાને આવકાર આપ્યો નથી. એટલે સંધિની વાત કરતાં મારો પ્રાણ કંપે છે. ગયે વર્ષે મને મુંજાલે સંધિની વિષ્ટિ કહાવી હતી, ત્યારે વિષ્ટિ લાવનારને મેં ગધેડે બેસાડી ફેરવ્યો હતો.'

'ત્યારે હવે કેમ ?'

ખેંગારના અંતરમાંથી એક નિઃશ્વાસ નીકળ્યો. 'ભાઈ! ત્યારે મને ખબર નહોતી કે જયદેવ જાતે રણે ચઢશે.'

કાક આંખ ફાડી જોઇ રહ્યો. શું ખેંગાર જેવા ટેકીલા વીરના હૃદયમાં કાયરતા પ્રસરી હતી ?

'તેમાં શું ?'

'તેમાં શું ? કાક ! હું ટેકીલો રજપૂત છું; ને ટેકીલા રજપૂતથી હું ડર્યો નથી. પણ તમારો જયદેવ ટેકીલોએ નથી ને રજપૂતે નથી.' ખેંગારે કડવાશથી કહ્યું.

'બાપુ ! મને એ ન સમજાયું.'

'કાક ! જયદેવ રણે ચઢ્યો છે, પણ જૂનાગઢ લેવા નહિ.' કટાક્ષભર્યા અવાજે ખેંગારે કહ્યું.

'ત્યારે ?'

'એને રાણક ફરી પાછી લેવી છે.'

કાક પાછો હઠ્યો. 'શું ગાંડા થયા છો ?'

'ના. એની નજર તો ત્યાં છે, એને રજપૂતોના ટેકની શી પરવા છે ? એ માણસ જ ક્યાં છે ? રાક્ષસ ને પિચાશની હિંમતે જે રજપૂત ઝૂઝે તેને માણસ કેમ કહેવાય ?'

'બાબરા ભૂતની વાત કરો છો ?'

'તમારા મહારાજની દરેક ખૂબીઓ ન્યારી છે. બાબરો ભૂત એની સેવામાં છે એ તો સમજ્યા. પણ જ્યારથી એ વંથળી આવ્યો છે ત્યારથી એ પોતે બાબરો ભૂત થયો છે. ગામડાંઓમાં આગો પ્રગટે છે; ચોમેર લોકો ત્રાહ ત્રાહ પોકારે છે, બાપદાદાઓ યવનોની દંતકથા કહેતા હતા તેવું ચાલી રહ્યું છે. મારાથી મારી ગરીબ બિચારી પ્રજા

પર વરસતો કેર જોવાતો નથી, એટલે એના કરતાં સંધિ કરી નાક કપાવવું વધારે સારું લાગે છે.'

'મહારાજ ! તમે આખા કુલના કલંકરૂપ થઈ પડશો.'

'હા ! પણ મારી રાંક પ્રજા ને મારી રાણક એને બચાવીશ.'

'મહારાજ ! સંધિ કરવી એ મને તો સારું જ લાગે છે. લાટનો વિગ્રહ પણ મેં એમ જ પૂરો કર્યો. પણ જયદેવ મહારાજ માનશે કે કેમ એ સવાલ છે.' કાકે કહ્યું

'તેનાથી મોટી મુશ્કેલી તો એક બાજી છે.'

'શી?'

'રાણકની.'

'રાણકબાની !' કાકે પૂછ્યું.

'હા કાક ! તને ખાસ બોલાવવાનો હેતુ તો એને સમજાવવાનો છે. ભાઈ ! રાણક સ્ત્રી નથી–જગદંબાનો અવતાર છે. લોકો મને જશ આપે છે પણ જૂનાગઢ આજે ટક્યું છે તે માત્ર એને પ્રતાપે. એને ઉત્સાહે અમે જીવીએ છીએ. એને સંધિની વાત કરી કોણ શકે?'

'તમે એમને વાત નથી કરી?'

'ના એને વાત કરવાની હિંમત ચાલતી નથી. કાક ! એ નહિ હોત તો હું ક્યારનોએ રણમાં રોળાઈ ગયો હોત–ને જૂનાગઢ પડીને પાધર થઈ ગયું હોત. પણ મારી રાણક દે'–ખેંગારે સ્નેહભીને અવાજે કહ્યું,–'ની હિંમતે અમને ઊભા રાખ્યા છે. હવે એના દૃઢ સંકલ્પની વિરુદ્ધ કોણ જાય? માત્ર તું એને સમજાવી શકે તો.'

'પણ મારું કેમ માનશે?'

'વખત છે ને માને. એને તારે માટે ઘણું માન છે, અને મને તારામાં ઘણી શ્રદ્ધા છે.'

કાક હસ્યો. 'જે સતી તમારું નહિ માને તે મારું માનશે?'

'કાક! મહેનત તો કરી જો! મને પોતાને મોતનો ડર નથી—ને નથી મોતનો ડર રાણકને; પણ હું પડું ને તમારા મહારાજને હાથે એ ચઢે–'ખેંગારને શરીરે કમકમાં આવ્યાં, ને કાક જોઈ શક્યો.

'બાપુ! તમે કામ તો મને ઘણું અઘરું સોંપો છો.'

'કેમ?'

'રાણકબા પાસે કુલ લજવાવવું ને જયદેવ મહારાજનો ક્રોધ રોકવો—એ બે કામ ત્રિપુરારિથી બને એવાં નથી તો મારાથી કેમ બનશે?'

'મને ખાતરી છે કે બનશે તો તારાથી જ બનશે.'

'પણ મહારાજ! બાને અહીં આવવાનું કારણ શું આપું?'

'કહેજેની કે મેં સલાહ લેવા બોલાવ્યો છે.'

'ઠીક! ક્યાં છે?'

'હમણાં આવશે. તું નાહી ને ખા તો ખરો. ચાલ, માત્ર તારી બુકાની બાંધી દે.'

'જેવી આજ્ઞા' કહી કાક બુકાની બાંધી રા'ની પાછળ ગયો.



# પ્રકરણ છઠ્ઠું

## રાણકદેવડી

કાક જમ્યો ને ખેંગાર એને રણવાસમાં લઈ ગયો. ખંડ નાનો ને અંધારો હતો, અને એક મોટા દીવાનો તેમાં ઉજાસ પડતો હતો. ત્યાં પાંચસાત સ્ત્રીઓ બેસી હથિયારો સાફ કરી રહી હતી. એક છેડે ગોખલામાં અંબા ભવાનીની મૂર્તિ આગળ નાનો ઘીનો દીવો બળતો હતો.

સ્ત્રીઓ બધી કાળા વસ્ત્રમાં હતી. એક નાની લાગતી સ્ત્રી દીવાની પાસે બેઠીબેઠી એક ઢાલ પર પડેલા લોહીના છાંટા સાફ કરતી હતી. તે કૈં ધીમેથી ગાતી હતી, ને બધી સ્ત્રીઓ ધીમેથી ઝીલતી. ગીત પણ જરા અસામાન્ય હતું. ગાનારીઓ જમને કહેતી હતી કે કાલે આવજે, કારણ કે આજ તો એનો કંથ વેરીને હણવા ગયો છે.

જાણે જોગમાયાઓ ખપ્પર ઝીલતાં પહેલાં તૈયારી કરતી હોય એવું દેખાતું હતું. ખંડમાં ગાંભીર્ય અપાર્થિવ હતું. રા' ને કાક ધીમેધીમે આવ્યા અને કાકના અંતરમાં અણજાણતા પૂજ્યતા પ્રસરી રહી. તેને લાગ્યું કે એક પ્રકારનું દૈવી ને ગુંગળાવતું વાતાવરણ ચારે તરફ પ્રસરી રહ્યું હતું.

'દે' !' ખેંગારે ધીમેથી ને માનથી કહ્યું.

રા'નો અવાજ સાંભળી આસપાસ બેઠેલી સ્ત્રીઓ ચમકી ને રા'ને ઓળખી, ઉતાવળમાં, લાજ કાઢતી, લૂગડાં સંકોરતી ચાલી ગઈ. દીવા

આગળ બેઠેલી નાનકડી સ્ત્રીએ કામ કરતો હાથ થોભાવી ઊંચું જોયું. દીવાના પ્રકાશમાં આ મુખ જોઈ કાકને તે જ પળે ખાતરી થઈ કે આ સ્ત્રીને ઠગાવવી બને એમ નહોતું.

મુખ નાનકડું ને સૂકું હતું—સુંદર કોઈક વખતે હશે એમ લાગતું; અને અત્યારે કાળા લૂગડાની કિનારમાં અદ્ભુત રીતે મઢાઈ રહ્યું હતું. તેના હોઠમાં નિશ્ચલતા હતી. ને આંખોમાં તેજસ્વિતા હતી; પણ એ ઉપરાંત આ મુખ પર ન સમજાય એવી, ન સહેવાય એવી ગહનતા હતી. તેની આસપાસ પ્રસરતાં તેજો દુઃસહ હતાં. યમરાજને ડારતી સાવિત્રી કે વેણીસંહાર કરવા ઉત્સુક બનેલી દ્રૌપદીના મુખનાં તેજો સદાને માટે અહીંયાં આવી વસ્યાં હોય એમ લાગતું. જેવું ખંડમાં વાતાવરણ અપાર્થિવ હતું તેવા જ આ તેજો અપાર્થિવ હતાં. કાકનું હૃદય સ્વાભાવિક સ્વાસ્થ્ય જાળવી શક્યું નહિ. તેણે આ સ્ત્રીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં.

રાણકદેવીએ કાકને ઓળખ્યો નહિ; પણ રા'ને જોઈ તે ઊઠી. તેનું નાનું સૂકું શરીર ધનુષ્યના દંડની માફક નમ્યું: તેના મુખ પર અવર્ણનીય ભક્તિનું હાસ્ય રમી રહ્યું.

'પધારો મહારાજ !' તેણે આદર આપ્યો. તેના અવાજમાં દાબાએલા ભાવનો કંપ હતો. ખેંગાર સ્પષ્ટ દેખાતી ભક્તિથી બેઠો.

'આ કોણ છે ?'

'બા ! મને નહિ ઓળખ્યો ?' કહી કાકે બુકાની છોડી નાખી.

'કોણ ભાઈ કાક ?' જરા આંખો પહોળી કરી રાણકે કહ્યું.

'હા.'

રાણકદેવીની ગહન આંખોનાં ઊંડાણમાંથી પણ કિરણો ફૂટ્યાં. 'તું અહીંયાં ?' તેના અવાજમાં કૈં શંકા હતી.

'બા !' કાકે કહ્યું. 'હું જયદેવ મહારાજનો મોકલ્યો નથી આવ્યો. મને તો બાપુએ બોલાવ્યો.'

'કેમ ?' તેણે પોતાના પતિ તરફ ફરીને પૂછ્યું.

'મારે એની સલાહ લેવી હતી.'

'શી બાબત ?' તેણે પૂછ્યું.

'બાપુને મેં એવી સલાહ આપી કે પાટણ જોડે સંધિ કરી નાખો, નહિ તો જૂનાગઢ તારાજ થઈ જશે.' કાકે રાણકદેવડી તરફ જોઈ કહ્યું.

રાણકના મુખ પર અજબ જેવો ફેરફાર થયો. જાણે કોઈએ અપમાન કર્યું હોય, કોઈએ તમાચો માર્યો હોય તેમ તેનું ફિક્કું સફેત મુખ લાલ થયું, અને તેના મોં પર ભગ્ન ગૌરવની સ્પષ્ટ લિપિ વંચાઈ. ખેદથી તે જરા પાછી હઠી ને ફરીને રા' સામે જોઈ રહી—ને ધીમા ને કાંપતા અવાજે પૂછ્યું:

'મારો રા' જયદેવ જોડે સંધિ શા માટે કરે ?' અને સ્વપ્નઘેલી આંખે તે કાકની સામે જોઈ રહી.

તેના અવાજમાં તિરસ્કાર નહોતો, ઠપકો નહોતો, છતાં કાકને તિરસ્કાર ને ઠપકો બંને મળ્યાં. એક પ્રશ્નમાં આ અપાર્થિવ સ્ત્રીની અપ્રતિમ મૃદુતા, તેની પતિભક્તિ, તેના પતિની આસપાસ રચેલાં સ્વપ્નાં તેને દેખાયાં. આ સ્ત્રીને મન ખેંગાર માણસ નહોતો, દુર્જય દેવ હતો. અને તે દેવને તે પૂજતી હતી. ખેંગાર ને કાક બંનેએ એક બીજાની સામે જોયું. તે નજરથી કાકે પોતાના પ્રયત્નની નિષ્ફલતા કબૂલ કરી. છતાં કાકે એક વાર પ્રયત્ન કરવાનો નિશ્ચય કર્યો.

'બા ! પ્રજા પીડાય છે—ને આખો સોરઠ વેરાન થતો જાય છે. કોઈ રીતે જૂનાગઢ બચે—'

'કાક !' એક ઊંડા શ્વાસ લઈ દેવડી બોલી. 'મારો રા' ઊભો

છે તો કાલે સવારે પીડાતી પ્રજા સુખી થશે ને ઉજ્જડ સોરઠમાં લીલાલહેર થશે.'

'પણ ન કરે નારાયણ ને જૂનાગઢ પડે તો–'

'તો મહારાજનું શું થાય, એમ?' દેવડીએ ધીમેથી પૂછ્યું. "કાક! મારો રા' કદી નમ્યો નથી ને નમવાનો નથી. જેવો આ ગિરનાર તેવો જ રા' ખેંગાર. નથી બેમાંથી એકે ડગવાના કે નમવાના.'

'બા! ભોળાનાથ તમારા મનોરથ સંપૂર્ણ કરે.' આંખમાં ઝળઝળીઆં આવ્યાં હતાં તે લૂછી કાકે કહ્યું. 'પણ બાપુ સંધિનો વિચાર કરે તો–' તેણે રા' તરફ જોઈ કહ્યું.

દેવડી ચમકી ને ફરીથી પાછી હઠી. તેણે પાછળ ભીંતે હાથ ટેકવ્યા ને એક નજર રા' તરફ નાખી. તે દૃષ્ટિપાતમાં અનિવાર્ય વેદના હતી. કોડભરી વધૂ. પતિનું પ્રથમ દર્શન કરવા જતાં શય્યામાં શબ જુએ ને જેવું આક્રંદ કરે તેવું આક્રંદ આ દૃષ્ટિપાતમાં દેખાયું. તેની સ્વપ્નસૃષ્ટિનો પ્રલયકાલ આવ્યો હોય તેવો ભય પણ તે નજરમાં હતો.

'મહારાજ!–' ફિક્કે હોઠે તે ખેંગાર તરફ ફરી, પણ તેનાથી બોલાયું નહિ.

ખેંગારે પંદર વર્ષ આ દેવીને ચરણે ગાળ્યાં હતાં ને તેની ભક્તિ, શ્રદ્ધા, ને સ્વપ્નાંની તેને પૂરેપૂરી માહિતી હતી. દેવડીની પોતામાં શ્રદ્ધા ડગે, તેનાં સ્વપ્નાંનો પતિ તેણે અપેક્ષી માનવતાથી સરી પડે, તેના કરતાં તો આખું જગત બળીને ભસ્મ થાય તે જોવા રાજી હતા.

તે કાક તરફ જોઈ હસ્યો, ને તેની સિંહસમી ભવ્ય મુખમુદ્રા પર આત્મશ્રદ્ધા ફરીથી પ્રગટી.

'કાક! દેવડી ખરું કહે છે. જીવતો કે મુએલો ખેંગાર રા' તો અહીંયાં જ ઊભો રહેશે–ગિરનાર સમો નિશ્ચલ ને દુર્જય.'

રાણકના મુખ પર પ્રસંશાની છાયા પ્રસરી; તેની પ્રેમભીની આંખ પતિ પર ઠરી રહી.

'કાક ! તારી મહેનત નકામી છે.' તેણે કહ્યું. 'મારા રા'નો સદાય વિજય જ છે.'

આ નાનાં છોકરાં જેવી અડગ શ્રદ્ધા જોઈ કાકના ખેદનો પાર રહ્યો નહિ. 'પણ–પણ–પછી તમારું–'

'મારું !' જાણે નજીવી વાત કરતી હોય તેમ રાણકદેવીએ કહ્યું. 'મારું શું થવાનું હતું ? આ ભવમાં કે–'તેના ગળામાં જરાક ખખરી આવી. 'જ્યાં એ ત્યાં હું. મારા વિના એમને વિજયમાળ કોણ આરોપશે ?' તેણે હસીને પૂછ્યું.

કાકની આંખમાંથી દડ દડ આંસુ પડયાં.

'આ ! તમે સાક્ષાત્ જોગમાયા છો.'

'ભાઈ ! હું તો મારા રા'ના પગની રજ છું.' સરલતાથી દેવડીએ કહ્યું.

'કાક !' ખેંગારે હસીને વાત ફેરવી. 'અધો આભાર તારો માનવાનો છે.'

'કેમ ?'

'તું ન હોત તો મારી દેવડી મને મળત નહિ.'

'ને મહારાજ ? કલિયુગમાં પણ દેવને દેવી સાથે વરાવી આપવાનો લહાવો મને મળશે એ મેં કદી સ્વપ્ને યે ધાર્યું નહોતું. હું તો નિર્જીવ સૈનિક છું–તમારા જેવો દૃઢ ટેક મેં કદી રાખ્યો નથી. પણ આ જોગમાયા સમક્ષ હું પણ પ્રતિજ્ઞા લઉં છું કે જે જોડું મેં સાંધ્યું તેને મારા જીવતા તો ભલા બ્રહ્માને પણ તોડવા દઈશ નહિ. થયું ? મહારાજ ! નિશ્ચિંત જીવે રહો ને વિજય કરો.' તે ને ખેંગાર ફરીથી ભેટયા.

'કાક ! તું ક્યારે આવ્યો ? જમ્યો ?' દેવડીએ પૂછ્યું.

'હા, બા !'

'ને તારી સ્ત્રી કેમ છે ?' તેણે ભાવથી પૂછ્યું.

'બા ! મેં ને તમારા રા'એ બંનેએ એક જ વખતે શંકર–પાર્વતી પૂજ્યાં છે.'

'ચાલો. મંજરી પણ અમારા જૂનાગઢની જ કહેવાય.'

'હાસ્તો ! બા, હવે આપ બેસો. મહારાજ ! હવે આપ મને રજા આપો તો હું જાઉં.'

'રાત અહીંયાં રહીને જા. તું થાકી ગયો હશે. સવારે જૂનાગઢ જોઈ ને જજે.'

'બાપુ, મારે રતોવાઈ વંથળી જવું છે; ને જૂનાગઢ મારે જોવું નથી. જૂનાગઢ પર હલ્લો કરવાનું મને સોંપવામાં આવે તો ?'

'કાક ! તારી જોડી મેં જોઈ નથી.' ખેંગારે કહ્યું. 'તેં વર્ષો પર મારું માન્યું હોત ને જૂનાગઢમાં આવી વસ્યો હોત તો આપણે બે શું ન કરત ?'

'મહારાજ ! તમારો ટેક ને શૌર્ય જોઈ મને પણ એમ જ થાય છે. પણ જેવો સોરઠનો ટેક તમને વહાલો છે તેવો લાટનો ટેક મને વહાલો છે. ચાલો બા, રજા ?'

'ભાઈ ! મારા આશીર્વાદ.' રાણકદેવડીએ કહ્યું.

અને જતાં જતાં કાળાં લૂગડામાં શોભતી આ અપ્રતિમ સ્ત્રીના ફિક્કા મુખ તરફ તેણે એક નજર નાખી; ને અંતરથી પ્રણામ કરી, ખેંગાર સાથે તે બહાર નીકળ્યો.

બહાર નીકળતાં તેણે બુકાની બાંધી. 'મહારાજ ! કંઈ ચિંતા કરશો નહિ, જૂનાગઢનો હજુ કાંકરો ખર્યો નથી, ને જયદેવ મહારાજ મનસ્વી માણસ છે એટલે કૈં થવાનું નથી.'

'તને જૂનાગઢ લેવાનું સોંપે તો ?' ખેંગારે તેના શાંત ને મજાક કરતે અવાજે પૂછ્યું.

'મને જૂનાગઢ લેવાનું કોઈ સોંપવાનું નથી: ને તમે કહો છો તેમ કોઈ સોંપે તો તું લઉં નહિ.'

'ના, લેજે. તારે હાથે મૃત્યુ મળશે તો મને નિરાંત છે. મને મરવાનો જરા ડર નથી.'

'ત્યારે બાપુ ! મરણ પછીનો જરા ડર રાખતા નહિ; મને ડર એક જ લાગે છે કે કાલે સવારે મારું શું થશે તે સમજાતું નથી.'

'કાક ! તને કોઈ કેં કરવાનું નથી. હું પણ પાટણના થોડા તડાકા સાંભળું છું. તારો વાળ વાંકો કરવાની કોઈની હિંમત નથી.'

'જોઈએ !'

'લે આ મોતીઓ રહ્યો ! મોતીઆ, આમને વંથળીને રસ્તે મૂકી આવ.'

'બાપુની જેવી આજ્ઞા !' કહી મોતીઓ કાકને લઈ ગયો.



# પ્રકરણ સાતમું

## જેમાં કાકને વહેમ જાય છે.

જતા પહેલાં કાકે રા' જોડે ઘણી વાતો કરી અને આખરે ભારે હૈયે તે મિત્રથી જુદો પડ્યો. રાણકદેવીના વ્યક્તિત્વની કાક પર ઘણી અસર થઈ હતી. આ પ્રતાપી સ્ત્રીએ તેના વીર પતિ પર અને આખા જૂનાગઢ પર પોતાનાં સ્વપ્નાંનો એવો જાદુ ચલાવ્યો હતો કે અત્યારે એ જાદુ કોઈ તોડી શકે એમ નહોતું. રાણક ને ખેંગારનાં સ્વપ્નાં તથા ગૌરવ કાયમ રહે અને પાટણનો વિજય થાય, એ બે વસ્તુઓ કેવી રીતે થઈ શકે તેનો ઊંડો વિચાર કરતો તે જૂનાગઢની બહાર નીકળ્યો.

મોતીઓ તેને લાંબે રસ્તે ગિરનારની બીજી બાજુએ લઈ ગયો અને ત્યાં તેની આંખના પાટા છોડ્યા પછી બંને ઝપાટાબંધ વંથળી તરફ જવા લાગ્યા. મેંદરડા તરફ સોરઠી ને પટ્ટણી સૈન્યની અથડાઅથડી કેટલાક દિવસ થયાં ચાલ્યા કરતી હતી, એટલે તેનાથી દૂરનો રસ્તો તેઓએ લીધો. એ તરફ થોડેથોડે દૂર જૂનાગઢની ચોકી કે થાણું આવતું. પણ મોતીઓ આહીર બધા અમલદારોને ઓળખતો લાગતો હતો એટલે તેને જોતાં કોઈ પણ કાક વિશે પૂછપરછ કરતું નહિ. મુસાફરી જરા કંટાળાભરી હતી. રસ્તા ઊંચાનીચા હતા અને ખાઈઓ પણ વચ્ચે આવતી, એટલે તેઓ ઝપાટાબંધ જઈ શકતા નહિ. અવારનવાર રસ્તામાં પડેલું મુડદું જોઈ ઘોડીઓ ભડકતી.

થોડીકવારે તેઓ એક ટેકરી પર જઈ પહોંચ્યા, એટલે ત્યાં વિસામો ખાવા ઊભા. ટેકરીની નીચે એક નાની ચોકી હતી અને ત્યાં થોડાક સૈનિકો એક તાપણીની આસાપાસ બેઠેલા હતા.

એકદમ ટેકરીની બીજી બાજુએ ઘોડાનાં પગલાં સંભળાયાં. આહીર ને કાક બંનેએ ધારીને તે તરફ જોયું. એક કાળો ડાઘો ઝપાટાબંધ ચોકી તરફ આવવા નીકળ્યો હતો, બીજો ધીમે ધીમે વંથળી તરફ આવેલા જંગલમાં પેસી જતો હતો. આહીરે વહેમાઈને ચારે દિશા તરફ જોયું ને શિકારી કૂતરાની માફક સૂંઘવા માંડયું. કાક દોડતા આવતા ઘોડેસ્વાર તરફ એકાગ્રતાથી જોઈ રહ્યો.

'તમારા ચોકીદારો ચોકી કરતા હોય એમ લાગતું નથી.'

'બાપુ ! કોઈ જાણીતો માણસ હશે, નહિ તો જૂનાગઢની ચોકીમાંથી ચલ્લુ નહિ જાય.'

'ચાલો જોઈએ' કહી કાક ટેકરી ઊતરી ચોકી તરફ ગયો. આહીર પણ સાથે ઊતર્યો. ચોકી આગળ પેલો ઘોડેસ્વાર આવી પહોંચ્યો હતો અને ચોકીદારો ઊભા થઈ તેના ઘોડા પાસે પહોંચી ગયા હતા. ઘોડેસ્વારે પણ બુકાની બાંધેલી હતી. મોતીઓ ચંચલ હતો. તેણે તરત ઘોડેસ્વારને ઓળખ્યો અને આગળ આવી નમસ્કાર કર્યા. 'દેશળદેવ બાપુને ઘણી ખંમા.'

ચોકીદારો ને ઘોડેસ્વાર બંને ચમકયા. આ તરફ કાક પણ ચમકયો. દેશળદેવને વર્ષો પહેલાં તેણે જોયો હતો અને અત્યારે એ ને તેનો ભાઈ વિશળ બંને ખેંગારના પક્ષમાં હતા તે પણ એણે સાંભળ્યું હતું. અત્યારે એ મળ્યો તે કાકને રુચ્યું નહિ.

'કોણ મોતીઓ !' ચકિત થઈ દેશળદેવે પૂછ્યું. દેશળદેવ અને મોતીઆને ઓળખી ચોકીદારો જરા દૂર ખસ્યા. કાક પણ દૂર ઊભો રહ્યો.

'હા, બાપુ ! પણ અત્યારે આપ અહીંયાં કે ?'

'હું ચોકીઓ તપાસવા નીકળ્યો છું.'

'એમ ?' મોતીઆએ નમ્રતાથી કહ્યું.

'એક માણસને આપણી ચોકીની બહાર મૂકવો છે.'

દેશળદેવે વહેમાઈને કાક તરફ જોયુ. 'કોણ છે ?'

'બાપુનો માણસ છે.'

'પણ કોણ છે ?' પોતાનો ઘોડો મોતીઆની ઘોડી પાસે લાવી દેશળે ધીમા અવાજે પૂછ્યું.

'મને ખબર નથી.'

'એમ તે હોય ?' દેશળે હસીને પૂછ્યું.

'હા. નહિ તો આપને કહેતા શું વાંધો ?'

'ઊભા રહેની, પૂછીએ.'

'ના બાપુ ! મહારાજ ગુસ્સે થશે.' મોતીઆએ કહ્યું.

'અરે એ ! આમ આવ.' દેશળે કાકને પાસે બોલાવ્યો કાક ઘોડી જરાક આગળ લાવી ઊભો રહ્યો. 'તારું નામ શું ?'

કાકે મૂગા મૂગા મોતીઆ તરફ આંગળી કરી.

'તમે એને પૂછો નહિ હોં !' મોતીઆએ અધીરાઈથી કહ્યું. 'અમે જઈશું. અમને મોડું થાય છે.'

'તે કેમ ચાલશે ? મારે જાણવું જોઈએ' દેશળે જરા ગુસ્સામાં કહ્યું; 'નહિ તો ચાલો પાછા મહારાજની પાસે.'

'બાપુ ! મોતીઆ આહીર પર પણ વિશ્વાસ નથી ?'

'આજકાલ કોઈનો પણ વિશ્વાસ રાખવો કામનો નથી.' દેશળે કહ્યું.

મોતીઆનું મોં ગુસ્સામાં લાલચોળ થઈ ગયું. કાકે જોયું કે અત્યારે

વધારે રકઝક થાય તો તેમાંથી ઘોટાળો થયા વિના રહેવાનો નથી. તેણે ઘોડીને એડી મારી આગળ આણી.

'મહારાજ !' બનાવટી અવાજે કાકે કહ્યું. દેશળ ને આહીરે ઊંચું જોયું. કાક પોતાની ઘોડી દેશળના ઘોડા પાસે લઈ ગયો ને નીચો વળ્યો. દેશળ તેના તરફ ફર્યો.

'બાપુ, જેને તમે હમણાં જ મળ્યા તેનો હું માણસ છું.' કાકે દેશળના કાનમાં કહ્યું.

દેશળ ચમક્યો, ફિક્કો પડી ગયો, ને તેની અસ્વસ્થતા જોઈ તેનો ઘોડો પણ થનગની ઊઠ્યો.

'ચાલ મોતીઆ !' કાકે કહ્યું અને તે અને આહીર બંને જણે ઘોડીઓને એડી મારી આગળ દોડાવી. દેશળ પોતાનો ફેંટો સમાલતો ઊભો.

'બાપુ' તમે ભારે કરી.' મોતીઆએ કહ્યું.

'એ તો મારો જૂનો મિત્ર થાય છે.' કાકે કહ્યું.

'મોતીઆ, હવે તું જા. વંથળી આ રહ્યું. હું મારી મેળે જઈશ.'

'ભૂલા પડશો તો ?'

'અરે કંઈ વાત છે ! ને જો; મહારાજને કહેજે કે મારે સંદેશો કહાવવો છે, માટે આવતે બુધવારે તને અહીંયાં મોકલે. જો કે કહાવવું હશે તો હું તે દહાડે મધરાતે આ ઠેકાણે આવીશ. બાપુને અને બાને મારા જય સોમનાથ કહેજે.'

'જેવી આજ્ઞા !' કહી મોતીઆએ ઘોડી પાછી વાળી. 'અને તો આ બાપુડીને પાછી મોકલજો. ઘણી ડાહી ઘોડી છે. બાપુડી ! બેટા આવજે.' આહીરે ઘોડીને કહ્યું.

કાક થોડીવાર ઊભો રહ્યો. વંથળી જવાનો રસ્તો ત્યાંથી સીધો જ જણાતો હતો. તે તરત ઘોડા પરથી ઊતર્યો ને ભોંય પર કાન માંડી

પડી રહ્યો. દૂર જતા ઘોડાનાં ધીમાં પગલાં જેવું કૈં સંભળાયું એટલે તરત ઘોડી પલાણી તે દોડતી ઘોડીએ ચાલ્યો.

થોડીવારમાં આગળ જતા ઘોડાનાં પગલાં સ્પષ્ટ સંભળાયાં. પાટણના મંડલેશ્વરનો પુત્ર ને ખેંગારનો ભાણેજ દગાબાજ દેશળ અત્યારે વંથળીના કોઈ માણસ જોડે ખાનગી મસલત કરે અને તે માણસનો પોતે નોકર છે કહેતાં દેશળદેવ અસ્વસ્થ બને—આટલું કાકને માટે પૂરતું હતું. પોતે વંથળી જાય તે પહેલાં ત્યાં ચાલતી ખટપટોની માહિતી મેળવવા તે આતુર હતો. આ વંથળી જતો માણસ કોણ હતો તે જાણવાની તેને જરૂર જણાઈ.

જેમ તેની ઘોડી આગળ વધતી ગઈ તેમ પહેલાં તો આગલો ઘોડો પણ વધારે ઝડપથી ચાલતો ગયો. પછી તરત તે ધીમો પડી ગયો. જ્યારે કાક તે ઘોડા પાસે જઈ લાગ્યો, ત્યારે તે ઘોડો એકલો જ ચાલતો હતો. કાક મનમાં હસ્યો. ઘોડેસ્વાર કોઈ ઉસ્તાદ લાગતો હતો ખરો. પણ તેને પહોંચે એમ નહોતું. તે પોતાની ઘોડી પરથી ઊતર્યો ને તેને છોડી મૂકી અને પોતે પેલા ખાલી ઘોડા પર બેસીને ચાલવા માંડ્યું.

વંથળી છેક પાસે આવ્યું એમ તેને લાગ્યું, એટલે રસ્તાની પાસે એક ખેતર આગળ હાથમાં ઘોડાની લગામ રાખી તે લાંબો થઈ સૂતો. થોડી વારમાં તેણે ધાર્યું હતું તેમ જ બન્યું. એની ઘોડી પર સવાર થઈ એક માણસ આવ્યો અને તેને સૂતેલો જોઈ ઘોડી થંભાવી ને તેણે જોવા કર્યું. પછી થોડો વિચાર કરી તે ઘોડેસ્વારે વંથળી તરફ ચાલવા માંડ્યું.

કાકે આરામ લેવા આંખ મીંચી.



# પ્રકરણ આઠમું

## અર્જરક

કાકે આમ કેટલો વખત નિદ્રા લીધી તેનું તેને ભાન રહ્યું નહિ, પણ ઘોડાનો હણહણાટ થતાં તે ઊઠીને બેઠો થવા ગયો.

ચારે તરફ ઊગતા પરોઢિયાનો પ્રકાશ છવાયો હતો; છતાં કાકને ભયાનક સ્વપ્નું આવ્યું હોય એમ લાગ્યું. બે કાળી પ્રચંડ ભુજાઓ તેને ભોંય સાથે દાબી રાખતી હતી ને એક બિહામણું મુખ તેની આંખ આગળ દેખાતું હતું.

મુખ વિશાળ ને કાળું અંધાર હતું. બે મોટા લાલ વિકરાળ ડોળા આંખમાંથી બહાર નીકળી પડતા હતા. આ મોઢા પર નાકમાં માત્ર બે મોટાં નસકોરાં હતાં અને નીચલા લટકતા હોઠ પર એક મોટો તીણો દાંત આગળ આવ્યો હતો. માથા પર ને છાતી પર ઝાંખરા જેવા ઊભા લાંબા વાળ હતા. મુખાકૃતિ જેટલી ભયંકર હતી એટલી જ અસ્વાભાવિક હતી. કાકને એક વિપલ તમ્મર આવ્યાં. તેને થયું કે થાકેલું મગજ આવું અમાનુષ ચિત્ર ખડું કરી તેની મશ્કરી કરતું હતું. પણ તેના ખભા પર થતું દબાણ ખરું હતું. તેને તરત જયદેવ મહારાજે વશ કરેલા બાબરાભૂતની દંતકથાનું સ્મરણ થયું. તેણે એ ભૂતની વાતો ખોટી જ માની હતી; પણ અત્યારે જાણે તે સાચી જ છે તેનો પુરાવો મળતો હોય તેમ તેને લાગ્યું.

પિશાચ સાથે સમાગમ થયો છે એવો ખ્યાલ આવતાં તેનાં હાજા ગગડવા જતાં હતાં પણ તરત તેના મગજ આગળ વિશુદ્ધિના અવતાર સરખી તેની દૂર પડેલી મંજરીની છબી તરી ઊઠી અને તેને જોતાં પોતાના સનાતન બ્રહ્મતેજનો ગર્વ આવ્યો. અડધી વિપલમાં તેણે ગાયત્રી ઉચ્ચારી ને અણુધારી ચપળતાથી પોતાનું માથું ઊચું કરી, અવળું ફેરવી, રાક્ષસના નાક સાથે જોરથી અથડાવ્યું.

કાકના માથામાં ચક્કર આવ્યાં; પણ વેદનાની ચીસ પાડી પેલો રાક્ષસ કાક પર દાબેલી ભુજાઓ છોડી દઈ પાછો હઠયો.

કાકનો ડર તદ્દન જતો રહ્યો. આ રાક્ષસ પણ વેદના અનુભવતો હતો. તે વેદનામાં નાક તપાસતો હતો અને તેની આંખ પરથી લાગતું હતું કે સામો માણસ આટલી સ્વસ્થતાથી ને તત્પરતાથી તેના પર હુમલો કરશે એમ તેણે ધાર્યું ન હતું. કાકનું માથું ફરતું હતું; પણ તેની દૃષ્ટિની તીક્ષ્ણતા ઘટી નહોતી. આ રાક્ષસ તેનાથી એક હાથ ઊંચો હતો, તેના સ્નાયુઓ લોખંડ જેવા હતા, તેની બેહદ ક્રૂરતા તેના મોઢા પર સ્પષ્ટ રીતે દેખાતી હતી. અને જો આ અચાનક રીતે મેળવેલી તક ચાલી જશે તો બચવું અશક્ય થઈ પડશે એમ કાકને ચોખ્ખું દેખાયું. ને વિપલમાં આવા રાક્ષસને જીતવાની કીર્તિનો લોભ પણ તેને ઉત્તેજી રહ્યો.

તેણે જોયું કે તેની લાકડી એ રાક્ષસના પગ પાસે પડી હતી. લાઠયોદ્ધાને લાકડી તો એક અંગ હતી. તે જો હાથમાં આવે તો કાકને આ રાક્ષસ જીતવો સહેલ લાગ્યો. નાક પંપાળવા જતા રાક્ષસ સામે તે એકદમ કૂદ્યો ને તેના મોઢા પર એક મુક્કી લગાવવા જવાનો દેખાવ કર્યો. વાગેલામાં વાગવાની બીકે રાક્ષસ પાછો હઠ્યો ને કાકને મારવા હાથની મુઠ્ઠી વાળી. પણ કાક આગળ આવ્યો નહિ. તે લાકડી પાસે અટક્યો ને એક નિમિષમાં તેણે પગવતી તે ઉપાડીને હાથમાં લઈ લીધી. જેવા પેલા રાક્ષસી પંજા તેને પકડવા આગળ આવ્યા કે કાક કૂદીને પાછો હઠયો ને તેની ડાંગ જોરથી સામાના હાથ પર પડી.

રાક્ષસે વેદનામાં બૂમ મારી. તે કૂદ્યો ને અંતર વટાવી, આડી લાકડીએ કરેલી સીમા ઓળંગી, કાક પર આવીને પડ્યો. કાક જરા ગૂંચવાયો, પણ સમયસૂચકતા વાપરી, લાકડી પોતાની અને પેલા રાક્ષસ વચ્ચે રાખી. જ્યારે તે કાકને ભોંય પર ફેંકી દેવા મથતો હતો ત્યારે કાક પોતાની ડાંગ તેના બે પગ વચ્ચે લાવતો હતો.

કાક ભોંય પર પડ્યો ખરો, પણ તે વખતે તેણે લાકડી પર એવું દબાણ કર્યું કે રાક્ષસના પગ એકબીજામાં ભેરવાઈ વળવા માંડ્યા. જેમ તે કાકને દબાવતો, તેમ કાકે સફાઈથી રાખેલી લાકડીનો એક છેડો દબાતો ને બીજા છેડા વડે તેના પગ ગૂંચવાતા. ગુસ્સામાં તેણે બરાડો માર્યો ને પગ છોડવા મહેનત કરવા માંડી. પણ છાતી પરનું દબાણ જરા ઓછું થતાં કાકે એક સાધારણ પ્રયત્ન કરી પાસું બદલ્યું—સાથે લાકડીનું દબાણ બદલ્યું. એક પર બીજો પગ અમળાઈ જવાથી પેલો રાક્ષસ ગબડી ચત્તો થઈ ગયો; અને તરાપ મારી કાક તેની છાતી પર ચઢી બેઠો. કાકે લાકડી પગમાંથી કાઢી તેના ગળા પર દાબી.

'પિશાચ ! તું કોણ છે ?' હાંફતાં હાંફતાં કાકે પૂછ્યું. પેલા રાક્ષસના ડોળા ફાટેલા હતા અને દાંત પીસી તે કાકને ઉથલાવવા પ્રયત્ન કરતો હતો. કાકે આડી ડાંગ તેના ગળા પર દાબી. 'પાપી ! જરા ગરબડ કરી છે તો ગળું જ દાબી દઈશ.'

ડાંગના દબાણથી રાક્ષસ ગૂંગળાવા લાગ્યા; અને તેના ડોળા ચકર ચકર ફરવા માંડ્યા. કાકે તેના ગળા પરનું દબાણ ઓછું કર્યું.

'તું કોણ છે ?' કાકે પૂછ્યું ને લાકડીનું દબાણ ફરીથી મૂકવાની ધમકી હાથવતી આપી.

રાક્ષસે થોડીવારે કહ્યું: 'ભૂત.'

'બાબરો ! મને લાગ્યું જ હતું. ઠીક છે. તું બધાને રંજાડે છે. હવે હું તારો જીવ લઉં.' કહી કાકે લાકડી દાબવા માંડી.

'ના, ના,' કહી બાબરાએ માથું ધુણાવ્યું. તેના ભયંકર મુખ પર આજીજીનો ભાવ પ્રસરી રહ્યો. તેની આંખો કરગરવા લાગી. તેના અવાજમાં પણ દયાની યાચના હતી. કાક હસ્યો.

'ના ના શું? નહિ તો તને બાંધીને મહારાજ પાસે લઈ જઈશ.'

'મહારાજ! ના, ના. મને મારી નાખશે.' જરા ગભરાઈને બાબરાએ કહ્યું.

'તને શા સારુ મારે?'

'તમે મને પકડ્યો તેથી.'

'એમ?' કાક હસ્યો. 'અંહ! તારે લીધે મહારાજ દુર્જેય ગણાય છે તેથી કે? ઠીક. જો બાબરા! તને જીવતો જવા દઉં ને આ વાત પણ કોઈને ન કરું. પણ હું કહું ત્યારે મારું પણ કામ કરવું, એ વચન આપ, નહિ તો તારું આવી બન્યું.'

'બાપા! મારા બાપના બોલથી વચન આપું. તમારું કામ નહિ કરું તો મા હિંગળાજ ચાચર મને પૂછે. થયું?'

'હા, હવે હું પૂછું તેનો જવાબ આપ.'

'પૂછો.'

'રાજાનો માનીતો હમણાં કોણ છે?'

'જગદેવ!'

'જગદેવ કોણ છે?' ચકિત થઈ કાકે પૂછ્યું.

'પરમાર.'

'મુંજાલ મહેતા ને મોટાં બા અહીંયાં છે?'

'હા.'

'નાનાં બા કેમ છે?' કાકે લીલાદેવીની ખબર પૂછી.

'ખબર નથી.'

'ઉદા મહેતા શું કરે છે?'

બાબરાએ ડોકું ધુણાવ્યું.

'હવે તું કોણ છે? બોલ?'

'હું? ભૂત.'

'ભૂત! તારું મોઢું નથી કહેતું. બોલ.' કાકે કહ્યું અને લાકડી જરા જોરથી પકડી.

'ભીલ.'

કાક ખડખડ હસ્યો. જયસિંહદેવ મહારાજની ખૂબી કૈક સમજાઈ.

'તું તો બધી ચોકી વટાવી શકશે, કેમ?'

'હા.'

'ત્યારે મને ચોકી વટાવી વંથળીમાં લઈ જા.'

ડોકા વતી બાબરાએ હા કહી.

કાક બાબરા પરથી ઊઠ્યો અને ડાંગ જોરથી પકડી. બાબરો કે દગાબાજી કરે છે કે કેમ, તે જોતો ઊભો રહ્યો; પણ બાબરો એટલો નાહિંમત થઈ ગયો હતો કે કાકની સામે તે જોઈ શકતો નહોતો.

કાક ઘોડા પર બેઠો અને લગામ ઝાલી બાબરો દોડવા લાગ્યો. ઘોડાથી પણ વધારે ઝડપે તે દોડતો અને થોડીવારમાં ચોકી આગળ તે જઈ પહોંચ્યો.

બાબરાએ દૂરથી કારમી ચીસ પાડી. ચોકીદારો તે સાંભળી કાંપી ઊઠ્યા ને આંખો મીંચી, માથું ઊંધું નાખી પડી રહ્યા કાકે તરત ચોકી વટાવી.

'તારે જવું હોય તો જા. પણ તું ક્યાં મળશે?'

'સમીસાંજના શ્મશાને ને દિવસે રાજગઢના ભોંયરામાં. તમે કોણ છો?'

'હું? તે તારે શા માટે જાણવું જોઈએ? પણ જો તને એક માહિતી આપું.'

'શી?'

'ભરૂચનો દુર્ગપાલ કાક પ્રવાસથી આ તરફ આવે છે. વખત છે તે દિવસ ઊગતાં આવી પહોંચશે. એને પકડી મહારાજ પાસે લઈ જશો તો મહારાજ ઘણા જ ખુશ થશે.'

બાબરો બોલ્યો: 'કા–ક' અને હસીને ડોકું ધુણાવ્યું.

'તું ઓળખે છે કે શું?' કાકે જરા સાવધાન થઈ પૂછ્યું.

'ના. મહારાજે તેને પકડવાને ફરમાવ્યું છે.'

'એને કોણ તેડવા ગયું છે?'

'વાહડ.'

'ઉદાનો છોકરો?'

'હા.'

'એમ?' કાકે કહ્યું. 'જા ત્યારે ફત્તેહ કર' કરી કાકે ઘોડો આગળ ચલાવ્યો ને બાબરો પાછો ગયો.

બાબરો અદૃષ્ટ થયો એટલે કાકનું ધ્યાન પોતે બેઠો હતો તે ઘોડા ને તેના માલિક તરફ ગયું. એ પુરુષ કોણ હતો તે નક્કી કરવા તેણે ઘોડાની લગામ છોડી દીધી ને પોતાનું સ્થાન પોતાની મેળે જ શોધવાની સ્વતંત્રતા ઘોડાને આપી.

કાકને ચારે તરફ પ્રસરી રહેલા વાતાવરણનો ખ્યાલ આવવા લાગ્યો. જૂનાગઢ રાણકને પ્રતાપે મક્કમ હતું; જયસિંહદેવે રાણકને હાથ કરવાનો નિશ્ચય કર્યો હતો; આ ઘોડાનો માલિક ને દેશળદેવ કૈં ખટપટ ચલાવતા હતા ને ખેંગારનું ચાલે તો તે સંધિ કરે એમ હતું. પણ આ બધામાં મુંજાલ મહેતા ક્યાં? શું તે વૃદ્ધ થઈ ગયા? શું જયસિંહદેવે ગુરુને પણ થાપ આપી? શું મીનળદેવીએ પણ પુત્રની

રાજ્યનીતિને આધારે ચાલવા માંડયું? અને આવું હતું તો મુંજાલ મહેતા અહીંયાં શા માટે આવ્યા? અને આમાં ઉદા મહેતા ક્યાં? આ ગૂંચ કેમે કરી ઊકલતી નહોતી.

આ વિચાર કરતાં કાકને ફરીથી હથિયાર ધસતી ને યમનું આહ્વાન કરતી દેવડીની દૈવી મૂર્તિ આંખ આગળ આવી. કાકે પણ મનમાં સંકલ્પ કર્યો કે જયદેવનું, રા નું કે જૂનાગઢનું જે થાય તે ખરું, પણ દેવડીનું ગૌરવ અખંડિત રાખવા પ્રાણ આપવો પડે તો પણ પાછી પાની કરવી નહિ.

બીજો વિચાર તેને પોતાનો આવ્યો. જયદેવ મહારાજ તેને પકડી મંગાવવા આતુર હતા; ઉદો મહેતો તેને પકડવા આતુર હતો; લીલાદેવી તેની મદદની વાટ જોતી હતી. આ બધાં એક સામટાં તેના વિના કેમ ગાંડાં થઈ ગયાં? શું આ બધાંને જુદીજુદી પ્રેરણા થઈ? કે કોઈ એક જ મુદ્દાથી, કે એકના જ કહેવાથી પ્રેરાયાં? આવી પ્રેરણા કોણ કરી શકે?

જયદેવ મહારાજનો પ્રતાપ પણ તેને સ્પષ્ટ રીતે જણાવા લાગ્યો. મુંજાલ મહેતાનો સૂર્ય અસ્ત થયો હોય એમ લાગ્યું. ઉદાનો ઉપયોગ મહારાજ કરતા હતા. પિશાચ મનાતો બાબરો તેના પ્રતાપને અસ્વાભાવિક ને દુઃસહ બનાવી રહ્યો હતો અને જગદેવ પરમાર જેવા પરદેશી યોદ્ધાને ગૂર્જર વીરો પર પોતાનો ત્રાસ પ્રસારવા રાખ્યો હોય એ બનવાજોગ લાગ્યું. કાક મનમાં વિસ્મય પામ્યો. નિઃસત્ત્વ દેખાતા છતાં મહત્વાકાંક્ષી છોકરાનો કેવો વિકાસ થયો?

તેનો ઘોડો ઊભો રહ્યો. પરોઢિયું થઈ ગયું હતું ને રાજગઢ પાસેના તબેલાઓ આગળ ઘોડો ઊભો રહ્યો. પાસે એક મોટી હવેલી આવી રહી હતી.

વંથળીની સુરક્ષિત સ્થિતિ જોઈ કાકને પહણી દંડનાયક પરશુરામ માટે માન વધ્યું. એક જોજન દૂર યુદ્ધ ચાલી રહ્યું હતું છતાં અહીંયાં પાટણના જેવી જ નિર્ભયતા ને નીરાંત રહી હતી.

તબેલા બહાર એક માણસ જોરથી ઉંઘ ઉતારી રહ્યો હતો. કાક તેની પાસે જઈ ઘોડા પરથી ઊતર્યો.

'આ તમારો ઘોડો.'

પેલાએ આંખ ચોળી . 'આ તો જેવરો ! તું ક્યાંથી લાવ્યો ?'

'હું ? જેનો ઘોડો છે તેનો હું છું,' કાકે હસીને કહ્યું. 'બાપુ ક્યાં મળશે ?'

'એ તો હવેલીએ, હજુ ઊઠયા નહિ હોય.' કહી ઘોડાવાળાએ પાસેની હવેલી તરફ હાથ કર્યો.

'ત્યારે આ ઘોડો બાંધી દઉં ? ' કાકે પૂછ્યું.

'જાની બા. વળી એટલી મને પંચાત ઓછી. અને હજુ કોઈ બીજા આળસુઓ તો ઊઠયા નથી.' કહી ઘોડાવાળાએ હાથ મરડી મોઢું બગાસું ખાધું.

'ઘોડાનું થાન ક્યાં છે ?' કાકે પૂછ્યું.

'છેક પેલી ગમની ભીંત પાસે.'

કાક ઘોડાને દોરી અંદર લઈ ગયો. તેણે અંદર નજર નાખી તો એકે થાન ખાલી નહોતું. કાક છેલ્લા થાન તરફ ગયો ને જે રીતે મોતીઓ ડચકારી મારતો તેમ મારી તેની માફક 'બાપુડી ! બાપુડી !' ધામેધીમે કહ્યું.

છેલ્લા થાન પર બાંધેલી ઘોડી હણહણી ઊઠી. કાક હસ્યો; ઘોડી-ચોર પકડાયો. તે પાછો બહાર આવ્યો.

'ભાઈ ! એકે થાન ખાલી નથી.'

'નવું ઘોડું ક્યાંથી પાક્યું ?'

'ઠીક, ત્યારે આને બાંધી દેજે બીજે ક્યાંય.'

'બાપુનાં ઘોડાં સરસ છે પણ અહીંયાંનાં નથી લાગતાં. તમે ક્યાંના ?'

'હું ? હું તો ખંભાતનો.'

કાકના મગજમાં પ્રકાશ પડયો. તેનું હૃદય કૂદી ઊઠયું. 'બાપુની જોડે જ ખંભાતથી આવ્યા હશો.'

'હા.'

'ચાલો. જય સોમનાથ!' કહી કાકે રજા લીધી. અને મનમાં બબડયો : 'ઓત્તારી ઉદા મહેતાની ! મારે નસીબે તું અહીંયાં પણ પહેલો જ મળ્યો.'



# પ્રકરણ નવમું

## કાક રાજગઢમાં પેસે છે

સવાર પડવા લાગી હતી એટલે છાનામાના રાજગઢમાં પેસવું એ કામ કાકને ઘણું મુશ્કેલીભર્યું લાગ્યું. તેણે રાજગઢની પ્રદક્ષિણા કરવા માંડી.

બધે દરવાજે સખત પહેરો હતો. આગલે બારણે જવું તો બને એમ હતું જ નહિ અને સૂર્યોદય થયો હતો. વધારે વખત જાય તો શું થાય એ કહેવાય એમ નહોતું.

કાકે ચારે તરફ જોયું. એક ગલીમાંથી એક બ્રાહ્મણ હાથમાં પૂજા-પાત્રી લઈ રાજગઢના પાછલા બારણા તરફ આવતો હતો. કાકને એક સ્ફુરણા થઈ. તે ઝપાટાબંધ તેના તરફ ગયો.

'કાકા ! જરા આમ આવો તો' કહી તે બ્રાહ્મણને ગલીમાં લઈ ગયો.

'કેમ ભાઈ?'

'મને પૂજાપાત્રી આપો તો.'

'અરે અડકશો !' ડોસાએ કહ્યું. 'તું છે કોણ? શું કામ છે?'

'મારે રાજગઢમાં પૂજા કરવા જવું છે.' કાકે કહ્યું, પેલો બ્રાહ્મણ મુસાફરીના થાક ને ધૂળથી વિચિત્ર દેખાતું કાકનું મોઢું ને શસ્ત્રો જોઈ ઊંડું ધ્રુણાવવા લાગ્યો. 'તું—'

'કાકા ! હમણાં ત્યાં નહિ જાઈશ તો જયસિંહદેવ મહારાજ મારો પ્રાણ લેશે.'

'જયસિં—'

'હા. મારે કામ હતું તે રાતના બહારગામ જવું પડયું. પાછું આવતાં મોડું થઈ ગયું. કાકા ! તમે જોઈએ તો બીજું પાત્ર લઈ આવો.' કહી કાકે પૂજાપાત્ર પકડયું. પેલો વૃદ્ધ બ્રાહ્મણ ગભરાઈ ગયો.

'અરે, મને અડકયો, મારે નહાવું પડશે.'

જાઓ જઈને નાહી આવો ને આ લો પૈસા—

'પણ આ બળાત્કાર—' કહી બ્રાહ્મણે જરા અવાજ મોટો કાઢયો.

કાકે તેની સામે ડોળા કાઢયા. 'મહારાજ ! જોઈએ તો આ સુવર્ણના ટકાનું મારા તરફથી દાન કરજો. પણ ગડબડ કર્યા વિના નહાવા જાઓ. નહિ તો—' કહી કાકે પોતાની ડાંગ શું કરી શકે તેનું કંઈક સૂચન કર્યું. બિચારા વૃદ્ધ બ્રાહ્મણનાં હાજાં ગગડી ગયાં અને તેની આંખો હાથમાં પડેલા ટકા પર આજન્મ પૈસાભૂખના હેતથી ઠરી રહી. થોડીક પલમાં કાકે પૂજાની તુમડીના પાણીમાંથી મોઢું ધોયું, કપડાં ને શસ્ત્રો ઉતાર્યાં ને ચંદનપાત્રથી ત્રિપુંડ કર્યું.

'મહારાજ ! તમારું નામ ?'

'દયાનાથ ચતુર્વેદી.'

'જાઓ હવે.' કાકે કહ્યું.

પેલો ડોસો ગભરાતો ગભરાતો ચાલ્યો ગયો અને કાક પૂજાપાત્ર હાથમાં લઈ રાજગઢના એક નાના બારણા આગળ ગયો. પહેરેગીર અડધી ઉઘાડી આંખે જરાક ઝોકાં ખાતો હતો; પણ કાક જેવો બારણામાં પેસી ઝપાટાબંધ પગથિયાં ચઢવા લાગ્યો તેવી પેલાની ઊંઘ ઊડી ગઈ.

'ઓ મહારાજ ! કોણ છો ?'

'હું ! દયાનાથ ચતુર્વેદીનો ભત્રીજો.' કાકે કહ્યું અને આડી આંખે તેણે સૈનિકની શક્તિનું માપ કાઢવા માંડયું.

'ડોસાને શું થયું છે ?'

'જરાક ગાયે માર્યા છે.' કહી કાક ઝપાટાબંધ ચઢવા લાગ્યો.

'અરે ઊભો તો રહે. દયાકાકાના નવા ભત્રીજાનું મોઢું તો જોઉં.' કહી સૈનિક પાછળ ચઢયો ને કાકને પકડવા આવ્યો.

તે પાસે આવે તે પહેલાં કાકે પાત્ર ને તુમડી ઉપલા પગથિયાં પર મૂકયાં અને જેવો સૈનિક એક પગથિયું ચઢયો તેવો જ તે એક પગથિયું ઊતર્યો. સૈનિક મોટે અવાજે બોલવા જતો હતો પણ એક પણ શબ્દ બોલે તે પહેલાં કાકે તેને ગળામાંથી પકડયો અને તેના શબ્દ વણબોલ્યા રહી ગયા.

કાકે એક હાથે કેડ પરનો કકડો છોડયો ને પેલા સૈનિકના ઊઘડી ગએલા મોઢામાં તેનો ડૂચો માર્યો. બેભાન જેવા થઈ ગએલા પહેરે-ગીરને ઊંચકી તે પગથિયાં ચઢી ગયો અને થોડે દૂર એક ઓરડી ઉઘાડી પડેલી દેખાઈ, તે તરફ ગયો ને પેલાને તેમાં નાંખી બારણું વાસી દીધું. બીજી પલે હાથમાં પૂજાપાત્ર ને તુમડી લઈ પૂજારી મહે-લમાં દાખલ થયો.

કાકે ચારે તરફ જોયું પણ કોઈ જણાયું નહિ. થોડેક દૂરથી એક સ્ત્રી પરભાતીઉં ગાતી સંભળાઈ. તે તરફ ગયો. એક નોકરડી ઘંટીનો ગાળો સાફ કરતી હતી.

'બહેન !—'

'કોણ ?'

'મને નાનાં બા પાસે લઈ જા તો. બાનો પૂજાનો વખત થઈ ગયો છે ને મને રસ્તાની ખબર નથી.'

'બાંડા ! અત્યારે નાનાં બા તે પૂજા કરતાં હશે ?'

'આજની તો એમની બાધા છે. ઊહ. હું એમના ગામનો બ્રાહ્મણ છું. તને ખબર નહિ હોય ! મને ખાસ તેડવા મોકલ્યો છે.'

'હેં ! પણ મારાથી ત્યાં કેમ જવાય ? હું તો નોકર માણસ.'

'તું મને રસ્તો બતાવની. જો મને તું લઈ જશે તો બા તારો પાડ માન્યા વિના રહેશે નહિ.'

પેલી સ્ત્રીને કંઈક ભેદ જેવું જણાયું અને આ ભેદથી ભવનાં સંકટ દૂર થઈ જાય એમ લાગ્યું. તે તરત ઊઠી ને તેણે હાથ ખંખેરી નાખ્યા.

'મોટે રસ્તે લઈ જાઉં કે ખાનગી રસ્તે ?'

'ખાનગી રસ્તે.' કાક નોકરડીની ચતુરાઈથી ખુશ થઈ હસ્યો.

થોડી વારે તેઓ રાણીવાસને પાછલે દાદરેથી ઉપર આવ્યાં. એક દાસી ઊભી ઊભી દાતણ કરતી હતી. પેલી નોકરડી તેની પાસે ગઈ.

'બા ઊઠયાં ?'

'ના, કેમ ?'

'બાએ બોલાવ્યો હતો તે બ્રાહ્મણ આવ્યો છે.'

'ગાંડી મોઈ છે ? અત્યારે બાને બ્રાહ્મણનો શો ખપ પડયો ?' કહી તિરસ્કારમાં દાસી જોઈ રહી.

'પણ મહારાજ—'

'મંગી' કાકે ધીમેથી કહ્યું.

દાસી ભૃગુકચ્છની ને રાણીની માનીતી હતી. તેણે કાક તરફ જોયું ને તેને પૂજારીને વેશે જોઈ સ્તબ્ધ બની ગઈ.

'કા—'

'છાની રહે. બાને ઉઠાડ. મારે મળવું છે ને આ ચાકરડીને ઓળખી મૂક. એને બા પાસે શિરપાવ અપાવવો છે.'

'તારું નામ શું ?'

'બા ! હું આપણા પવીતાના બારોટજી છે ને તેની નવી 'જેલી.' ચાકરડીએ પોતાનું સવિસ્તર ઓળખાણુ આપ્યું.

'ઠીક, બપોરે મળજે, મહારાજ આપ આ તરફ ઊભા રહો. હું બાને ઉઠાડી આવું.'

કાક જરા ખસીને બારણા પાછળ ઊભો રહ્યો. તરત મંગી દોડતી આવી. પધારો, બા બોલાવે છે.'

કાકના મોઢા પર વિચિત્ર હાસ્ય આવ્યું ને જે ભૃગુકચ્છની કુંવરીને તેણે જયસિંહદેવ જોડે વરાવી હતી તેની પાસે ગયો.



# પ્રકરણ દસમું

## લીલાદેવીની વિટંબના

એક સોને મઢેલા વિશાલ સુખપાલ પર જયસિંહદેવ મહારાજની પટરાણી લીલાદેવી આળસ મરડતી બેઠી હતી.

જંબુસરના ઘેરા વખતે જે મૃણાલકુંવરીને કાક મળ્યો હતો તે આજે ઓળખાય એવી રહી નહોતી. તેનું શરીર પહેલાં કરતાં ભરાયું હતું; ને મુખ પણ વધારે આકર્ષક બન્યું હતું. સોનું ને હીરા તેને અંગેઅંગ ચમકતાં. અને પાટણની મહારાણીને છાજે એવો વૈભવ ચારે તરફ હતો, છતાં તેનાં અંગપરનાં આભૂષણોમાં લાક્ષણિક વૈભવ દેખાઈ આવતો હતો.

અત્યારે તેના વાળ વિખરાએલા હતા; અને તેની શોભા ઉતાવળમાં ઓઢેલી લાલ ઓઢણી ભાગ્યે જ ઢાંકતી. તેના હોઠ બેદરકારીમાં જુદા રહી ગયા હતા; અને ઝીણા દાંતોની અપૂર્વ હાર ડોકીયાં કરતી દેખાતી. તેના મુખ પર ને શરીર પર આળસ દેખાતું–મદનું કે ઊંઘનું તે સ્પષ્ટ સમજાયું નહિ. ઊંઘના ભારથી અડધી બિડાએલી પાંપણો તેની આંખોના તેજને છુપાવતી.

જેવો કાક દાખલ થયો કે તેણે આંખ જરા ઉઘાડી. કાકે એક નજર નાખી. લીલાદેવીની તેજસ્વી આંખમાં પહેલાં જેવી જ સ્થિરતા ને નિશ્ચયાત્મક બુદ્ધિ હતી.

કાક બારણા આગળ માનથી ઊભો રહ્યો. તેને જોઈ રાણીની સ્થિર આંખોમાં જરાક અસ્થિરતા આવી, નહિ આવી ને ચાલી ગઈ.

બેદરકારીથી ઓઢેલા વસ્ત્રની નીચેથી નીકળી રહેલા એક પગની આંગળીઓ તરફ તેણે જોયું. 'કાક ! તું આવ્યો ?'

'હા,' હસીને કાકે કહ્યું. 'જીવતો આવ્યો. બે ચાર વખત મારો જીવ લેવાની મહેનત થઈ ખરી. પણ તમે જાણો છોની ? મારા જેવાને જમરાજ લઈ જવાને ખુશી નથી. બોલો. મને કેમ બોલાવ્યો ?'

'મંગી !' શાંત ને સ્થિર અવાજે લીલાદેવીએ કહ્યું. 'તું બહાર ઊભી રહે. કોઈને આવવા દેતી નહિ.'

મંગી બહાર ગઈ ને એકદમ રાણી કાક તરફ ફરીને જોઈ રહી.

'તું આવે વેંત કેમ આવ્યો ?'

'પછી નિરાંતે કહીશ. પણ તમને પહેલાં મળવા માટે કેટલાએ જણને ચૂક્યા છે. અને એમાંથી કોઈ પણ તેના માલિક પાસે પહોંચી જશે તો આપણને વાત કરવાનો વખત નથી મળવાનો. વખત છે ને મારો શિરચ્છેદ પણ થઈ જાય.'

'તારો શિરચ્છેદ !' રાણીએ જરાક ભ્રૂભંગ કરીને કહ્યું.

'હા. મારા પર મહારાજ ને મહારાજના મંત્રીઓ ખફા છે.'

'તે છતાં તું તેમની સેવા ઉઠાવે છે ?' તિરસ્કારથી રાણીએ કહ્યું. તેની આંખ વધારે સ્થિર થઈ.

'હા.' કાકે નજર ચૂકવી નીચું જોયું.

'કેમ ?'

'મને મારી રીતે કરવું ગમે છે. હવે આપની શી આજ્ઞા છે ?'

'આજ્ઞા !' લીલાદેવીએ સ્થિરતાથી કહ્યું. 'તું મારી આજ્ઞા ક્યારે પાળે છે ? હવે તારી આજ્ઞા શી છે તે પૂછવા મેં તને બોલાવ્યો છે.' તિરસ્કારભર્યા અવાજે રાણીએ કહ્યું.

'મારી આજ્ઞા!' ધીમેથી કાકે કહ્યું. કાકને તોફાનનાં સ્પષ્ટ ચિહ્નો દેખાવા માંડયાં.

'હા!' શાંતિથી, જાણે હિસાબ ગણતી હોય તેમ લીલાદેવીએ કહેવા માંડ્યું. 'તેં લાટ ખોવડાવ્યું, ને પાટણ મારે માથે માર્યું.'

'અને છતાં સૃષ્ટિના પ્રથમ સિંહાસને બિરાજો છો.' કાકે ઉમેર્યું.

રાણીએ કાકના બોલનો જવાબ આપ્યો નહિ. 'અને હું થાકી ગઈ છું.'

'શાથી?'

'બધાથી.' પછી હિસાબ કરતી હોય તેવી શાંતિથી રાણીએ કહ્યું. 'તેં કહ્યું હતું કે હું અહીંયાં ધણી થઈશ; ને અહીંયાં તો દરેક જણ ધણી છે.'

કાકને લાગ્યું કે રાણીથી ખરું દર્દ દેખાડાતું નથી; એટલે તેણે શોધવા માંડ્યું. 'ધરણીનો ધણી જયદેવ-મહારાજ તમારે ચરણે છે.'

'ચૂપ કર!' જાણે તરવારનો ઘા કરતી હોય તેવી નિશ્ચયાત્મક બુદ્ધિથી રાણીએ કહ્યું. 'તારો ધરણીનો ધણી માણસ નથી.'

'ત્યારે—'

રાણીએ આંગળાના વેઢા ગણવા માંડ્યા. 'એ દેવ છે—માણસ છે—ને પશુ છે. એ મારાથી કેમ વશ થાય?'

કાકે દરદ પારખ્યું. 'બા!' તેણે કૃત્રિમ નમ્રતાથી કહ્યું. 'આમ શું હારી જાઓ છો? તમે શું ન કરી શકો?'

'મેં બધું કર્યું, એક પણ કળા મેં બાકી નથી રાખી. છતાં અત્યારે એણે વગર પાંખે ઊડવા માંડ્યું છે.' આ જુવાન છતાં સ્થિર-ચિત્તની મહત્ત્વાકાંક્ષી સુંદરીએ પોતાનું દુઃખ વર્ણવ્યું.

'તમારે જે કહેવું હોય તે જલદી કહો. વખત જાય છે.' અધીરાઈથી કાકે કહ્યું.

'તારે એને ઊડતાં અટકાવવા છે?' રાણીએ કહ્યું.

'પણ એ ક્યાં ને કેમ ઊડે છે તે તો કૈં કહેશો?'

'એ રાણકદેવી પાછળ ગાંડા થયા છે.'

'ને એ ગાંડપણમાંથી એમને બચાવવા છે?'

'હા.'

'કેવી રીતે?' કાકે પૂછ્યું.

'જોઈએ તો જૂનાગઢ જા, જોઈએ તો દેવડીને ઝબ્બે કર, જોઈએ તો મહારાજને સીધા કર. તેં મને અહીંયાં પરણાવી. હવે રસ્તો શોધવો તારું કામ.'

આ સ્ત્રીની ભયંકર ને સચોટ નજર જોઈ કાકને કમકમાં આવ્યાં.

'જોઉં.'

'જોઉં શું? જો મારા પર બીજી પટરાણી આવી તો કૈં ને કૈં થશે.' અડગ શાંતિ ને નિશ્ચયથી લીલાદેવીએ કહ્યું. 'કાં તો તું નહિ, હું નહિ કે—કે પાટણ નહિ.' જાણે પાટણને તોડતી હોય તેમ તેણે હાથ પોતાના પગ પર નાખ્યો.

'બા! તમારી આજ્ઞા માથે ચઢાવું છું. જો પલે તમારા પર બીજી પટરાણી આવે ને પલે હું જીવતો હોઉં તો મારે પ્રાણ ત્યાગવો; હવી કૈં છે!'

'પણ તું એ કરશે કેમ?'

'તેની ફિકર તમારે નહિ કરવી. પણ હું તમને મળ્યો છું એ કોઈને કહેશો નહિ. મારાં વસ્ત્રો ને હથિયારો રાજગઢની પાછલી બારીની ગલીમાં પડયાં છે તે મંગાવી આપો.'

રાણીએ મંગીને બોલાવવા હુકમ આપ્યો. રાણી કે કાક બેમાંથી કોઈ બોલ્યું નહિ.

'કાક! મંજરી કેમ છે?' જરા તિરસ્કારથી રાણીએ પૂછ્યું.

'ખુશીમાં.'

'ને છોકરાં ?'

'આનંદમાં.'

'લાટમાં બધું કેમ ચાલે છે ?'

'હમણા અહીંયાંથી એક મુરખને દુર્ગપાલ તરીકે મોકલ્યો છે, ને રેવાપાલ વાટ જોઈને બેઠો છે.'

'ત્યારે શું થશે ?'

'ભોળાનાથની ઇચ્છા. પણ આ ! મુંજાલ મહેતા શું કરે છે ?'

'પાન ચાવે છે.'

'ને ઉદો ?'

'મહારાજને રાણકદેવી મેળવી આપવા મથે છે. તારો દુશ્મન થાય છે ને ?'

કાક હસ્યો. 'મને પાનો ચઢાવવાની જરૂર નથી.'

રાણી હસી ને કાક તરફ જરા અસ્થિર દૃષ્ટિ નાખી.

'ને આ જગદેવ કોણ છે ?'

'નવો પરમાર યોદ્ધો છે. ઘણો જબરો છે. તમારા બધા પર ધાક બેસાડવા મહારાજે આણ્યો છે.'

'ઠીક. ને બાબરો ભૂત—'

રાણી જરાક ફિક્કી પડી. 'એ—'

'કેમ ?'

'એનું નામ સાંભળતાં મારાં તો ગાત્ર ગળે છે.—અરે મંગી ! શું છે ?' રાણીએ ફરીને પૂછ્યું.

'ભટરાજને શોધવા પરમાર અહાયાં આવે છે.'

'કેમ જાણ્યું ?'

'ભટરાજે જે પહેરગીરને પૂર્યો હતો તેણે પરમારને કહ્યું લાગે છે.'

'ઠીક,' શાંતિથી રાણીએ કહ્યું. 'જા ને બહાર ઊભી રહે. આવે તો ઊભો રાખજે.' મંગી ગઈ ને રાણી કાક તરફ ફરી.

'ગભરાતો નહિ. તું પેલા ખંડમાં જઈ તારાં કપડાં પહેર.'

'મારી ફિકર કરશો નહિ. મારે એ પરમારની ઓળખાણ પણ કરવી છે.'

'બા !' મંગીએ બારણું ઉઘાડું રાખી રાણીને કહ્યું. 'જગદેવ પરમાર આપને મળવા માગે છે.'

'ભલે આવે.' કહી રાણીએ હાથના ઈશારાથી કાકને અંદર મોકલ્યો અને સુખપાલ પરથી કૂદી ચણીઓ ને કાંચળી ઠીક કર્યાં. ઓઢણી માથાપર બરોબર ઓઢી અને ગૌરવથી ફરી બેઠી.

તે બેઠી ને જગદેવ પરમાર દાખલ થયો



# પ્રકરણ અગિયારમું

## જેમાં કાક અલોપ થઇ ગયો

જગદેવ પરમાર અંદર આવ્યો. લીલાદેવીએ બેદરકારીથી તેના તરફ નજર નાખી ને તરત પાછી વાળી.

જગદેવ બલની મૂર્તિ લાગતો હતો. તેનું કદ પ્રચંડ હતું; તેની છાતી વિશાલ હતી; તેના હાથ સાધારણ માણસની જાંગ જેવા લાગતા; તેનું મુખ મોટું ને ભરાવદાર હતું; અને તેજસ્વી તો નહિ પણ રૂપાળું કહી શકાય એવું લાગતું. કાળી અને સાચવીને સમારેલી દાઢી મુખની શોભામાં વધારો કરતી. તેની કમરે ખડ્ગ લટકતું; ને કમરબંધમાં બે જમયા શોભતા.

તેને જોઇ અડગ શૌર્યનો ખ્યાલ આવતો. પણ તેની આંખના તેજમાં કંઇક અગમ્ય વસ્તુ હતી. તે તેજસ્વી નહોતી ને છતાં માણસને ગભરાવતી. તેમાં ભલાઇ નહોતી છતાં હરામખોરી દેખાતી નહિ. તેમાં પક્કાઇ દેખાતી નહિ, છતાં કોઇને તે જોઇ વિશ્વાસ આવતો નહિ.

જયસિંહદેવ મહારાજના દરબારમાં જગદેવને કોઇ સમજી શકતા નહિ, ને તેનાથી બધા ગભરાતા. પટ્ટણી યોદ્ધાઓને તેની સાથે વ્યવહાર રાખવો ગમતો નહિ. અને મહારાજના ને તેની શક્તિના ડરથી તેની સાથે વેર કરવું પણ કોઇને ગમતું નહિ. જગદેવને લાગતું કે પટ્ટણીઓને ડારવાનું પોતે માત્ર એક શસ્ત્ર છે. અને ગર્વિષ્ટ પટ્ટણીઓ તેના તરફ તિરસ્કારથી જોતા, ને મહારાજ ગુસ્સે ન થાય એટલા પૂરતું એને

માન આપતા. ગર્વિષ્ઠ, મુમુક્ષુ ને પરદેશી પહેરેગીર વચ્ચે જેટલો ભાઈચારો હોય તેથી વધારે પટ્ટરાણીઓ ને જગદેવ વચ્ચે ન હતો.

પણ મહારાજના મહામંત્રીઓ ને છેક નિકટના સંબંધીઓ પોતાનો તિરસ્કાર છુપાવવાની તસ્દી લેતાં નહિ. અને જગદેવ બને ત્યાં સુધી તેમના સંસર્ગમાં આવતો જ નહિ. ઉદા જોડે ઘણી જ નમ્રતાથી ને પરશુરામ દંડનાયક જોડે માનથી વર્તતો. રાણીઓ સાથે એ પ્રસંગ પાડતો નહિ, ને રાણીઓ બને ત્યાં સુધી એની જોડે પ્રસંગ પાડતી નહિ. માત્ર લીલાદેવી તેની જોડે ખુલ્લા પણ શાંત તિરસ્કારથી વર્તતી. જગદેવના મુખપરથી એટલું તો સ્પષ્ટ દેખાતું કે અત્યારે તેને અહીંયાં આવવું બિલકુલ ગમ્યું નહોતું. તેના સ્થૂલ મોઢા પર ક્ષોભનાં થોડાંક ચિહ્ન હતાં; ને ગળામાંથી અવાજ કાઢતાં તેને જરાક મહેનત પડી પણ આ દશા તેણે દાઢી પસવારી છુપાવી.

'બા ! સેવકના દંડવત્ પ્રણામ !' પરદેશી ઉચ્ચારણથી જગદેવે દેખાઈ આવતી નમ્રતા દાખવી.

રાણીએ ડોકું હલાવ્યું, અને શાંત, નિશ્ચિત અવાજે પૂછ્યું: 'કેમ, જગદેવ ?'

'બા ! મહારાજધિરાજની આજ્ઞા છે કે મહેલમાં કોઈ અપરિચિત માણસને અંદર દાખલ થવા દેવો નહિ.' જગદેવે ખોંખારી કહ્યું.

'વારુ.' તિરસ્કારથી લીલાદેવીએ કહ્યું.

'આજે કોઈ એક માણસ દાખલ થઈ આપના ખંડ તરફ આવ્યો એમ મને ખબર મળી.'

રાણીએ મોઢું જગદેવ તરફ કર્યું. તેની આંખમાં હૃદય ભેદે એવી નિર્દય તીક્ષ્ણતા હતી. એક પલ સુધી તે જોઈ રહી; ને અંદરથી ગભરાતા છતાં બહારથી હિંમત રાખી રહેલા યોદ્ધાને પોતાના શાંત તિરસ્કારનો પૂરેપૂરો અનુભવ કરાવ્યો.

'તેમાં મને શું ?'

Scanned by CamScanner

'એ કોણ છે ને કેમ આવ્યો છે તેની માહિતી મારે મહારાજને આપવી છે. બા ! ક્ષમા કરો, મારે બાપુની આજ્ઞા ઉઠાવવી જોઈએ. નહિ તો આપ જાણો છો કે મારી શી વલે થાય ?'

રાણીએ તિરસ્કારમાં મોઢું ફેરવ્યું.

'એ કોણ છે ?' જગદેવે ધીમેથી પૂછ્યું.

'પરમાર !' રાણીએ જરા પણ ઉકળ્યા વગર ડામ દીધો. 'તમે મહારાણીઓની જડતી લેવાની ચાકરી કરો છો ?' સવાલ જાણે સ્વાભાવિક ને સામાન્ય હોય તેમ રાણીએ પૂછ્યો. પણ જગદેવને અપમાનનો કારી ઘા લાગ્યો. તેના હોઠ જરા ધ્રૂજ્યા; પણ તરત તેણે સ્વસ્થ થઈ હાથ જોડયા.

'મહારાણી બા ! હું તો ચિઠ્ઠીનો ચાકર છું.'

'હું જાણું છું.' કહી લીલાદેવીએ તિરસ્કારથી આળસ મરડ્યું. 'એ કેવો માણસ હતો ?'

'બા ! બ્રાહ્મણને વેશે તે અહીંયાં પેઠો.'

'અંદ–તે કયે વેશે પાછો ગયો ?'

જગદેવને લાગ્યું કે રાણી તેની મજાક કરતી હતી.

'બા ! હજુ તે અહીંયાં જ છે.'

'શું ?' જરાક ચમકીને લીલાદેવીએ પૂછ્યું. તેણે જગદેવ સામે જોયું ને તે યોદ્ધાના મોઢા પર હસવું જોઈ તેને ગભરાટ થયો.

'હજુ તેનાં જનમ ને તુમડી અહીંયાં જ પડયાં છે.' કહી જગદેવે હસીને ભોંય પર પડેલાં વાસણો તરફ આંગળી કરી.

'જગદેવ !' શાંતિથી લીલાદેવીએ કહ્યું. તેના અવાજમાં ભયંકર તિરસ્કાર હતો. 'પાટણની મહારાણી સાથે કેવો વિવેક રાખવો જોઈએ તે તારા જેવા પરદેશીને ન આવડે એ વાત ખરી, પણ મારે તને

વિવેક શીખવવો જોઈએ. જા ! બહાર જઈને મંગીને મોકલ. મારે ચોટલો ઓળવો છે.'

'પણ બા—'

'પરમાર ! મેં કહ્યું તે ન સાંભળ્યું. ?' રાણીએ ગર્વથી પૂછ્યું, જગદેવને આ પ્રશ્ન લાત જેવો લાગ્યો.

'હા !—'

રાણીએ ડોકવતી બહાર જવાની તેને આજ્ઞા કરી. એટલે જગદેવને છૂટકો થયો નહિ. તે નમસ્કાર કરી બહાર ગયો.

તે બહાર ગયો ને તેના મુખપર ગુસ્સો પ્રસરી રહ્યો. એટલામાં મંગી આવી ને તેનું મુખ હતું તેવું શાંત થઈ ગયું.

'મંગી ! બા બોલાવે છે' કહી જગદેવ ત્યાંથી ગયો. જગદેવ ગયો એટલે લીલાદેવી ધીમેથી પથારીમાંથી ઊઠી ને બારણા તરફ જોઈ રહી. જ્યારે જગદેવનો પગરવ સાંભળાતો બંધ થયો ત્યારે તે અંદરના બારણા તરફ ફરી.

એટલામાં મંગી આવી.

'મંગી ! આ પાત્ર ને તુમડી સંતાડી દે.'

'જેવી બાની મરજી.'

રાણી મંગી તરફ જોયા વિના ઝપાટાબંધ અંદર ગઈ ને બારણું વાસ્યું. બીજી જ પળે તેની ચીસ સંભળાઈ.

મંગીનો જીવ ઊડી ગયો. લીલાદેવી જેવી શાંત ને ભાવહીન સ્ત્રી ચીસ પાડે એ એટલું અસ્વાભાવિક હતું કે તે ગભરાઈ ઊઠી. તે દોડીને અંદર ગઈ. રાણી જરાક અસ્વસ્થ હતી, ને તેની આંખમાં ગભરાટ હતો. ખંડ નિર્જન હતો.

'ભટજી !'

'કોણ જાણે ક્યાં ગયો' રાણીએ કહ્યું.

'આ બારણે તો બહાર નહિ ગયા હોય ?' કહી મંગી એક બીજા બારણા આગળ જઈ તેને તપાસવા મંડી પડી. તેનું તાળું બીજી તરફ હતું, પણ બારણું બંધ દેખાયું.

'ગાંડી ! એ બારણું તો કદી ઊઘડતું જ નથી. એની તો કૂંચી જ ક્યાં છે ?'

'બહાર છજામાંથી તો જવાય એમ નથી.'

'ત્યારે ?'

'બા–બા ! ઓ બા !' મંગીએ ચીસ પાડી.

'શું છે ?' સતબ્ધાઈથી લીલાદેવીએ પૂછ્યું.

'અરેરે ભટજી–ગંગનાથ ભગવાન ભલું કરે.' કહી મંગીએ આંખે હાથ દીધા.

રાણી સમજી નહિ. તેણે મંગીનો કાન પકડી ખેંચ્યો.

'શું છે ?'

'બા–એ તો–બાબરો.'

એક વિપલ રાણી મૂગી રહી. તેને મંગીની વાત ખરી લાગી; તેના સુંદર હોઠ પીસાતા રહ્યા; તેની આંખ સ્થિર ને ગહન થઈ રહી; મોહક ફિકાશ તેના સુંદર મુખ પર છવાઈ રહી.

પણ રાણી એક શબ્દ પણ ઉચ્ચારે તે પહેલાં બહારના ખંડમાં કોઈ દોડતું હોય તેમ લાગ્યું. રાણી બારણા તરફ વળી.

ને બારણું ઉઘાડી એક સોળસત્તર વર્ષની છોકરી નાચતી ને કૂદતી દાખલ થઈ. તેનાં લૂગડાંનું ઠેકાણું નહોતું. ન ખળાય એવું હાસ્ય તેના મોં પર છવાયું હતું. એ હાસ્યના જોરથી તેના મોં પર મોહક રતાશ પ્રસરી હતી. તેની તોફાની આંખમાં આંસુ હતાં. તેના હસવાના અવાજનો પડઘો આખા ખંડમાં પડતો હતો. તે રાણી તરફ આવીને

એક આંગળી ઊંચી કરી કે કહી રહી. તેના હસવાથી એક પણ અક્ષર સમજાયો નહિ.

'સમરથ !' રાણીએ સખતાઈથી કહ્યું.

'આ !'—મહામહેનતે પેલી છોકરી બોલી; પણ હસવાનો ઉછાળો આવવાથી તે ભોંય પર પગ લંબાવી બેસી ગઈ ને એક હાથ ભોંય પર મૂકી બીજે હાથે પેટના વળ સમાવવા પ્રયત્ન કરી રહી.

'સમરથ ! આ ! શું છે ?' મંગીએ પૂછ્યું.

જવાબમાં સમરથે પાછી રાણી તરફ આંગળી કરી; પણ પાછું હસવું આવવાથી તે બોલી શકી નહિ.

'સમરથ ! ગાંડી થઈ છે ?' પણ લીલાદેવીનો જીવ અધારો થયો હતો. તેણે મંગી તરફ જોયું ને કહ્યું, 'મંગી ! ચાલ મારે મહેતાજીને મળવા જવું છે.'

લીલાદેવી ને મંગી ત્યાંથી ચાલ્યાં ગયાં ને સમરથ એકલીએકલી હસી રહી. થોડી વારે તેનું હસવું હાથ આવ્યું ને તે ઊભી થઈ.

'કેવાં ગભરાઈ ગયાં ! આ હવે પકડાયાં છે. ' તે પાછી હસવા ને ચારે તરફ કૂદવા લાગી. 'આ કેવાં પકડાયાં ? ને હવે મહેતા આવવાના.'

સમરથે પાછાં હસીને પગનો ઠમકો કર્યો, ને જરાક પાછી હસી ને નીચી વળીને તાળી લઈ ગાવા લાગી:—

'વાહડ મહેતે વાળ્યો દાટ કે કાકભટ બાંધિયો રે !'

બીજી લીટી બનાવવા કે ગાવા જેટલી તેને ધીરજ નહોતી. તે જરાક કૂદી ને કેડેથી ત્રણેક મોટી કૂંચીનો ઝૂમખો કાઢ્યો.

'આ જાણે કે એનો બ્રાહ્મણ અલોપ થઈ ગયો.' તે પાછી ખડખડ હસી ને જે બારણું મંગીએ ન ઊઘડે એવું માન્યું હતું, તેને ધક્કો મારી ઉઘાડ્યું. પેલી તરફ તેને સાંકળ નહોતી વાસેલી ને તાળુંએ નહોતું મારેલું. સમરથ પેલી તરફ ગઈ ને સાંકળ મારી બારણે તાળું માર્યું.

# પ્રકરણ બારમું

## સમર્થ

કાક અંદરના ખંડમાં ગયો ત્યારે તેણે કરેલી ભૂલનો પશ્ચાત્તાપ તેને થયો. અત્યારે લીલાદેવી અણુમાનીતી થવાની તૈયારીમાં હતી; પોતાના પર જયસિંહદેવ ખફા હતા; અને મહેલમાં પેસવાની સખત મનાઈ હતી. તેવે વખતે મહેલમાં આવી રીતે લીલાદેવીને તે મળ્યો તેથી તેને જરૂર નુકસાન પહોંચવાનું એમ તેને લાગ્યું.

એ ભૂલ સુધારવાનો તેણે વિચાર કર્યો, અને આ ખંડમાંથી બહાર નીકળવાનો માર્ગ શોધવા તે બીજા બારણા તરફ ગયો. બારણું ધકેલી જોતાં ઉઘાડું લાગ્યું એટલે તેણે ઉઘાડ્યું. તે એક નિર્જન ઓરડામાં આવ્યો. બારણાનું તાળું ઉઘાડી કોઈએ ત્યાં જ મૂક્યું હતું.

કાકે સાવચેતીથી બારણું બંધ કર્યું; પણ તે પહેલાં સામેથી એક છોકરી આવી. તે સ્વરૂપવાન હતી ને તેને જોઈ હસવા લાગી.

'ચોર પકડાયો.' તે હસવા લાગી.

'ધીમેથી.' કાકે નાક પર આંગળી મૂકી.

'તું કોણ છે ?' પેલીએ આંખો નચાવી પૂછવા માંડ્યું.

'અરે પણ ધીમે તો બોલ. રાણી સાંભળશે.'

'હા, હા, હા !' છોકરીએ કહ્યું, 'તું છાનોમાનો નાશી આવ્યો. સારું થયું કે મેં બારણું ઉઘાડું રાખ્યું. ખબર છે? આની કૂંચી તો મારી જ પાસે છે, તું કોણ છે ?'

'હું તો લાટનો બ્રાહ્મણ છું. બાનો આશ્રિત છું.'

'હા–હા–હા ! ને છાનોમાનો નાશી જાય છે ?' છોકરી હસી ને એકદમ ગંભીર થઈ ગઈ. 'તું લાટનો છે ?'

'હા.'

'કાક ભટરાજને ઓળખે છે ?'

'સારી પેઠે. કેમ ?'

'એ સોમનાથ પાટણ આવ્યો ?'

કાક સાવધાન થયો. 'હા આવ્યો હશે. તમારે શું કામ છે ?'

'એ પકડાયો કે નહિ તે ખબર છે ?' છોકરીએ પૂછ્યું.

'ચાહડ મહેતા ગયા છે તે કે પકડયા વિના રહેવાના છે ?' કાકે કહ્યું.

છોકરી ખુશખુશ થઈ ગઈ ને તેના ગાલ પર શેરડા પડયા. અજાણતાં તેના બે હાથ હર્ષમાં ભેગા થયા.

'તને ખાતરી છે ?' છોકરીએ પૂછ્યું.

'હા, બહેન. તારી ઈચ્છા સફળ થશે. હવે મને જવા દે. જયદેવ મહારાજ ક્યાં મળશે ?'

'બહાર નીકળીને જમણે હાથે જશો એટલે જગદેવ પરમાર મળશે. તેને કહેશો તો લઈ જશે.'

'બહેન ! તું કોણ છે ?'

'હું દંડનાયક પરશુરામની દીકરી સમર્થ.'

'સજ્જન મહેતાની પૌત્રી ?'

'ઓત્તારી ! તું તો બધાને ઓળખે છે.'

'હા,' કહી કાક ઉતાવળે પગે ત્યાંથી નીકળ્યો. છોકરીએ બારણે તાળું માર્યું ને કૂંચી કેડમાં સંતાડી દીધી. 'ઠીક છે! હવે મને આ ચીઢવે છે તે હું પણ ચીઢવું' કહી તેણે જરા કૂદી લીધું. થોડી વાર તે પાછી વિચારમાં પડી ને એકદમ હસી પડી ગાવા લાગી.

'વાઢડ મહેતે વાળ્યો દાટ કે કાકભટ બાંધિયો રે—'

*

કાક એ ખંડમાંથી ઓસરી તરફ નીકળ્યો ને જમણે હાથે ઝપાટાબંધ ગયો. બે ઓરડા ઓળંગ્યા ને બે યોદ્ધાઓ આયુધોથી સજ્જ થઈ ઊભેલા તેણે જોયા; તે તેની પાસે ગયો.

'મહારાજ ક્યાં–અંદર છે?'

બંને યોદ્ધાઓ ગૂજરાતી નાંદોના લાગતા. એક સામાન્ય બ્રાહ્મણને આમ દોડી આવતો જોઈ ને જરા ગુસ્સે થયા.

'હા! કેમ?'

'ના, મારે મળવું છે.' કહી કાક અંદર જવા ગયો.

પેલા સૈનિકો આ ધૃષ્ટતા જોઈ ચકિત થયા અને બારણા આડા ભાલા ધર્યા. 'પરમારને આવવા દે.'

કાકને લાગ્યું કે અંદર કોઈ બેઠું હતું એટલે તેણે મોટે અવાજે પૂછયું. 'શું મને રોકો છો?' કાકના અવાજમાં ગર્વ ને સત્તા બંને હતાં. 'મને, લાટના દુર્ગપાલ ભટરાજ કાકને? શું સમજો છો?' કાકનું નામ સાંભળી પેલા સૈનિકો જરા દૂર ખસ્યા.

'અન્નદાતા! એ તો હું કાક!' કહી જાણે અંદરથી મહારાજે તેને બોલાવ્યો હોય એમ કાક ઉત્તર આપી અંદર ગયો. પણ અંદર જવું એમ સહેલ નહોતું. એક બીજા શસ્ત્રસજ્જિત પુરુષે તેનો હાથ પકડયો, ને ધોધરે ઘાંટે પૂછયું.

'કોણ છે? ગરબડ કેમ કરે છે?'

કાકે ઊંચું જોયું. સામો માણસ ધૂળથી ઢંકાએલો હતો, અને તેને હાથે એક પાટો બાંધ્યો હતો. તેની આંખ રાતી હતી. કાકે તે ટૂંકું પણ સબલ શરીર, નમણું ને પ્રતાપદર્શક નાક, ને થાકેલું પણ જિદ્દી મોઢું તરત ઓળખ્યાં.

'દંડનાયક મહારાજને ઘણી ખમ્મા !' કાકે મશ્કરી કરતાં કહ્યું. 'વિજયની ધુનમાં માણસો જૂના મિત્રોને પણ વીસરે છે. શું દુનિયા !'

'કોણ?' જરા ચકિત થઈ સજ્જન મંત્રીના મહારથી પુત્ર પરશુરામે કહ્યું.

'કાક.'

'કોણ ભૃગુકચ્છનો દુર્ગપાલ? ઓહોહો! કેમ છે?' કહી પરશુરામ કાકને ભેટી પડયો.

'સારો છું. જીવતોજાગતો અહીં સુધી આવ્યો છું: મહારાજ મળશે કે?'

'તારા પર જરા ગુસ્સે છે.'

'તેની દરકાર નહિ. પણ અંદર છે ને?'

'હા! હમણાં જ મેંદરડા આગળ સોરઠીઓને આપણે પાછા હાંક્યા તેની ખબર આપવા આવ્યો હતો.'

'પરશુરામજી! આપ નહિ હોત તો પાટણનું શું થાત?'

પરશુરામ ખડખડ હસ્યો. 'કાક! હું દરબારી નથી એટલે ખુશામત જીરવાતી નથી. પણ તું નહિ હોત તો લાટ તો પાટણે ક્યારનું ખોયું હોત.'

'અરે હા! ભૂલ્યો. હું પછી મળીશ. મારે પણ જરૂરનું કામ છે.'

'જા! ફત્તેહ કર. હમણા મહારાજનો મિજાજ પણ જરા ખુશ છે.'

કાક નમસ્કાર કરી અંદર ગયો. તેનો પગરવ સાંભળી અંદરના એક ઓરડામાંથી સત્તાશીલ અવાજ આવ્યો.

'કોણ ? જગદેવ !'

કાકે અવાજ પારખ્યો ને તે દોડતો અંદર ગયો. 'ના અન્નદાતા ! એ તો હું—કાક.'

ગાદી પર એક માણસ તકતામાં જોઈ મૂછો આમળતો બેઠો હતો. એક હજુરિયો હાથમાં કાંસકી લઈ ઊભો હતો.

કાકે તેને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

# પ્રકરણ તેરમું

## રાજાધિરાજ

એક સાધારણ દેખાઈ આવતો યુવક ગાદી પર પડયો હતો. તેનું કદ મોટું છતાં છટાદાર હતું; તેની કાઠી ભરેલી ને મજબૂત હતી; તેના પહોળા ખભા ને સ્નાયુવાળી ભુજાઓ તેના શારીરિક બલની સાક્ષી પૂરતાં.

તેણે સફેત ધોતિયું પહેર્યું હતું ને ખભે સોનેરી પછેડી નાખી હતી. ઝીણી પછેડીમાંથી તેના ગળામાં નાંખેલાં આભૂષણો ને હાથના બાજુબંધ ચમકતા, તેનો રંગ ઘઉંવર્ણો હતો; માત્ર કાંડાથી તેના હાથ કાળા હતા. તેનું મુખ લંબગોળ ને ભરાવદાર હતું; અને નાની ને ફાંકડી દાઢીના ધાટીલા છેડા માથા પરના લાંબા ને ગૂંચળાવાળા વાળમાં છુપાઈ જઈ તેને ભવ્યતામાં મઢી દેતા. તેનું નાક લાંબું ને સાંકડું હતું, ને મહત્વાકાંક્ષા દેખાડી આપતું. હોઠ પાતળા ને ઘાટીલા હતા ને વિલાસનો શોખ સૂચવતા. આંખો મોટી, લાંબી ને તેજસ્વી હતી, ને અજેય જુસ્સાની ઝાંખી કરાવતી. અને આખા મુખપર સૂતેલા સિંહસમો એવો પ્રતાપ સુષુપ્ત પડયો હતો કે એની સ્થિરતા જ સામાને કંપાવવા પૂરતી હતી.

જયસિંહદેવ મહારાજે જરાક આંખો મોટી કરી જોયું. આ પ્રમાણે કોઈ આવે તે તેને નહોતું રુચ્યું એમ તેની નજર પરથી સ્પષ્ટ લાગ્યું.

'કોણ?' જરાક સખતાઈથી તેણે પૂછ્યું.

'બાપુ! આપે જેને બોલાવ્યો હતો તે કાક' કાક ઊઠી, ઘૂંટણીએ પડીને હાથ જોડી બોલ્યો.

'કાક! તું?'

'હા બાપુ! આપનું આજ્ઞાપત્ર મળ્યું કે હું તરત આવ્યો. અન્નદાતા! ખુશી તો ખરા?' કાકે પૂછ્યું.

મહારાજને આ મિત્રાચારી ગમી નહિ એમ કાકને સ્પષ્ટ દેખાયું. તે હસ્યો.

'તું બારોબાર આવ્યો?' જરા આશ્ચર્યચકિત અવાજે જયદેવે કહ્યું.

'આપનો હુકમ થાય એટલે કેં થોભાય?'

'તને કોઈ મળ્યું?'

'ના બાપુ! દુશ્મનનો દેશ એટલે મેં સાવચેતી રાખી હતી. પણ કૃપાનાથ! આપ ખુશી તો ખરા? દંડનાયક મને મેંદરડાની વાત હમણાં જ કરી.'

'હા. એ ઠીક થયું.' જયદેવ મહારાજે ગર્વથી કહ્યું.

'ને લીલાબા ખુશીમાં છે કે? ને મોટાં બા? મુંજાલ મહેતા તો આનંદમાં હશે?'

જયદેવની આંખ જરા ચમકી. તેને આ પ્રશ્નાવલિ ન રૂચી.

'કાક! બધાં ખુશીમાં છે. લાટમાં કેમ ચાલે છે?'

'હું આવ્યો ત્યાં સુધી તો બધું શાંત હતું. હવે તો આમ્રભટ મહેતા શું કરે છે તે પર આધાર"

'કેમ?'

'ઘણો કાચો છે. ને હજુ લાટ શાંત રાખવું એ નાનાં છોકરાંની રમત નથી.'

'હં હં!' મહારાજાએ તિરસ્કારથી કહ્યું. 'પણ તું આવે વેશે કેમ?'

'બાપુ!' કાક હસ્યો. 'આપનો આજ્ઞાપત્ર મળ્યો એટલે મને લાગ્યું કે આપને મારી ખરી જરૂર પડી છે. અને આપના ને મારા

દુશ્મનો કૈં ઓછા છે? એટલે આ વેષ વિના છૂટકો નહોતો. અન્નદાતા! હું તો લીલાબાને પરણાવવા આવ્યો હતો ત્યાર પછી આજે તમને મળ્યો. પણ મહારાજ, આપનાં કીર્તિ ને પ્રતાપ જોઈ હું તો દિંગ થઈ ગયો. પંદર વર્ષ પર મેં આપને કહ્યું હતું તેમ જ થયું, નહિ?'

'શું?'

'આપ તો વિક્રમ રાજાની કીર્તિ ઝાંખી કરવા સરજાયા છો.'

જયદેવે ખુશ થઈ દાઢી પર હાથ ફેરવ્યો. તે તકિયા પર આડા પડયા ને કાકના તરફ એક અમીદૃષ્ટિ નાખી.

'કાક, તું પાટણ આવીને કેમ નથી રહેતો?'

'બાપુ! આપ ક્યાં નથી જાણતા? આપના હજુરિયાઓ ખળભળી ઊઠે. આપને યાદ નથી, કે પંદર વર્ષ પર મારે જતા રહેવું પડયું હતું?'

'કાક! મારે તારું કામ પડયું છે.' જયદેવે કહ્યું.

'આપની આજ્ઞા થઈ ને હું આવીને ઊભો.'

'હું આ બધાથી થાકી ગયો છું.' ટટાર થઈ જરા તિરસ્કારથી રાજાએ કહ્યું. 'મોરાર! બહાર જા.' કાંસકી લઈ ઊભેલા માણસને જયદેવે કહ્યું. મોરાર બહાર ગયો. 'કાક! હું આ જૂનાગઢના ઘેરાથી થાકી ગયો છું.' રાજાએ તીક્ષ્ણ નજર કાક પર ફેરવી કહ્યું.

કાકના મુખપર કૈં પણ ભાવ નહોતો. 'બાપુ! તો બે રસ્તા છે.'

'શા?'

'કાં તો જૂનાગઢ પાડો કે છોડો.'

'હું—જયસિંહદેવ જૂનાગઢનો ઘેરો છોડું!'

'ત્યારે એને પાડો.' કાકે શાંતિથી કહ્યું.

જયસિંહદેવે અધીરાઈથી હાથ પછાડયો. 'પણ પડતું નથી; અને મારી કીર્તિને લાંછન લાગે છે.'

'આપની આજ્ઞા થાય એટલી જ વાર.'

'શું ?' જરાક હરખથી જયદેવે પૂછયું.

'આપને કેટલા દહાડામાં જૂનાગઢ લેવું છે ?'

'કેટલા દિવસમાં લેવાશે ?'

'આપ કહો એટલા.'

'ને નહિ લે તો ?'

'તે પહેલાં કાં તો જૂનાગઢ નહિ કે કાક નહિ.'

જયદેવ મહારાજ ખુશ થઈ ગયા. કાકે નીચી નજરે આ ફેરફાર જોયા કર્યો.

'શાબાશ ! તારા જેવો અહીંયાં એકે નથી.'

'એ તો આપને કયારની ખબર છે.'

જયદેવ ખુશમિજાજમાં હતા. તે હસ્યા. 'કાક ! તારી બોલી તો તેવીને તેવી જ રહી છે.'

'બાપુ ! હું ન બદલાઉં ને કે બોલી બદલાય ?'

જયદેવ હસ્યો. ખુશામતભર્યા દરબારી વાતાવરણમાં અત્યારે આ હિંમત તેને આકર્ષક લાગી. એટલામાં મોરાર આવ્યો.

'અન્નદાતા ! બહાર પરમાર ને ઉદા મહેતા આવ્યા છે.'

રાજાએ કાકની સામે જોયું. કાક હસ્યો. 'તું પરમારને ઓળખે છે ?'

'પેલો આપનો પરદેશી ચાકર ?'

જયદેવ હસ્યા. 'પાછી તારી જીભ સીધી નથી રહેતી ? એ તો મારો માનીતો છે.'

'તેથી કંઈ માનને પ્રાપ્ત થવાનો છે ? બાપુ ! તમારે ગમ્મત જોવી હોય તો મને જઈ કપડાં બદલી આવવા દો.'

'હા. એ પણ ઠીક. મોરાર ! જા એમને કપડાં આપ'

'જેવી આજ્ઞા.'

કાક ઉઠી, મોરાર જોડે પાસેના એક બારણા વાટે અદૃષ્ટ થયો.

જયદેવ મનમાં હસ્યા. વર્ષો થયાં પરશુરામ દંડનાયક સોરઠીઓને ગઢમાં ઘેરી પડ્યો હતો; અને સોરઠ ઘણુંખરું પાટણના તાબામાં હતું; પણ જૂનાગઢનો ગઢ તોડવો એ રમત વાત નહોતી. ત્રણ વખત જયસિંહદેવ મહારાજે પોતે હલ્લો કર્યો હતો; પણ જૂનાગઢનો કાંકરો ખેરવી શક્યા નહોતા. અત્યારે પરશુરામ, ત્રિભુવનપાલ સોલંકી ને મોરારપાલ મંડલેશ્વર, એ રાજ્યના અગ્રગણ્ય મહારથીઓ રા'ને ચારેગમથી દબાવી રહ્યા હતા; અને છતાં ગિરનારનો રા' પોતાની સ્વતંત્રતાનો ઝંડો ખડો રાખી તેમની ઠેકડી કરાવતો હતો.

આ વખતે જયસિંહદેવની ધીરજ ખૂટી ગઈ હતી. અને તેમાં કોણ જાણે કેમ દેવડી માટેનો તેમનો પ્રેમ પુનર્જીવન પામ્યો હતો. વર્ષો પર ખેંગારે તેનું કરેલું અપમાન તેને સાલવા લાગ્યું હતું. અને રા' જ્યાં સુધી નમે નહિ ત્યાં સુધી તેની કીર્તિ કલંકિત છે એવો ખ્યાલ રાત ને દિવસ તેને બાળ્યા કરતો હતો.

પોતે યુદ્ધમાં પાછા પડે એમ નહોતા; પણ છતાં આટલે વર્ષે પોતે રણે ચડે ને પાછા પડે તો મહામહેનતે મેળવેલી કીર્તિ ને મહત્તા નષ્ટ થાય, એ ભાન પણ તે ભૂલ્યા નહોતા. તેને એક મહાપ્રયત્ન કરી એવો હલ્લો કરવો હતો કે જૂનાગઢનો પથ્થર પણ કોઈને હાથ લાગે નહિ. અને તેટલા માટે ખંભાતથી સૈન્ય લઈ ઉદા મહેતાને, માળવાથી થોડુંક સૈન્ય લઈ દાદક મંત્રીને અને ભૃગુકચ્છથી કાકને બોલાવ્યા હતા. ત્રિભુવનપાલ, પરશુરામ, મોરારપાલ, ઉદો, દાદક ને કાક આ છ સહસ્રરણના અઠંગ ખેલાડીઓને મોખરે થઈ તેણે રણે ચડવાનો નિશ્ચય કર્યો હતો. યમના સેનાની સમા આ દુર્જેય યોદ્ધાઓ ખેંગાર તો શું પણ ગિરનારને પણ નમાવી શકશે એવો તેણે વિચાર કર્યો હતો.

દાદક મંત્રી હજુ આવ્યા નહોતા. જયદેવનું ચાલત તો કાકને બોલાવત નહિ. અને દૂર પડેલો કાક આ બીજા યોદ્ધાઓની જોડે ન શોભે એવો કૈંક તેને અસ્પષ્ટ ખ્યાલ હતો. પણ ત્રિભુવનપાલ ને મોરારપાલ બન્નેએ કાકને બોલાવવા સૂચવ્યું હતું. અને જ્યારે જયદેવે મુંજાલ મહેતાને પણ આયુધ સજવાની સૂચના કરી ત્યારે મહાઅમાત્ય હસ્યા.

'જયદેવ ! હું આવું તે આપને શોભશે નહિ. આપે ઘણી કીર્તિ મેળવી છે; પણ આ કીર્તિ વિના બીજી નકામી છે. મૂલરાજદેવે રા'ને નમાવ્યો હતો; હજુ આપને એ કરવું બાકી છે. જરૂર પડશે તો રણે ચડીશ. બેફિકર રહેજો. ઘરડો તો થયો છું, પણ હજુ ચાલશે.' કહી મંત્રીએ પોતાના વૃદ્ધ છતાં સબળ બાહુ તરફ નજર નાખી.

જયદેવના મગજમાં ઘણોએ પવન હતો; પણ મુંજાલ મહેતા આગળ પોતે બાલક જ બની રહેતો. વિચક્ષણ મંત્રી રાજાને નાનમ ન લાગે તેથી બધું ધ્યાનમાં રાખતા છતાં વાનપ્રસ્ત બની રહેતા; અને જયદેવ આ ઉદારતા સમજતો. તેણે જવાની રજા માગી.

'મહારાજ !' મંત્રીએ બેદરકારીથી સૂચના કરી. 'એક કામ કરશો તો મારી જરૂર નહિ પડે.'

'શું ?'

'ભૃગુકચ્છના દુર્ગપાલને પણ બોલાવી સાથે લેજો.'

'કોણ કાક ?'

'હા.'

બીજે જ દિવસે આમ્રભટ આજ્ઞાપત્ર લઈ ને ભરૂચ આવવા નીકળ્યો.

જયદેવનો મુદ્દો દૂર પડેલા કાકને પોતાના તેજમાં આંજવાનો ને પોતાના પ્રતાપથી ધ્રૂજતો રાખવાનો હતો. તે મુદ્દો ન જળવાયો તે રાજાને પસંદ પડયું નહિ; પણ કાકનાં હિંમત, શૌર્ય ને મુત્સદ્દીપણાની તેને જરૂર હતી; અને તેની કદર કરવા જેટલી શક્તિ પણ તેનામાં હતી.

# પ્રકરણ ચૌદમું

## વાગભટે આણેલો કેદી

ગૌરવશીલ બેદરકારીથી જયદેવ પાછા ગાદી પર પડયા. તેણે ધીમેથી માથાના વાળ હાથ ફેરવી બેસાડયા ને કૈં વિચાર કર્યો.

વિચાર કરતાં વર્ષો પર જોયેલી કલાડાની દેવડીનું સુકુમાર મુખ આંખ આગળ આવ્યું. જયદેવના મુખ પરથી ગારવ જતું રહ્યું ને રસિક તલસાટ છવાઈ રહ્યો. તેની મોટી આંખોમાં આતુરતા દેખાઈ.

કાકની જોડે કરેલી વાતચીતથી પેદા થએલા વિચારોએ જુદી દિશા લીધી. તે મનમાં બબડયા :

'જૂનાગઢ લઉં–રા ને મારું–એ બધું તો ઠીક, પણ ઉદો ખરું કહે છે: રા' મર્યે કૈં દેવડી મળે ? રાજભ્રષ્ટ દેવડી મને દુશ્મન દેખે જ. પણ દેવડી તો મેળવવી જ જોઈએ.' જયદેવનાં ભવાં સંકોચાયાં. તેની આંખમાં ખુન્નસ આવ્યું. 'શું નહિ મળે ? કૈં વાત છે ? ઉદો એમ કાચો નથી. એ જાણે છે કે મારી ઈચ્છા સફળ થાય તો એનો બેડો પાર થઈ જાય. ને એ છે પણ ઉસ્તાદ. જો સમાધાન કર્યે દેવડી મળે, તો ભલે રા' ખંડણી આપી જૂનાગઢ રાખે. પણ આ બાબતમાં મને આ તરવારીઆઓની ખાતરી નથી. જોઉં તો ખરો કે ઉદો શા ખબર લાવ્યો છે.'

'અન્નદાતાને ઘણી ખમ્મા.' જગદેવનો અવાજ આવ્યો.

'જગદેવ !' ફાળમાં જયદેવ મહારાજે બૂમ પાડી.

જગદેવનું માથું ફરવા માંડ્યું. શું આ અમાત્ય ગાંડો હતો કે પોતે ગાંડો થઈ ગયો? આયુધ ને આજ્ઞાપત્રો શોભ મહેતાને પાછાં આપવાનો અર્થ તે સમજતો. શું એક અનુચરને શિક્ષા કરવા માટે તેના જેવા યોદ્ધાને, ભટરાજને, મહારાજના માનીતાને પદભ્રષ્ટ કરી, દેહનો કે દેશનિકાલનો દંડ કરવો!

'પણ—' ધ્રૂજતે હોઠે તેણે કહ્યું.

ફરીથી પેલી આંખો ચમકી, 'મારી આજ્ઞાનું પાલન ન થાય ત્યાં સુધી કોઈની વાત હું સાંભળતો નથી.' મુંજાલે પ્રાણઘાતક તિરસ્કારથી કહ્યું. 'જાઓ, શોભ! મેં કહ્યું તે સાંભળ્યું કે?'

'જી, હા.' શોભ મહેતાએ કહ્યું.

જગદેવને ઊભા રહેવું, કે પડી જવું, કે ભોંયમાં પેસવું તે સૂઝ્યું નહિ. તે મૂગે મોઢે ચાલ્યો ગયો.

જગદેવને મોઢે ફીણ આવ્યાં. શું માલવેથી અહીંયાં આ બધાના પગની રજ ગણાવા તે આવ્યો હતો? એણે શો અપરાધ કર્યો હતો? એને જયસિંહદેવ મહારાજ સાંભર્યા. બિચારો પાટણનો નરેશ! એનાથી પોતાના મહેલમાં પણ સત્તા ચલાવાતી નથી. પોતાનું લૂણહલાલ લોહી ઊછળી આવ્યું એમ પરમારને લાગ્યું. અત્યારે એના માલિકને એની ઘણી જરૂર હતી. અત્યારે તેની સત્તા સ્થાપવાનું તેનું કામ હતું; અત્યારે તેની કૃતજ્ઞતાની કસોટી હતી. પોતે પરમાર હતો, ને વીર હતો. શું તેના ધણીની સત્તા પર કોઈ ને તરાપ મારવા દેશે. તેના પ્રચંડ શરીરમાં પવિત્ર ને નિઃસ્વાર્થ રોષનો સંચાર થયો. પોતે તો ઠીક; પણ તેનો અન્નદાતા આવી આ દશામાં! કૈં વાત છે? જોરથી પગ ઉપાડતો તે મહારાજ પાસે ગયો.

જયસિંહદેવ મહારાજ મોરાર જોડે વાત કરી ખૂબ હસતા હતા.

'ને માલવી સૈનિકને એક બ્રાહ્મણે બાંધ્યો...ને બ્રાહ્મણ રાણીના

આવાસમાં જતો રહ્યો.' રાજાને કૈં ન સમજાય એવી રીતે ઘણું જ હસવું આવતું હતું.

'પણ બ્રાહ્મણ.........હા–હા–મોરાર આ તો તદ્દન ગપ.' જયદેવનું સ્વરૂપવાન મુખ હસતાં હસતાં લાલ થઈ ગયું. 'ને રાણી... લીલા...હાવકી રાણી...હા, હા. બ્રાહ્મણ!...ગપ–તદ્દન ગપ.'

'અન્નદાતા!' માનખંડન ને રોષથી સૂઝેલા મુખે જગદેવે કહ્યું. તેનો અવાજ રિસાળ છોકરા જેવો હતો. 'ગપ નથી, ખરી વાત.'

'શું કપાલ ખરી વાત છે?' રાજાએ હસીને કહ્યું. 'એક બ્રાહ્મણ તારા સૈનિકને બાંધીને અંદર પેસી ગયો. હા–હા–પરમાર?' કૃત્રિમ ગાંભીર્યથી રાજાએ કહ્યું. 'મહેલની આવી ચોકી રાખે છે કે? એ બ્રાહ્મણ ગયો ક્યાં?'

'મહારાજ! હું પણ તેને જ શોધું છું, પણ જડતો નથી.'

'અરરરર!' કહી મહારાજ હસવું ખાળી ન શકયા.

'પરમાર! આ શું–હા–હા–થવા બેઠું છે.'

'અન્નદાતા! આપ હસો છો, ને મારો જીવ જાય છે?'

'ને હું નહિ હસું તો તું જીવતો રહેશે? જા. જગદેવ! આ મૂંગો રહ્યો. બોલ! તારો જીવ કેમ જાય છે–ક્યારે જાય છે–ક્યાં જાય છે? કહી નાખ.' કહી રાજા ફરી હસ્યા.

'બાપુ! બાપુ! આપ તો હસો છો–પણ આજે આપની સત્તાનું સત્યાનાશ વળી ગયું.'

'હાય! હાય!' ગંભીર ચહેરે દિલસોજી બતાવતાં રાજાએ કહ્યું.

'સાંભળો અન્નદાતા! એક બ્રાહ્મણે આપણા એક માલવી સૈનિકને બાંધ્યો—'

'તે તો જાણ્યું.'

'તે રાણીના ઓરડામાં અલોપ થઈ ગયો—'

'તે પણ જાણ્યું.'

'ને રાણીને હું પૂછવા ગયો ત્યારે મને, મહારાજ! ધુત્કારી કાઢ્યો.'

'અરે! મારા પરમારને? હું રાણીની જડતી લઈશ.'

'પણ બાપુ! બીજું તો સાંભળો. વસ્તાએ મારી રજા વગર કાક ભટરાજને ઓરડો ઉઘાડી આપ્યો—'

'એ વસ્તો છે જ એવો.'

'મેં વસ્તાને કેદ કર્યો—'

'સારું કર્યું.'

'ને મેં ભટરાજને ભોંયતળિયે વાસ કાઢી આપ્યો તે ત્યાં જવા એમણે ના પાડી.'

'એ કાક પણ બહુ જિદ્દી છે.' રાજાએ હસીને કહ્યું.

'ને–બાપુ! મને મુંજાલ મહેતાજીએ બોલાવ્યો.'

'કેમ?' રાજાએ ગંભીર થઈ પૂછ્યું.

'બધાના દેખતાં મારું અપમાન કર્યું.'

'શું?'

'મને કહે કે ઘડીમાં વસ્તાને લઈ આવ, નહિ તો મારાં આયુધ ને આજ્ઞાપત્ર શોભ મહેતાને સોંપી આપ.'

'શું કહો છો?'

'બાપુ! આ તો મારી આબરૂ નથી જતી, પણ આપની જાય છે. આપની સત્તા તોડવાની આ યુક્તિ છે.'

'પરમાર! હું રાણી ને કાક બંનેની ખબર લઈશ; પણ વસ્તાને તો છોડી દે.'

'પણ મહારાજ—'

રાજાએ ધીમેથી કહ્યું: 'પરમાર! આયુધ ને આજ્ઞાપત્રો નથી ગમતાં?'

જગદેવે ગભરાઈને રાજાની સામે જોયું. રાજા બોલ્યા હતા તે પોતે બરાબર નથી સાંભળ્યું એવું કેંક તેને લાગ્યું.

'બાપુ !—'

જગદેવ! મારું માન ને વસ્તાને છોડી દે.'

પરમાર નિરાશ થયો. તેણે રિસાળ છોકરા જેવું મોં કરી કહ્યું: 'બાપુ? તમારી વાત તમે જાણો. હું તો એમ કરીશ.'

'જગદેવ! જો એને બદલે કાલે તને વધારે સત્તા આપીશ. તેમાં હમણાં હવે કાક આવ્યો છે એટલે તને સત્તા પણ જોઈશે. નહિ તો એને વશ રાખવો અઘરો પડશે.'

'એમ લાગે છે તો ખરું.'

'જગદેવ! આપણી ઘોડારમાંથી બે સારામાં સારા ઘોડા કાકને માટે તૈયાર રાખજે; અને તારા માણસોને કહી રાખજે કે એને જતો-આવતો અટકાવે નહિ.'

'જેવી આજ્ઞા.'

'ને કાલે સવારે આપણે જરા છાનામાના છાવણીની ખબર મેળવી આવીશું.'

'જેવી આજ્ઞા.'

'પરમાર! જરા ગભરાતો નહિ. મારી સત્તાને કોઈ જરા સ્પર્શી શકવાનું નથી.'

જગદેવે નમન કરી રજા લીધી.

'મોરાર!' રાજાને ફરીથી હસવું આવ્યું. 'જા, રાણીને કહી આવ કે હું આજે એમના આવાસમાં જ જમીશ ને સૂઈશ.'

'જેવી આજ્ઞા!'



# પ્રકરણ બાવીસમું

## જેમાં પ્રેમકુંવર નિશ્ચય પર આવે છે

પ્રેમકુંવર નાગરમંત્રી શોભની વહુરાણી હતી. તે ઊંચી હતી, ગોરી હતી, જરા જાડી હતી. તેની આંખો મોટી ને ભાવદર્શક હતી, તેના હોઠ જરા જાડા ને વિલાસનો શોખ દેખાડતા હતા. તેના ગાલ પર જુવાનીની લાલી હતી, તેના નાના કપાળ પર મોટીશી આડ શોભતી, ને તેના હોઠ પર પાનની રતાશ કદી અદીઠ થતી નહિ. તેના શરીરની રેખા ભરાવદાર હતી—અને વિલાસવૃત્તિનું તે મૂર્ત સ્વરૂપ હોય એવો કૈં ખ્યાલ આવતો.

પાટણના પ્રથમ નાગરકુલના રત્નની પટરાણીને છાજતો તેનો દસ્સો હતો. તે લૂગડાં પહેરતી ને શણગાર સજતી. તે ધનાઢ્ય, મોજીલા ને ગર્વિષ્ટ કુલને છાજે એવાં છટા ને ભભકાથી રહેતી. રાણીઓ કરતાં તેનો પહેરવેશ હંમેશાં વધારે આકર્ષક લાગતો; ને તેનાં આભૂષણોની ભભક આગળ મહારાજનો શણગાર ઝાંખો પડી જતો.

જીવનનો ઉલ્લાસ તેને હંમેશાં ડોલાવતો. તે ચાલતી ત્યારે તેનું શરીર ડોલતું, તેની કમ્મર લચકાતી તેના પગ થનગનતા—ને ધરણી ધ્રુજી ઊઠતી. તેની આંખો બે પલ ઠેકાણે રહેતી નહિ, પણ નવેનવે ભાવે ચમકતી. કોઈ તેના તરફ નજર કરતું કે નખરાળી સ્ત્રીઓનું પ્રથમ લક્ષણ તરત દેખાતું; તેનો છેડો ક્યાંય ને ક્યાંથી ખસી જતો ને લજ્જાથી તેને સરખો કરવામાં જાણે તે રોકાઈ હોય એવો ભાસ જોનારમાં પેદા થાય એવો પ્રયત્ન તે કરી રહેતી.

તેને મન બહારની દુનિયાનો હિસાબ નહોતો. તેના અંતરની દુનિયામાં પહેલાં તે પોતે હતી; પછી પોતાના મોજશોખ હતા; પછી વસ્ત્રાભૂષણ હતાં; ને પછી તેનો 'મહેતો' એટલે શોભમંત્રી હતો. પોતાની જાતના મધ્યબિંદુથી તેના મહેતા સુધીની ત્રિજ્યા ખેંચી જે વર્તુલ તેમાં બનાવતી તે સ્વર્ગ, મૃત્યુ ને પાતાલ–આ ભવ ને પેલો ભવ સમાઈ જતાં.

આજે તેનો મિજાજ ગયો હતો. મીનળબાએ તેના પર લીલાદેવી વગેરે રાણીઓને મોજીલી કરી બગાડવાનો આરોપ મૂક્યો હતો. હવે એમાં એનો શો વાંક! રાણીઓ તેના જેવી શોખીન નહિ હોય, કે તેના મહેતા જેવો ફાંડીલો વર તેમને ન મળે, તેમાં એનો બિચારીનો વાંક! ને વગર વાંકે તેના પર આક્ષેપ! મીનળબામાં તો આટલી ઉંમરે વધારે અક્કલ જોઈએ. એમણે જુવાનીમાં શુંશું એ કર્યું હશે! હવે આટલે વર્ષે એમને પણ શું કહેવાનું સૂઝ્યું? લોકો જુવાનીમાં મોજ ન કરે ત્યારે ધણી ને સંસાર ખોઈને પરવારે ત્યારે કરે?

તે લીલાદેવીનો ખંડ શણગારતી હતી. સમર્થ તેને મદદ કરતી હતી. સમર્થ તેને ગમતી નહિ. તેને મન તે ચિબાવલી હતી, કારણ કે આખો દહાડો તે તેના સંસારની વાતો પૂછ્યા કરતી. એ આવડી મોટી થઈને વર વગરની રખડે તેને તે શું કહેવાય?

મીનળદેવી પર વેર લેવાનો એક રસ્તો તેને જડયો. જો બધી રાણીઓને તેના જેવી મોજીલી બનાવી મૂકે તો મીનળદેવીના કચવાટનો પાર રહે નહિ, ને પોતાના ઘડપણમાં બધીને ઘરડી બનાવવાની ઇચ્છા રાખનાર પર પૂરેપૂરું વેર વળે. ને આ યુક્તિ અજમાવવા માંડવી તો લીલાદેવીથી જ. એ બહુ ગવિષ્ઠ, બેદરકાર ને ગંભીર હતી.

'એને એવી બનાવું કે જેનું નામ.' પ્રેમકુંવર બબડી ને વધારે ખૂબીથી તેણે ખંડ શણગારવો શરૂ કર્યો.

'આ સમર્થ તો કોણ જાણે કઈ ઘડીએ પાકી છે? કટકટ કટકટ કર્યાં જ કરે છે.' તે બબડી.

પણ સમર્થને બોલવાનું મન થાય ત્યારે તેને સાંભળનારની પરવા નહોતી.

'પ્રેમાભાભી ! આજે એવી મજાહ ! રાણીબા પકડાઈ ગયાં.' ધીમેથી તેણે ઉમેર્યું. 'એવાં પકડાયાં—એવાં—' કહી સમર્થ હસવા લાગી.

'કેમ કરીને ?' વગર ધ્યાને પ્રેમકુંવરે પૂછ્યું.

'આજે એમના ખંડમાંથી એક માણસ નીકળ્યો.'

'હેં !' પ્રેમકુંવરે એકદમ ધ્યાન આપી આશ્ચર્યથી કહ્યું.

'અંદરના ખંડમાં પૂર્યો'તો.'

'પછી ?'

'મેં એને બીજે રસ્તે જવા દીધો ને પછી,' સમર્થ હસવા લાગી. 'એવા મજાહ—'

હીંચકા પર ફૂલ ટીંગાવતી પ્રેમકુંવરે પૂછ્યુંઃ 'શી ?'

'અરે એવી—'

પ્રેમકુંવર ફૂલ ટીંગાડવાં છોડી, સમર્થ પાસે ગઈ.

'શી ?'

'બા આવ્યાં ને પેલો તો મળે નહિ. એવાં ગભરાયાં—રડવા જેવાં થઈ રહ્યાં.'

'તેં કેમ જાણ્યું ?'

'હું પાછી આવી ને !'

'અહં !' પ્રેમકુંવરે કહ્યું, ને મનમાં બોલીઃ 'હવે સમજાયું કે બા આવાં શોકીઆં થઈ કેમ ફરે છે.' પછી મોટેથી કહ્યું. 'એ કોણ હતો ?'

'કોઈ પૂજારી બ્રાહ્મણ !'

'હાય હાય ! મોઈ તું.' ધારણા ખોટી લાગવાથી પ્રેમકુંવરે કહ્યું.

'પછી પ્રેમાભાભી ! હું તમને મરવાનું કહીશ ત્યારે કેવું લાગશે ?

મને કહો છો તે !' હોઠ પર હોઠ ચઢાવી સમર્થે કહ્યું. 'પછી હું તમને –તમારાંને–બધાંને.'

એટલામાં એક અપરિચિત માણસ આવ્યો. 'મહારાણીબા નવરાં છે?'

'કેમ ?' પ્રેમકુંવરે પૂછ્યું.

'કાક ભટરાજને મળવું છે.'

'કા–ક' ચીસ પાડી સમર્થ બોલી.

'કેમ સમર્થ !' પ્રેમકુંવરે સખતાઈથી કહ્યું. 'બોલતાં આવડે છે કે ?' ને એમા તરફ ફરીને કહ્યું : 'ભાઈ ! ઊભા રહો, હું પૂછી જોઉં.' કહી પ્રેમકુંવર અંદર ગઈ.

રાણી ખાટલા પર બેઠાં હતાં. 'બા ! ભટરાજ કાક પુછાવે છે કે આપ નવરાં હો તો એ મળવા આવે.'

રાણી જરા હસી. તે હાસ્ય પ્રેમકુંવરે મનમાં નોંધ્યું. 'હા. કહે હું નવરી છું. પ્રેમુ ! તું હજુ ફૂલો જ ગોઠવે છે ? તું નહિ હોત તો મારું થાત શું ?' રાણીએ કહ્યું.

'બા ! એમ શું બોલો છો બજ્યું.' ઘણી જ ઊભરાતી લજ્જાને ન છૂટકે ઝીલી રહી હોય એમ નીચે મોઢે મોં મલકાવી ને અંગ લચકાવી પ્રેમકુંવરે કહ્યું. 'આજે કૈં આનો જીવડો તાનમાં છે.' એમ મનમાં બબડતી પ્રેમકુંવર ગઈ ને બેમાને સંદેશો કહ્યો.

'સારું થયું કે એ પાપી અહીંયાં જ આવ્યો.'

'કયો પાપી ?' પ્રેમકુંવરે વગર ધ્યાને પૂછ્યું.

'એ કાકસ્તો.'

'તારું એણે શું બગાડ્યું છે? ગાંડી.'

'એણે નહિ બગાડ્યું ત્યારે કોણે બગાડ્યું વારુ ?' ઘણા જ જોરમાં સમર્થે પૂછ્યું.

પ્રેમકુંવરે માથું ધુણાવ્યું ને મનમાં પ્રમાણપત્ર આપ્યું: 'તદ્દન ગાંડું મુઉં છે.'

થોડી વાર બંને જણે કામ કર્યા કર્યું ને પ્રેમકુંવરની હથોટીને પ્રતાપે ખંડનાં રૂપ ને રંગ ઝપાટાબંધ ફેરવાયાં.

થોડી વારે કોઈનાં પગલાં સંભળાયાં ને બંને જણ ફર્યાં. બારણામાં ભવ્ય ને કાંતિમાન્ એક નર ઊભો હતો.

પ્રેમકુંવરના માથા પરથી છેડો ખસ્યો. તેને ઊંધો ઓસ્યો ને વળી ઠીક કર્યો. વળી તેણે નીચું જોયું ને આંખો ઊંચી કરી. તેની દેહવેલ ડોલી રહી. તેના મોઢાપર ગભરાટ તો દેખાઈ જ રહ્યો હતો. આ બધામાં પ્રેમુનો કૈં વાંક નહોતો. જેમ કોયલ પોતાને સર્વોપરી ઠેરવવા ટહુકાર કરે તેમ આ વિલાસી યુવતીની સામાન્ય સભ્યતાનો આ એક પ્રકાર હતો. આ જોઈ બધાનું ધ્યાન જતું ને શોભ મહેતાની મોહક માનુનીના ચરણમાં હૃદયોનો ઢગલો થઈ જતો. નવો આવનાર માત્ર નામનું હસતો હતો; આ સભ્યતાથી તે સ્તબ્ધ બન્યો હોય એવું કૈં ચિહ્ન નહોતું.

પણ સમર્થથી ન રહેવાયું. તે એકદમ કૂદીને પ્રેમુ પાસે જઈ, 'બાના ઓરડામાં સવારે બ્રાહ્મણ હતો તે' એમ ધામેથી બોલી.

પ્રેમુએ તેની નોંધ લીધી, સમર્થનો હાથ દાબ્યો, છતાં તે સ્વાગત કરવા ચૂકી નહિ. 'પધારો ભટરાજ !' મીઠો, ધીમો, ભાવસૂચક ને શરમાતો અવાજ કાઢી નીચું જોઈ રહી તે નાગરકન્યા બોલી.

'બા છે કે?' નવા આવનારે મીઠાશથી પૂછ્યું અને તેની તીક્ષ્ણ નજર ઓરડાને ચારે ખૂણે ફરી વળી.

'હમણાં બોલાવી લાવું છું.' કહી છેડો સંકોરતી, ને નીચું જોઈ શરીર ડોલાવતી પ્રેમુ અંદર ગઈ. જતાં જતાં તે બબડી : 'કાક ભટરાજ રાણીના ખંડમાં ! ઓ તારી લીલારાણી ! તેં પણ જુલમ કર્યો. શું તારો મિજાજ ને શું તારો ઢોંગ. અરે તારીની ! ને શોધી પણ શું કાઢયો છે? મારાં ફૂલ આજે કેમ ગમ્યાં તે હવે સમજાયું.'

તે અંદર ગઈ એટલે સમર્થ સામે આવી. 'કેમ કાક ભટરાજ! ઓળખો છો કે?'

'ઓહો! તમે પણ અહીંયાં જ છો?' કાકે હસીને કહ્યું.

'મારે તમારી જોડે લઢવું છે.'

'અરર! મરી ગયો. મારે નથી લઢવું. હું શરણે આવવા તૈયાર છું.'

'મશ્કરી નહિ.' સમર્થે કહ્યું.

'સમર્થ!' પાછળથી રાણીનો સખત અવાજ આવ્યો. 'તું ને પ્રેમુ બહાર જાઓ.'

પાછળ આવતી પ્રેમુ મનમાં બોલી: 'ઓયમા! આજે શું ખાલી છે!' તે નીચું જોતી આગળ આવી, ને કાકભટ આગળ થઈ, જરા નીચે મોઢે ઊંચું જોઈ એક નજર ફેંકી ચાલી ગઈ. સમર્થ મોઢું ચઢાવી ગુસ્સામાં ચાલી ગઈ. કાક તે વખતે રાણીને પ્રણામ કરતો હતો.

'સમર્થ! મંગીને મોકલજે.' રાણીએ કહ્યું.

'વારુ બા!'



# પ્રકરણ તેવીસમું

## પુરુષને વશ કરવાનું શાસ્ત્ર

પેલી બે સ્ત્રીઓ ગઈ એટલે રાણી હીંચકા પર બેસી ગઈ ને કાક સામે ભોંય પર બેઠો.

'કાક! તને કૈં થયું ખરું કે?'

'કૈં જ નહિ. મહારાજના મારા પર ચારે હાથ છે.'

'ત્યારે હવે સમજાયું.'

'શું?'

'મુંજાલ મહેતા કહે કે, હું તને બરાબર ઓળખતી નથી. તને કૈં થવાનું નથી.'

'મહેતાજીને મારામાં અજબ શ્રદ્ધા છે. તમે શું મારે માટે ગયાં હતાં?'

'હા. તને પેલા ખંડમાં ન દીઠો એટલે ગભરાઈ.'

'બા, તમારે મારે માટે બહુ દરકાર નહિ કરવી.'

રાણી શાંતિથી જોઈ રહી ને વિષય બદલ્યો. 'કાક! રેવાપાલ કેમ છે?'

'છે તેવો ને તેવો. હજુ લાટને સ્વતંત્ર કરવાની આશા એણે ખોઈ નથી; અને આપણા બંને તરફ એનો ગુસ્સો પણ શમ્યો નથી. જે થાય તે ખરું.'

'કેમ?'

'મને પેલા ઉદાના છોકરા પર જરા ય વિશ્વાસ નથી.'

'તને કોઈના પર વિશ્વાસ દેખાતો જ નથી.'

'મને કેટલાકમાં ઘણો વિશ્વાસ હોય છે.'

'જેમ કે મંજરી.'

'જેવાં કે તમે.'

રાણી હસી. 'બોલ, પછી અહીંયાંનું શું?'

'અહીંયાં? ધીમે ધીમે બધું સરલ થઈ જશે. પહેલો ઘા તો ફળ્યો છે. મહારાજ ઠેકાણે આવ્યા છે.'

'જોજો ભૂલતો. એમનું ઠેકાણું શોધતાં ભવના ભવ જશે.' શાંત તિરસ્કારથી રાણીએ કહ્યું.

'બા! જો તમે મદદ કરશો તો એમનું તરત ઠેકાણું આવશે.'

'મારે શા માટે મદદ કરવી?' કચવાટથી રાણીએ પૂછ્યું.

'બા! શા માટે?' કાકે તીક્ષ્ણ નજરે રાણી સામે જોયું. 'જુઓ' ઘણી વખતે 'સ્પષ્ટવક્તા સુખી ભવેત્' એ સૂત્ર ભૂલવા જેવું નથી હોતું. મેં તમને અહીંયાં પરણાવ્યાં, ને પટરાણીપદની આશા આપી. અત્યારે તમારું તે પદ જવા બેઠું છે. તમને પણ એમ લાગ્યું માટે તો મને બોલાવ્યો. હવે આપણે સ્પષ્ટ વાત કરવી જોઈએ.'

'કરની તો. મેં ક્યાં ના કહી છે?' કંટાળીને રાણીએ હીંચકાની પીઠ પર અઢેલ્યું.

'ખોટું લગાડશો નહિ?'

'તારું કહ્યું ખોટું લાગશે તોએ સાંભળી લઈશ.'

'બા! અત્યારે બાપ, ભાઈ કે મા જે ગણો તે હું છું ને જેવી વાત કરું એવી કરવા દેશો.'

'આ બધા પારાયણની જરૂર મને દેખાતી નથી.'

'મને દેખાય છે. હું અત્યારે ઘણી મુશ્કેલ સ્થિતિમાં છું. મારા જેવા પરપુરુષે એમ વાત ન કરવી જોઈએ. પણ હું નહિ કહું તો કોણ કહેશે?'

'કહેવા માંડ.'

'તમારે પટરાણીપદપરથી ખસવું નહિ જોઈએ.' કાકે એક તીક્ષ્ણ નજર રાણી પર નાખતાં કહ્યું.

'તે મારા હાથમાં નથી.' રાણી જરા તિરસ્કારપૂર્વક હસી.

'હું મારાથી બનતું કરું છું, પણ આખરે તો બધું તમારા જ હાથમાં રહેવાનું.'

'કયા રીતે?'

'તમારે જયસિંહદેવ મહારાજને રીઝવવા જોઈએ.' કાકે ધીમેથી કહ્યું, ને રાણીના મુખ પરના ભાવો જોઈ રહ્યા.

'શું કરાવવા માગે છે?' જરા તિરસ્કારથી લીલાદેવીએ પૂછ્યું.

'જે કાર્ય સાધે તે બધું.'

'એટલે?'

'બા! દરેક સ્ત્રીમાં પુરુષને રીઝવવાની અદ્ભુત શકિત હોય છે. તે તમારે કેળવવી જોઈએ. નહિ તો આ કામ થવાનું નથી.'

રાણી ક્રૂર શાંતિથી કાક તરફ જોઈ રહી. કાક મૂગો રહ્યો.

થોડીવારે રાણીએ નિસાસો મૂકયો. 'મને પુરુષને રીઝવતાં નથી આવડતું.' તે થોડીવાર મૂગી રહી ને પછી તિરસ્કારથી હસી. 'એવું જાણત તો મંજરી પાસેથી થોડું શીખી લેત.'

કાકે જવાબ નહિ દીધો, પણ કહ્યું: 'બા! અત્યારે આપણે બે સેનાપતિ તરીકે મસલત કરીએ છીએ. આપણે ગઢ જીતવો છે. તમારાં શસ્ત્ર તમે વાપરો, મારાં હું વાપરું. બોલો, આવી રીતે વાત કરું તો રુચશે?'

'ચાલશે.'

'ત્યારે જયદેવ મહારાજને તમારે માટે મોહ ઉત્પન્ન થાય એવું તમારે કરવું : ત્યારે જ ગઢ પડશે.'

'રાણકદેવડીની માફક છૂટો ચોટલો ને કંકુ ચોળી ફરું ?'

'તેમ પણ જરૂર પડે કરવાનું.'

'બીજું કૈં ?' તિરસ્કારથી રાણીએ કહ્યું.

'પ્રથમ તો એ મહત્ત્વાકાંક્ષી છે.'

'તેથી શું ?'

'બધા તમને પૂજે એવી પટરાણી એને જોઈએ. બધા તમને પૂજે એવો રસ્તો લો.'

રાણી એકાગ્રતાથી જોઈ રહી. કાક ઉત્સાહથી, હેતથી, જાણે વિનવતો હોય એવું દેખાતું હતું. એક વિપલ તેણે કાકના તેજસ્વી મુખ તરફ જોયું.

'કેમ કરીને ?'

'ગુરુદેવે તમને શસ્ત્રવિદ્યા શીખવી છે; પ્રભુએ તમને પક્કાઈ આપી છે; કૈં એવું કરો કે તમારી કીર્તિ મહારાજને આંજે.'

'શું યુદ્ધે ચઢું ?'

'તે પણ કરવું પડે. વળી બીજું–મહારાજ ભાવાર્થી છે.' કાકે કહ્યું.

'એમ ?' ફરીથી તિરસ્કારપૂર્વક રાણીએ કહ્યું.

'તમે ક્યાં નથી જાણતાં ? ને તમે એના તરફ ઊર્મિએ દેખાડતાં નથી. તમે ઘણાં તટસ્થ, શાંત ને ભાવહીન થઈ રહ્યાં છો.'

'તું સ્ત્રી હોત તો નણંદ સારી થાત.'

'મારી રાણીને ખાતર તે પણ થવા ખુશી છું.' કાકે હસીને કહ્યું. 'બા ! ગમે તેવા પુરુષથી સ્ત્રીના ભાવ વિના રહેવાતું નથી. થાકેલો માણસ જેમ રેવાના તરંગોમાં પડી નવું જીવન પામે છે તેમ

પુરુષને સ્ત્રીના ભાવ, ઊર્મિ, ને નાના-મોટા વિલાસોમાં સ્નાન કરી સજીવન થવાની જરૂર પડે છે. અને મહારાજનું અંતર એટલું ઉત્સાહી છે કે તેને ભાવના, ઊર્મિના ને વિલાસના મોટા તરંગો જોઈએ છે.'

'પુરુષનું હૃદય તું ઘણું પારખતો લાગે છે.'

'હા, બાલવયથી તે પારખવાનો ધંધો જ લઈ બેઠો છું. બા, બધી વાત તરફ તિરસ્કાર કરશો તેમાં શો ફાયદો છે? જો પાટણની પટરાણી થવું હોય તો પાટણના ધણીના અંતરને પારખી, તેને કેદ કરો. તમે પણ મનુષ્યહૃદયનાં પારખુ છો. તેને ધારો તો નચાવી શકો. નહિ તો આજે દેવડી જશે તો કાલે કોઈ બીજી આવશે.'

'ચાલો! હવે મારે એ કરવાનું રહ્યું.'

'હાસ્તો. તેની નિકટ આવો, દૂર સરી જાઓ; તેને આનંદ કરાવો, તેને વિરહાવસ્થાનો અનુભવ કરાવો; તેને ચીઢવો ને શાંતિ આપો; તેને માલિક બનાવો ને દાસત્વનો સ્વાદ ચખાડો; તમારા વૈવિધ્યના સૂરે તેને નચવો, ને તમારા હૃદયની એકનિષ્ઠામાં તેને શાતા પામવા દો.'

'એટલે લાટની કુંવરી લૂંડી બનીને રહે એવું કરું?'

'બા! સર્વાંગસંપૂર્ણ સ્ત્રીના ભાવો દેખાડવામાં મને નાનમ દેખાતી નથી. પાર્વતીજી પોતે પણ શું ભાવ નથી ભજવતાં?'

'ચાલો! એક-મારી કીર્તિએ એને આંજું-મારા અંતરના ભાવોમાં એને ભીનો રાખું. પછી કૈં છે, કે બસ આટલું જ?'

'ના, હજુ છે.'

'શું?'

'મહારાજનો સ્વભાવ ઘણો ચંચલ છે. એને નિશ્ચલતાની જરૂર છે. તમારી નિશ્ચલતાપર એના જીવનની રચના રચવા દો.'

'તે કેવી રીતે?' રાણીને પણ રસ પડવા માંડયો.

'એ ગમે તે કરે તો પણ તેની કીર્તિ ને તેની સત્તા તમારા વડે જ છે એવી તેનામાં શ્રદ્ધા થવી જોઈએ.'

'તે કેવી રીતે ?'

'તેની કીર્તિ ને સત્તાનાં સંરક્ષક થઈને.'

'ચાલો, આ ત્રીજું. હવે બીજા કે પાઠ છે ?'

'હાલ આટલા ઘણા થયા.' હસીને કાકે કહ્યું.

'હવે શું કરું ?' રાણીએ તબિયેત વાળીને કહ્યું.

'પહેલી તમારી કીર્તિ. તમે શસ્ત્રો તૈયાર રાખો. થોડા દહાડામાં આખું ગૂજરાત ગાજે એવો ભડાકો કરીશું. પણ અવારનવાર છાનાં-માનાં ઘોડે ચઢી લશ્કરમાં શું થાય છે તે જુઓ તો ખરાં. લાટમાં હતાં ત્યારે તો જોઈએ તેટલા કોશની દોડાદોડી કરતાં હતાં.'

'કાક ! એ દહાડા ગયા.' રાણીએ નિસાસો મૂક્યો.

'પછી બીજો પ્રયોગ તો તમારા જ હાથમાં.' કાકે હસીને કહ્યું. 'મને સ્ત્રીચરિત્રનો ઝાઝો અનુભવ નથી.'

'એમકે ?' રાણીએ હસીને પૂછ્યું. 'તારી વાત પરથી કે એવું દેખાતું નથી.'

'અને ત્રીજા માટે તો એ કે રાજાને દેવ દેખાવાનો ઘણો શોખ છે ને તેથી જગદેવ જેવા પરદેશીઓને તે રાખે છે. તમે એને દેખાડી આપો કે એ તમારી પાસે આવે ત્યારે એ વગર મહેનતે દેવ બની જાય છે.'

'મારી પાસે દેવ બનાવવાનું જંત્ર નથી.'

'છે. તમે એટલો ભપકો વધારો, એટલા અનુચરો રાખો, એવો આચાર સ્થાપો કે તમારી પાસે આવતા માણસોને દેવમંદિરનો ખ્યાલ આવે. પછી એ મંદિરનો દેવ થવા રાજા પોતે દોડયા આવશે. અને એ વચ્ચે ધ્યાન ન આપે તો ગભરાવું નહિ; એની મેળે આપોઆપ ખેંચાઈ આવશે. હજુ સુધી દેવ મનાવવા ખુશી ન હોય એવો માણસ મને મળ્યો નથી.'

'મને એક મળ્યો છે.'

'કે તમારો ભ્રમ હશે. એનું પણ એક નાનકડું મંદિર છે કે જ્યાં એ દેવ ગણાય છે.' કાક હસ્યો; અને પલવાર તેનું ચિત્ત ભૃગુકચ્છના સામ્બા બૃહસ્પતિના વાડામાં જઈ રહ્યું.

'પુરુષ સ્ત્રીને ઘર આપે છે, બહાર આપે છે, જુવાની ને જીવ આપે છે, પૂજા ને અર્ચા ધરે છે–માત્ર દેવ ગણાવા. આ દુઃખાત્મક સંસારમાં એને માત્ર એટલામાં જ મુક્તિ દેખાય છે.'

'કાક ! તારી વિદ્વત્તા ઘણી થઈ.' લાટીએ કહ્યું, ને શાંતિથી સુકાઈ ગએલા હોઠ લૂછ્યા. 'તને પૂજવો કે ધિક્કારવો તે મને સૂઝતું નથી.'

'મારે તો આપની સેવા જ ઉઠાવવી છે.' કાકે જવાબ વાળ્યો.

'એવું બોલશે તો જીભ ખેંચી કાઢીશ. બોલ, હવે મહારાજને દેવ કરી કેમ સ્થાપવા ?'

'જ્યારે એ અહીંયાં આવે ત્યારે થોડાક સૈનિકો તમારી સેવામાં જોઈએ એમ માગી લેજો.'

'પછી ?'

'ને મોટામોટા યોદ્ધાઓ અહીંયાં આવે એમ કરો.'

'શું દોરડાં બાંધી ખેંચી લાવું ?'

'તમે મહેનત તો કરો. વગર દોરડે બધા ખેંચાઈ આવશે. પરશુ-રામને બોલાવો. તમે વીરાંગના છો. તમારી વીરતાથી એ પ્રસન્ન થશે. ને એ આવ્યા કે બીજા બધા આવ્યા.'

'ત્યાર વગર તમે મારા પર આટલો વિશ્વાસ મૂકો !'

'બા ! બા ! મહારાજ આવ્યા.' મંગી હાંફળીફાંફળી આવી. એની પાછળ ગભરાએલી પ્રેમકુંવર ને સમર્થનાં મોઢાં દેખાતાં હતાં. તરત જ પાછળ જયસિંહદેવ મહારાજ આવ્યા.

રાણી ચમકી ને હીંચકા પરથી ઊતરી પડી; કાક ભોંય પરથી ઊભો થઈ નમી રહ્યો.

# પ્રકરણ ચોવીસમું

## જેમાં લીલાદેવી રમત શરૂ કરે છે

રાજા તેની ઉમર કરતાંએ નાના લાગતા હતા. તેનો રૂપાળો ચહેરો અત્યારે આકર્ષક દેખાતો હતો; અને તેના પર સદા પડી રહેતી સત્તાની છાપે અત્યારે મોહક ગૌરવનું સ્વરૂપ પકડયું હતું.

તેનું મુખ હસું હસું થઈ રહ્યું હતું. તેમાં રાણીને અને કાકને આમ બેસીને વાત કરતાં જોઈ તેને એકદમ હસવાનો ઊમળકો આવ્યો. તેણે તેને રોકયો અને કપાળ પર કરચલી આણી.

'રાણી ! કેમ, શું કરે છે ?' જરા હસતો અવાજ સખત કરી તેણે કહ્યું, 'કેમ કાક ! તું અહીંયાં કયાંથી ?'

'બાને મળવા.' કાકે તીક્ષ્ણ નજરે રાજાની મુખમુદ્રા તપાસતાં કહ્યું.

'રાણી ! આજે એક અજબ વાત મારે કાને આવી છે.' કહી રાજા હીંચકા પર બેઠા અને હાથ ખેંચી રાણીને બેસાડી. તેણે ચારે તરફ જોયું ને રાણીના ખંડને શણગારેલો જોઈ કહ્યું : 'તમે ઘણાં શોખીન લાગો છો !'

'એમ ?' શાંતિ ને અસ્પષ્ટ તિરસ્કારથી રાણીએ કહ્યું; પણ કહેતાં તેની નજર કાક પર પડી. કાકની આંખમાં ઠપકો હતો. આટલું કહ્યાં છતાં પણ રાણી કૈં કરતી નથી એવો સ્પષ્ટ અર્થ તેમાં દેખાયો. લીલાદેવીના અંતરમાં કાકની પ્રેરણાની અસર થઈ. 'હું તો રોજ શણગારું છું, પણ મહારાજને જોવાની ફુરસદ કયાં છે ?'

રાજા હસ્યા. કાકે આંખોવતી ઉપકાર માન્યો.

'આજે તો હું એક તપાસ કરવા આવ્યો છું.' રાજાએ પાછો ગાંભીર્યનો ડોળ કર્યો.

'શી ?'

'સવારે એક બ્રાહ્મણ મહેલમાં પેસી ગયો ને તમારા ખંડમાં આવ્યો; ને હવે જડતો નથી.'

રાણી જરા ચમકી. કાક વગર બોલાવ્યે હસ્યો.

'પેલા જગદેવે કહ્યું હશે !' તેણે પૂછ્યું.

'કેમ જાણ્યું ?' રાજાએ જરા ભવાં ચઢાવી કહ્યું.

'કારણ કે એ બ્રાહ્મણ, તે તો હું હતો.' રાણી આ ધૃષ્ટતા જોઈ જરા ફિક્કી પડી. કાકે આગળ ચલાવ્યું: 'મારે આપને પહેલાં મળવું હતું તેથી બ્રાહ્મણનો વેષ લઈ, પહેરેગીરને બાંધી હું પેઠો; પણ મારા મનમાં કે એવે વેષે આપને ન મળવું તેથી આ મંગી પાસે લૂગડાં માગવા આવ્યો: એટલામાં બાને ખબર પડી ને મને બોલાવ્યો: ને એટલામાં તો પરમાર દોડતા આવી જ લાગ્યા; મંગીએ મને પેલા ખંડમાં સંતાડ્યો ને પેલા દંડનાયકની પુત્રી ત્યાં આવી, તેણે મને બીજે રસ્તે જતો કર્યો, ને હું આપને આવીને મળ્યો.'

'એમ થયું ?' રાજાએ કહ્યું. 'મને શી ખબર ? મારા મનમાં કે તેં ને રાણીએ કાવતરું રચવા માંડ્યું કે શું !'

'હા. બા હમણાં જ મારી પાસે કાવતરું રચાવતાં હતાં.' કાકે કહ્યું. 'બા કહે તો કહું.'

'શું ?'

'છે રજા ?' કાકે હસીને પૂછ્યું.

રાણી સમજી નહિ પણ તેણે હસીને હા કહી.

'બા રા' ખેંગાર સામે કાવતરું રચતાં હતાં ને બધા લશ્કરની ખબર પૂછતાં હતાં.'

રાણીએ કાકની સામે એક ગુસ્સાભરી નજર નાખી. તે તેને પોતાની યુક્તિ અજમાવવાનું સાધન બનાવતો હતો. પણ તેનાથી સામે નહિ થવાયું.

'મહારાજ ! હું આ વેરથી થાકી ગઈ છું. મારે જેમ બને તેમ એનો અંત આણવો છે.'

'ત્યારે અમે બધા પરવારી ગયા ?'

'ના. પણ કેટલાંએ વર્ષ મેં યુદ્ધમાં ભાગ લીધો છે, ને કેટલાંયે રણક્ષેત્રો વટાવ્યાં છે. કેટલીવાર તો આ કાકને તોબા પોકરાવી છે, એટલે મારો જીવ જરા આ આળસુપણાથી અકળાઈ ગયો છે.'

'શું કરશો ?'

'તમારી પટરાણીને શોભે એમ.' જરાક અસ્પષ્ટ તિરસ્કારથી, કાક તેની પાસે શું બોલાવવા ધારે છે તેની કલ્પના કરી, તેણે બોલવા માંડયું. રાજા ગુસ્સાનું આ અણધારેલું પ્રદર્શન જોઈ રહ્યો.

'આ તે કૈ લાટનું નાનકડું યુદ્ધ છે ?'

'બાપુ ! નાનકડા લાટમાં શું થયું તે કોઈ કહેનાર નથી તેથી વીસરાઈ ગયું છે.' કાકે કહ્યું.

'કાક જ્યાં ઘૂમે તે મહાભારત.' રાજાએ કહ્યું.

'ના મહારાજ ! જ્યાં શૂરવીર આથડે ત્યાં મહાભારત.' રાણીએ કહ્યું.

'રાણી ! આજે હું અહીં જ જમવાનો છું.'

'જેવી આજ્ઞા. મંગી !' રાણીએ કહ્યું. 'મહારાજ આજે અહીં જ જમશે.'

'બાપુ ! હું રજા લઉં, મારે દંડનાયકને મળવું છે.'

'જરા આનો જીવ ઠરીને બેસતો નથી.'

કાક હસ્યો. 'જૂનાગઢ પડે ને આપ ભૃગુકચ્છના સોમનાથના મંદિરનો કળશ ચઢાવવા આવો ત્યારે.'

'નોતરું દેવાની રીત જોઈ? જા, સવારે મળજે.'

રાજાએ કહ્યું ને કાક રજા લીધી.

કાક બહાર ગયો ને થોડું ચાલ્યો, એટલે એક બારણામાંથી કોઈએ બૂમ પાડીઃ 'ભટરાજ!'

કાકે ફરીને જોયું. 'કોણ, સવારે મળ્યાં તે બહેન?'

'હા,' સમર્થે ડોળા કાઢી કહ્યું. 'તું આખા જગતમાં ખરાબમાં ખરાબ માણસ છે.'

કાક હસ્યો. 'કેમ કે એકદમ પારખ્યો?'

'તેં મારું બધું બગાડ્યું.' આંગળીવતી કાકને ડરાવતાં સમર્થે કહ્યું.

'મેં શું બગાડ્યું?'

'તમે કેમ નહિ પકડાયા?'

'હું કેમ નહિ પકડાયો?' કાકને લાગ્યું કે આ છોકરી ગાંડી છે.

'હા. તમે પકડાત તો વાહડ મહેતાને વરદાન મળત, ને તે મને પરણી જાત.'

'ને હું નહિ પકડાયો તે—' જરા કે સમજ પડવાથી કાકે કહ્યું.

'હવે મારા બાપા મને એની સાથે નહિ વરાવે.'

'કેમ?'

'એનો દાદો મારવાડી હતો તેમાં.' હોઠપર હોઠ ચઢાવી સમર્થે કહ્યું.

'તેમાં હું શું કરું?'

'તમે હવે પકડાઈ જાઓ.'

'અરે વાહરે ઉસ્તાદ! તમે પણ જબરાં છો.'

'તું બહુ જ ખરાબ છે.' સમર્થે રીસ ચઢાવી કહ્યું. 'તારું કોઈ દહાડો ભલું નથી થવાનું.'

કાક હસીને ચાલ્યો ગયો.

# પ્રકરણ પચીસમું

## રાજદ્રોહી

બીજે દિવસે પરોઢિયું થયા પહેલાં રાજા ને જગદેવ ગઢની નીચે ઊતર્યા. ગઢમાં બધું શાંત હતું. જગદેવે તે બેને માટે જ્યાં ઘોડા તૈયાર રખાવ્યા હતા તે તરફ તેઓ ગયા. પણ તેઓ ઘોડા પર બેસે તે પહેલાં ઘોડાવાળાએ જગદેવના કાનમાં કંઈક કહ્યું; અને પેગડામાં પગ મૂક્યો હતો છતાં જગદેવ ચમકીને ઊભો.

'હેં, ખરી વાત?'

'હા.'

'શું છે જગદેવ?' રાજાએ પૂછ્યું.

'કંઈ નહિ બાપુ! પણ આપ થોભો તો હું જરા જઈ આવું.'

'શું છે!' જરા સખતાઈથી મહારાજે પૂછ્યું.

'અન્નદાતા! હમણાં આવ્યો.'

'પરમાર! મારે સાંભળવું છે. શું છે?'

'બાપુ! ગઢના બે પહેરેગીરો ઘવાઈને મરણતોલ પડ્યા છે. હું તેને જોઈ આવું.'

'શું કહે છે! હું પણ આવું. ઘોડાવાળા! આ ઘોડો પકડ.'

'જેવી આજ્ઞા!' ઘોડાવાળાએ કહ્યું ને મહારાજ ઘોડા પરથી નીચે ઊતરી જગદેવ જોડે ગયા.

થોડેક દૂર એક ગઢના દરવાજા આગળ જગદેવે ચકમક ઝરાવી કાકડો ચેતાવ્યો ને ભોંય પર જોયું. બે પહેરગીરો એકબીજાથી દૂર બેભાન પડ્યા હતા. મહારાજાએ અને જગદેવે ધ્યાનથી જોયું તો એકનો હાથ ખભામાંથી અમળાઈ ગયો હતો, અને બીજાને ખભા પર સખત જખમ થએલો હતો.

રાત્રિના અંધકારમાં કાકડાના અનિશ્ચિત પ્રકાશ વડે બે શબવત્ પુરુષોને જોઈ, પહેલાં તો બંને જણાના હૃદયમાં કંપારી છૂટી. જગદેવ ફિક્કો પડયો હતો. જગદેવે પહેલાં સ્વાસ્થ્ય મેળવ્યું.

'આ કોણે કર્યું હશે?'

'કોણ જાણે!' જરા અસ્વસ્થ અવાજે પરમારે કહ્યું.

'શું ભારડીઓ અહીં આવી ગયા?'

'ના બાપુ! આ તો ગઢનો જ કોઈ માણસ છે.' કહી જગદેવે બે જણ પડયા હતા તે ઉપરથી થતા દિશાના સૂચન પર રાજાનું ધ્યાન ખેંચ્યું.

'ઊં' જેનો હાથ અમળાઈ ગયો હતો તે સૈનિકના મુખમાંથી અવાજ આવ્યો.

'એ કોણ હશે?' રાજાએ ગંભીર વદને પૂછ્યું. તેના અંતરમાં ગુસ્સો પેદા થયો હતો. અત્યાર સુધી મહેલમાં આવો અત્યાચાર કરવાની કોઈની હિંમત નહોતી; અને આથી તો તેના ગૌરવનું ખૂન થયું હોય એમ લગ્યું. તેનાં નસકોરાં ક્રોધથી ફૂલી રહ્યાં.

જગદેવે પેલા સૈનિકને માથે હાથ ફેરવ્યો. થોડીવારે તે સૈનિકે આંખ ઉઘાડી.

'કોણ! શું થયું?'

'કોણ બાપુ! મ–મરી ગયો.'

'કોણે માર્યો?'

'કાકભટ—' કહી પાછો પેલો સૈનિક બેભાન થઈ ગયો.

જગદેવે રાજાની સામે જોયું. તેનું મુખ લાલચોળ થઈ ગયું હતું, તેની આંખમાં લોહી તરી ઊઠયું હતું, તેના કપાળ પર રૌદ્રરસ દેખાતો. જગદેવને નિરાંત વળી.

'અન્નદાતા ! શું કરવું છે ?'

'ચાલ, ઘોડાઓ લઈએ.'

જગદેવ એક અક્ષર બોલ્યો નહિ. ગુસ્સામાં ફાળ ભરતા રાજા ને જગદેવ ઘોડાઓ પાસે ગયા, ને એક છલંગે પોતાના ઘોડા પર બેઠા. ઘોડાવાળાને પેલા સૈનિકોની સારવાર કરવાનો હુકમ કરી, જગદેવ પણ પોતાના ઘોડા પર બેસી રાજાની પાછળ ચાલ્યો.

રાજા બિલકુલ બોલ્યા નહિ, પણ અંધારામાં જગદેવ તેનું ટટાર અંગ અને ઘોડાને દોડાવવાની ઉત્સુકતા જોઈ તેના મનમાં આવતા ખ્યાલો કલ્પી શકયો.

જયસિંહદેવના ગુસ્સાનો પાર નહોતો. પોતાની સત્તા ને ગૌરવનું ખંડન ભલે ઈશ્વર કરે તો પણ તે સાંખી શકતા નહોતા; તો આ તે કોણ ? એક જિતાયલા પ્રાંતનો રખડતો સૈનિક આ પ્રમાણે કરે ! વર્ષો પર તેણે તેનું અપમાન કર્યું હતું: તેણે પોતાની દેવડીને રા'ખેંગારને લઈ જવા દીધી હતી; લાટનું ગૌરવ સાચવવા, તેને રખડતી કુંવરી પરણાવી હતી: આજે સવારે છૂપે વેશે, તેનું ફરમાન તોડી, રાણીને પહેલો મળ્યો: જગદેવની એટલે તેની સત્તાની સામે પડી નજરમાં આવે તેમ કરવા માંડયું, અને અત્યારે એક બહારવટિયાની માફક તેના ગઢના પહેરગીરોને ઘાયલ કીધા.

રાજાના હૈયામાં હોળી પ્રગટી. તેની, પરમભટ્ટારક જયસિંહદેવ સોલંકીની આવી અવગણના ! ભલે ખેંગાર છૂટે, ભલે પાટણ નાશ પામે, પણ આ અપમાન સહન કેમ થાય ? તેણે કાકને શિક્ષા કરવાના અનેક વિચારો કરવા માંડયા.

તેઓ પટ્ટણી સૈન્યની ચોકીઓ આગળ આવી પહોંચ્યા, ને ધીમે ધીમે લશ્કરની સ્થિતિ નજરમાં ધાલતા ગયા. એટલામાં એક ટેકરા પર તે ઘોડાઓને શ્વાસ ખવડાવવા ઊભા. થોડેક દૂર સુધી નજર કરતાં ત્યાંની બધી ચોકીઓ આઘીપાછી ખસેડવામાં આવતી હતી.

'આ છે શું ?'

'દંડનાયકે કૈં નવા હુકમ કાઢયા લાગે છે.' જગદેવે કહ્યું.

'જોઈએ શું છે.' કહી રાજાએ ઘોડો ચલાવ્યો. થોડે દૂર જતાં બે ઘોડાઓનાં પગલાં સંભળાયાં અને ભળભાંખળું થયું હતું એટલે તરત બે ઘોડેસ્વારો નજરે પડયાં.

'કોણ પરશુરામ અત્યારમાં નીકળ્યા છે ?'

'ના બાપુ ! દંડનાયક આટલા પાતળા ને ઊંચા નથી.'

'ચાલ એને પકડી પાડીએ.'

પણ તેમ કરવાની ઝાઝી જરૂર નહોતી. પેલા આગળ જતા ઘોડેસ્વારોના આગેવાને આ બેને જોયા હતા, અને તરત ઘોડો ફેરવી તે રાજા ને જગદેવ તરફ આવવા લાગ્યો. સૂર્યોદય થવાની તૈયારી થઈ અને ચારે ઘોડેસ્વારો પાસે આવી લાગ્યા.

'જયસિંહદેવ મહારાજની જય !' નવા આવનારે બૂમ પાડી.

'કા—ક' કચકચાવેલા દાંતમાંથી રાજાનો શબ્દ નીકળ્યો. 'જગદેવ ! એને બોલાવી લાવ.' કહી તેણે ઘોડો થંભાવ્યો. જગદેવ આગળ ગયો, પણ તે પહેલાં તો કાક આવી પહોંચ્યો.

'બાપુને ઘણી ખમ્મા !' કાકે હસીને કહ્યું, ને તે પરમાર તરફ ફર્યો. 'પરમાર ! મહારાજા આમ ફરે ત્યારે આ ઘોડો આણીએ ? આખું જગત જાણે છે કે પાટણના ધણી સિવાય સોનાની ખરીવાળા ઘોડા પર બીજું કોઈ બેસતું નથી. દુશ્મનો દેખે તો—' કહી કાકે ઊગતા સૂર્યનાં કિરણોથી ચમકી રહેલી રાજાના ઘોડાની ખરીઓ તરફ હાથ કર્યો.

'અહીંયાં તારી સલાહ લેવા નથા ઊભો.' ગુસ્સાથી ધ્રૂજતા રાજાએ કહ્યું. 'તું કયારનો નીકળ્યો છે?'

'મધરાત પછીના ચોઘડીઆમાં.'

'શું કરે છે?'

'ચોકીઓ ગોઠવું છું.'

'કોણે કહ્યું?'

'મેં દંડનાયકને વાત કરી હતી.'

'દરેકમાં માથું મારવાનો તને અધિકાર નથી. કાક! તેં આજે મારી સામે માથું ઊંચકવાની હિંમત કરી છે.' હોઠ પીસી રાજાએ કહ્યું.

'આ માથું જ્યાં સુધી ધડ પર છે ત્યાં સુધી એ બને કેમ? શા ઉપરથી કહો છો?' શાંતિથી કાકે કહ્યું.

'મારા પહેરેગીરો તેં માર્યા.'

'હા. તે મને બંદીવાન ગણવા જતા હતા. આપ જાણો છો કે સૈનિક ભટરાજનું અપમાન કરે તો શું શિક્ષા થાય!'

'તેમણે શું કર્યું?'

'મને મહેલની બહાર જતો અટકાવ્યો.'

'તેં તારું નામ નહિ કહ્યું હોય.'

'મેં કહ્યું; પણ તે કહે કે હું હોઉં તો પણ મને રોકવો એવો હુકમ છે.'

રાજાએ જગદેવ તરફ નજર કરી. તે ચિંતાગ્રસ્ત ચહેરે આ વાતચીત સાંભળી રહ્યો.

'પણ મારા ગઢમાં મારા સૈનિકો પર હથિયાર કેમ ચલાવ્યું? મને કહેવું હતું.'

'બાપુ! મધરાતે આપને રાણીવાસમાં પૂછવા આવું?'

'પરમારને કહેતું હતું.'

'માત્ર ગણ્યાગાંઠ્યા માણસની જ હું રજા માગું છું. તેમાં પરમાર નથી આવતા.'

રાજા ઊકળી ઊઠ્યાઃ 'એટલે?' એણે મોટે અવાજે કહ્યું.

કાકે હિંમતથી ઊંચું જોયું. 'કોઈએ મને રોકવાની હિંમત હજુ કરી નથી—ને કોઈ કરી શકવાનો નથી.'

'એમ? પરમાર! એના હાથ બાંધ.' રાજાએ હુકમ કર્યો.

કાક ગર્વમાં જોઈ રહ્યો. પરમારે ઘોડાને એક ડગલું પણ આગળ ન ચલાવ્યો. પાછળ ખેમો કાકના હુકમની વાટ જોતો ઊભો રહ્યો. કાક ખડખડ હસ્યો.

'પરમાર! આ રહ્યા હાથ, બાંધો. સોલંકીઓનું શાસન મેં સદાએ માન્ય ગણ્યું છે.' કહી તેણે હાથ લંબાવ્યા. પરમારે જીનમાંથી એક દોરી કાઢી કાકના હાથ બાંધ્યા.

'એના ઘોડાની લગામ હાથમાં લે.' રાજાએ જગદેવને કહ્યું. જગદેવે તે પ્રમાણે કર્યું.

'અલ્યા તારું નામ શું?'

'ખેમો, અન્નદાતા!'

'તું પાછળ આવ.'

'જેવી આજ્ઞા.'

રાજાએ ઘોડાને એડી મારી ને ચારે ઘોડાઓ ઝપાટાબંધ આગળ વધ્યા.

ખેમાએ કાકની નજર સાંધીને આંખવની ઈશારત કરી. જો કાક હુકમ કરે તો તેના બંધ તોડવાને તે તૈયાર હતો. કાકે ડોકું ધુણાવી ના કહી.



## પ્રકરણ છવ્વીસમું

### જેમાં કાક જુદે રૂપે પ્રકાશે છે

થોડીવારે તેઓ ઉજ્જડ પ્રદેશમાં આવી લાગ્યા. અહીંયાં ચોકીઓ પણ દૂરદૂર હતી ને ગામડાં પણ નાનાં ને આઘેઆઘે હતાં. તેમ બંને સૈન્યની છાવણીઓથી પણ આ જગ્યા ઘણી દૂર હતી.

રાજાનું શૌર્ય જાગ્યું હતું. સવારના ઉન્માદ પવને તેનામાં અપાર ઉત્સાહ આણ્યો હતો. ને કાકપરનું ઝનૂન ધીમેધીમે વીરતાના ઝનૂનમાં પલટાતું હતું.

એક ચોકી આવી, પણ તદ્દન નિર્જન દેખાતી હતી. બધા ચકિત થયા. તે સમાલીને ચોકીની ચારે પાસ ફર્યા. એક તરફ એક ચોકીદાર મરેલો પડેલો હતો.

'જગદેવ ! દુશ્મનો આવી ગયા લાગે છે.'

'હા, બાપુ !'

'ઊભો રહે; તપાસ કરું.' કહી રાજા ઘોડા પરથી ઊતર્યા. જગદેવના હાથમાં તો કેદી કાકના ઘોડાની લગામ હતી. એટલે રાજાના હુકમ વગર તેનાથી તે છોડાય એમ ન હતી.

'ખેમા ! બાપુની આગળ જા.' કાકે તરત રાજાના રક્ષણ માટે હુકમ કર્યો.

ખેમો ઊતર્યો ને આગળ ગયો, ને ચોકીનું બારણું ઉઘાડયું. ખેમો પહેલાં અંદર ગયો ને કહ્યું. 'અન્નદાતા ! ત્રણ જણ મરેલા પડ્યા છે.'

'જોઈએ' કહી રાજા અંદર પેઠો.

ત્રણ જણ ત્યાં પડ્યા હતા. બે મરેલા હતા ને એકને થાંભલા સાથે બાંધેલો હતો.

'જય સોમનાથ !' તેમને જોઈ બંધાએલા સૈનિકે કહ્યું.

'જય સોમનાથ !' મહારાજે કહ્યું. 'બેમા ! આના બંધ છોડ. અલ્યા શું થયું ?'

'બાપુ !' પૂછનારની પદવી કે મોટી લાગવાથી સૈનિકે કહ્યું. 'સોરઠીઓ દંડનાયક મહારાજની ઘોડી ચોરી ગયા.'

'પરશુરામની ઘોડી ?' રાજાએ પૂછ્યું.

પરશુરામની કાળી ઘોડી આખા સોરઠમાં વિખ્યાત હતી, અને તે જાનવરને પ્રતાપે દંડનાયક દુર્જય હતો એમ સૈનિકોમાં વહેમ હતો.

'હા. બાપુ !' સૈનિકે કહ્યું.

'ક્યારે લઈ ગયા ?'

'ઘડીએક થઈ હશે.'

'ક્યાં ગયા ?'

'આ બાજુ પર.'

'તું તારા બીજા ચોકીદાર જીવે છે કે નહિ તે તપાસ.' રાજાએ ચોકીદારને કહ્યું. 'અમે ઘોડી પકડી લાવીએ. ચાલ બેમા !' કહી રાજા બહાર આવ્યા. તેમના મોં પર તેજ પ્રસર્યું હતું.

'જગદેવ ! સોરઠીઓ પરશુરામની ઘોડી ચોરી ગયા.'

'કાળી ઘોડી ?'

'હા, હમણાં જ અહીંથી ગયા. ચાલો પકડી પાડીએ.'

'પણ બાપુ ! મહેલે પાછા જતાં મોડું થશે.'

'વાંધો નહિ.' રાજાએ કહ્યું.

'મહારાજ !' કાકે પૂછ્યું. 'કેટલાં માણસ છે ?'

'કેમ બીક લાગે છે ?' રાજાએ તિરસ્કારથી કહ્યું.

'પાટણના ધણીને આવું નકામું સાહસ શોભે નહિ. મને રજા આપો તો હું જાઉં.'

'નાસી જવું છે ? ' રાજાએ ટાણો માર્યો.

'મહારાજ ! ' કાકે સખતાઈથી કહ્યું. 'કાક નાસી જશે ત્યારે ધરણી રસાતાલ જશે.'

રાજાએ જવાબ દીધો નહિ ને ઘોડાને એડી મારી. ચારે જણ દોડતે ઘોડે આગળ વધ્યા. હવે ચોરાશીઓ વચ્ચેના નધણીઆતા પ્રદેશશમાંથી તેઓ ઝપાટાબંધ ચાલ્યા. રસ્તો ઉજ્જડ હતો પણ આગળ ગએલા માણસોનાં પગલાં જોઈ તેઓ રસ્તો શોધી કાઢતા.

વચ્ચે રસ્તો જરા ઊંચાણ પરથી જતો હતો ત્યાં તેઓ ઊભા રહ્યા. ટેકરાની નીચે એક નાનું પણ ઉજ્જડ દીસતું ગામડું હતું, ને ત્યાં આગળથી એક રસ્તો જૂનાગઢ તરફ જતો. આ ટેકરાની પાસે એક બીજી નાની ટેકરી હતી અને તેના પર પથ્થરની ભીંતની એક માળવાળી ચોકી હતી.

'બાપુ ! આ પેલા વડ નીચે માણસો બેઠા છે તે જ ઘોડીના ચોર હશે.' જગદેવે કહ્યું.

'પંદરેક લાગે છે.' રાજાએ કહ્યું.

'એમને પૂરા કરતાં વાર નહિ લાગે.' પરમારે મૂછપર તાલ દઈ જવાબ દીધો.

રાજાએ કાક તરફ નજર કરી. તે મૂગે મોઢે બધો ખેલ જોતો હતો, તેને છોડવાનું મન રાજાને થયું પણ હજુ તેનો ગુસ્સો શમ્યો નહોતો, ને અભિમાને સહેલો ઘા રુઝાયો નહોતો.

'અન્નદાતા !' કહી ખેમાએ તેઓ જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તા તરફ આંગળી દેખાડી. ત્યાંથી ચાલીસ સોરઠી ઘોડેસ્વાર આવતા હતા.

'મરી ગયા.' રાજાએ કહ્યું ને તેનું મુખ ફિક્કું પડયું. 'હવે ?'

'બાપુ ! ચાલો જતા રહીએ.' જગદેવને પણ સ્થિતિના ગાંભીર્યનું ભાન થયું.

'છૂટકો નથી.' રાજાએ કહ્યું અને જે રસ્તો જૂનાગઢ તરફ જતો હતો તે તરફ ઘોડાનું મોઢું ફેરવ્યું. જગદેવે પણ તેમ કર્યું.

વીજળીની ઝડપથી કાકે ખેમા તરફ એક નજર નાખી. ચતુર ખેમો સમજ્યો. ને કટાર કાઢી એક ઝપાટે કાકના બંધ કાપી નાખ્યા. કાકના હાથ છૂટયા—તેનો ઘોડો એકદમ ઝાડ થઈ ગયો. એકામ પરમારના હાથમાંથી લગામ સરી ગઈ. એક કૂદકે કાકનો ઘોડો બધાની આગળ ગયો, ફર્યો ને યમરાજ સમો કાક નાગી તરવાર આડી રાખી ઊભો રહ્યો.

'મહારાજ ! આ રસ્તેથી નથી જવું.'

જયસિંહદેવ ફિક્કા પડયા. જગદેવે તરવારની મૂઠ પર હાથ મૂકયો. કાકના અંગરૂપ ખેમાએ જગદેવ તરવાર ખેંચે તે પહેલાં તેનો હાથ ભાંગવા ડાંગ અડધી ઊગામી.

'પરમાર ! ખબરદાર તરવાર કાઢી તો. નહિ તો તમારા હાથ ભાંગવા પડશે.'

'ચંડાલ ! દ્રોહી !—' ગુસ્સામાં ને હિંમતથી ઊંચું જોઈ જયદેવે કહ્યું. તેના હોઠ બિડાયા, તેની આંખમાંથી તણખા ખર્યા. તેનો હાથ તરવાર પર ગયો.

'બાપુ !' કાકે જરા નમ્રતાથી કહ્યું. 'આ વખત લાંબી વાત કરવાનો નથી. તમે એક બીજી ભૂલ કરતા આવ્યા છો, જુઓ !' કહી કાકે પેલા સોરઠી સૈનિકો આવતા હતા તે તરફ આંગળી કરી.

તે બધા હથિયાર ઊંચા કરી હર્ષનાદ કરતા આગળ ધસતા હતા.

'જુઓ, મહારાજ ! તમને એ લોકોએ ઓળખ્યા. તમારા ઘોડાની ખરીઓ તો જુઓ, અંધારી રાતે પરખાય એવી છે. પાટણનું સત્યાનાશ વળવા બેઠું છે.' કહી કાંક રાજાના ઘોડાની સોનેરી ખરીઓ તરફ આંગળી કરી.

'પણ હરામખોર ! મને જતો શીદને રોકે છે ?'

'એ લોકો તમને હમણાં પકડશે. નહિ તો આ રસ્તો તો એભલ નાયકની ચોકી પર જાય છે.'

'એભલ નાયક !' જયદેવે ગભરાઈને કહ્યું.

'હા બાપુ ! હવે સમજ્યા ! તમે મોતના મોંમાં જતા હતા.'

'ત્યારે શું કરવું ?' જગદેવે કહ્યું.

'સાંભળો, ને હું કહું તેમ કરો.' કાંકે કહ્યું

તેની આંખોમાં સ્થિર તેજ હતું, તેનાં ભવાં પર ભયંકર શાંતિ હતી, તેના મુખ પર અસહ્ય સત્તા હતી. જગદેવ મૂગો રહ્યો. મહારાજા પણ મૂગે મોઢે આ માણસની શક્તિ જોઈ રહ્યા.

'પેલી ચોકી જોઈ ? તેમાં તમે ત્રણે જણ ભરાઓ ને ચોકીદારોને પૂરા કરો. ને મહારાજ ! હું આપની કલગી પહેરું, ને આપને ઘોડે બેસું; ને આ લોકોને છેતરી દૂર લઈ જાઉં. સો માણસો આવશે તોએ તમે ચોકીમાં રહી લડી શકશો ને વખત મળ્યે નાસી છૂટજો.'

'પણ તને મારી નાખશે.'

'મહારાજ ! ડાચાકૂટનો વખત નથી.' સત્તાથી કાંકે કહ્યું, 'પાટણ કરતાં કાકની કિંમત ઓછી છે. ચાલો.' તેણે મહારાજનો ઘોડો પકડી ચોકી તરફ જવા માંડ્યું.

'પણ કાક !' રાજાને સ્પષ્ટ સમજ ન પડવાથી તેણે ચિઢાઈને કહ્યું. 'મારા પર આમ જબરજસ્તી કેમ કરે છે ?' જયદેવે જરા ઘોડો આગળ આણ્યા.

'હા !' દાંત પીસી કાકે કહ્યું. 'પેલા આવતા જોયા ? જો એક શબ્દ વધારે બોલ્યા છો તો તમને એક ફટકાથી બેભાન કરી ઉપાડી જઈશ. ચાલો.' કહી કાકે રાજાના ઘોડાને સખત ફટકો લગાવ્યો, ને તે ઘોડો કાકના ઘોડા જોડે એકદમ ટેકરો ઊતરી ગયો. રાજાએ કાકનું સ્વરૂપ જોયું. તેનું ગાંભીર્ય, તેની તેજસ્વિતા, તેનું ભયંકર સ્વાસ્થ્ય, તેનું દૂરઅંદેશીપણું : એ સર્વેએ રાજાના હૃદયમાં અજબ શ્રદ્ધા પ્રગટાવી.

થોડી પલમાં તેઓ પથ્થરની ચોકી આગળ પહોંચ્યાં ને કાકે ઘોડા પરથી જ તેનું બારણું ઠોક્યું. એક ચોકીદારે તે ઉઘાડયું ને કાક જોરથી બારણું ધકેલી અંદર પેઠો. રાજા, જગદેવ ને ખેમો ત્રણે પાછળ પેઠા. પણ તે પહેલાં કાકે ચોકીદારના મોઢા પર હાથ મૂકી તેને ભોંય પર નાખ્યો હતો; અને તેનો સાફો કાઢી તે તેના હાથપગ બાંધતો હતો.

આ ગરબડ સાંભળી અંદરથી બે જણા બીજા દોડી આવ્યા. રાજા, જગદેવ ને ખેમો ત્રણે તેમના પર તૂટી પડયા, ને થોડી વારમાં ત્રણે ચોકીદારો બંધાઈ ગયા.

'બાપુ ! તમારી પાઘડી કલગી.'

જગદેવે એક પણ અક્ષર બોલ્યા વિના તે કાઢી આપ્યાં.

'ખેમા !' કાકે કહ્યું. 'જેટલા બને એટલા ઘોડા અંદર લે. બાપુ ! હું જાઉં. ખેમા ! બાપુને આંચ આવે તે પહેલાં તારું ધડ માથાથી જુદું થાય હોં.'

'જેવી આજ્ઞા.'

'ને પરમાર ! આ મહેલની ગોઠવણ કરવાની નથી. પણ મહારાજાને કૈં થયું ને હું બચ્યો તો વંથળીથી ભોંય ભારે પડશે. યાદ રાખજો.'

'કાક !' પ્રશંસામાં સ્તબ્ધ બનેલા રાજાએ કહ્યું. 'પણ તું રહે ને જગદેવને જવા દે.'

'બાપુ ! અહીંયાં રહેવું ને બચવું સહેલું છે. જવા જેવું કપરું કામ કોઈને સોંપવાની મને ટેવ નથી. જગદેવ ! બારણું બંધ કરો.' કહી કાકે બહાર જઈ બારણું દીધું, રાજાનો ઘોડો પલાણ્યો ને ત્યાંથી નીકળ્યો.

# પ્રકરણ સત્તાવીસમું

## ચોકીમાં

કાક ચોકી આગળથી જરા આઘો ગયો ને પાછળ આવતા સૈનિકો તરફ નજર નાખી, તેમને ધ્યાનથી જોઈ રહ્યો.

તેઓ પાસેના ઊંચા ટેકરા પર આવી લાગ્યા હતા અને ચારે તરફ નજર નાખતા હતા. તેમને આ ચાર જણની હિલચાલની કંઈ સમજ પડી હોય એમ લાગ્યું નહિ. કાંક ઘોડો થંભાવ્યો, ને રાજાના જીને બાંધેલું નાનું પણ મજબૂત ધનુષ્ય હાથમાં લીધું, અને એક અચૂક બાણ ફેંક્યું. બાણની નેમ સચોટ હતી. પેલી ટોળીનો મુખી જે આમતેમ જોઈ રહ્યો હતો તેને બાણ વાગ્યું ને તે ઘાયલ થઈ ઘોડા પરથી સરી પડ્યો.

ને આખી ટોળીનું ધ્યાન કાક તરફ ગયું. તેના માથા પરની સુવર્ણની કલગી, ને રાતા ઘોડાના પગની ખરી તડકામાં ચમકી રહી હતી. વિકરાલ જાનવરની ગર્જના હોય તેમ તે બધાએ એક જ શબ્દ ઉચ્ચાર્યો : 'જેસંગ સોલંકી !' અને તેની પાછળ પડ્યા. કાકને એટલું જ જોઈતું હતું. તેણે જોરથી એડી મારી ને જયસિંહદેવના માનીતા ઘોડાએ છલંગ મારી દોડવા માંડ્યું. ચોકીના ઉપલા માળની જાળીમાંથી રાજાએ કાકને દોડી જતો જોયો ને પેલી ટોળીના ઘણાએક ઘોડેસ્વારોને તેની પાછળ પડેલા જોયા. તેને આ રાજ-

સેવકની ભક્તિ જોઈ ઊમળકો આવ્યો. કેવા વીર યોદ્ધાઓ તેની કીર્તિ વધારવા પ્રાણ આપી રહ્યા હતા ?

'અન્નદાતા !' જગદેવે પાછળથી આવી રાજાનું ધ્યાન ખેચ્યું. 'આ પેલા થોડાક આપણા તરફ આવે છે.'

'હા. કાકે પેલાને ઘાયલ કર્યો તેને લઈને.'

'ને આ જોયું ?' એક માણસને, બધાથી છૂટો થઈ બીજી દિશા તરફ જતો હતો તેના તરફ આંગળી દેખાડી પરમારે કહ્યું. 'મને લાગે છે કે પેલા ઘોડીચોરો ઝાડ નીચે બેઠા હતા તેને તેડવા જાય છે.' રાજાએ કહ્યું.

'તે બધા આવી લાગવાના.'

'હા !' હસીને રાજાએ ગણતાં કહ્યું. 'પંદરેક તે છે, ને એક–બે–ત્રણ–ચાર–પાંચ ને પેલા ચાર–નવ દસેક આવે છે.'

'ત્યારે પચીશ થયા.'

રાજાને ગમ્મત પડી. 'હા. આપણે એકેક જણને ભાગે આઠ આઠ આવશે.'

પરમારે ડોકું ધુણાવ્યું.

'પરમાર ! ત્રીસ તરી નેવું આવે ત્યાં સુધી બોલાય એમ નથી.' કહી રાજા ફરીથી હસ્યા.

'હું સમજ્યો નહિ.'

'પેલા કાકની પાછળ ત્રીસ જણ ગયા છે.' રાજાએ શાંતિથી કહ્યું. 'એમો ક્યાં છે ?'

'આ રહ્યો બાપુ !' કહી એમો થોડાક રોટલા ને મરચાં લઈ ઉપર આવ્યો. 'બાપુ' આ ખાવાનું હાથ લાગ્યું છે. ખાઈ લો. કોણ જાણે પાછો ખાવાનો ક્યારેએ વારો આવે !'

કર્ણદેવ સોલંકીના શોખીન પુત્રને કલેડાં જેવા રોટલા જોઈ કમકમાં આવ્યાં. પણ તેને ખેમાની સલાહ વ્યાજબી લાગી; એટલે છાનામાના રોટલાનો એક કકડો લઈ તેણે મહામહેનતે ગળે ઉતાર્યો.

'ખેમા ! પેલા ચોકીદારનું શું કર્યું ?'

'બાપુ ! તેમને નીચે ઓરડીમાં પૂર્યા છે.'

'પરમાર !' મહારાજે કહ્યું. 'મને લાગે છે કે બીજા માણસો આવે તે પહેલાં આપણે નીકળી છૂટીએ તો કેમ ?'

'ચાલો,' કહી પરમારે કમરબંધ સખત કર્યો. પરમારને પ્રસંગ એવો ગંભીર થતો જતો લાગ્યો હતો કે તેની જીભ દેવાઈ ગઈ હતી. આવા વખતે બોલવા કરતાં લડવું તેને વધારે સ્વાભાવિક લાગતું હતું.

ત્રણે જણ નીચે ઊતર્યા અને ઘોડાઓ તરફ ફર્યા. એટલામાં તેમને કાને દૂરથી આવતા લોકોની બૂમો સંભળાઈ. જગદેવે જરા ચોંકીને આસપાસ જોયું અને રાજાએ હોઠ કરડયા.

'વધારે માણસો આવી લાગ્યા.' જગદેવે કહ્યું.

ખેમો પણ ચેતી ગયો હતો. તે ઝપાટાબંધ ઉપર જઈ જોઈ આવ્યો.

'આ બાજુ પરથી લોકો આવે છે.'

'કેટલાક છે ?'

'વીસેક, પચ્ચીસેક.'

રાજાની આંખમાં ઝનૂન ચમકી રહ્યું.

'આપણાથી હમણાં બહાર નહિ નીકળાય.'

એટલામાં બહારથી આવનારે બારણું ઠોકયું.

ત્રણે જણા શાંત રહ્યા. થોડી વારે બહારનાં માણસોએ અધીરાઈથી બારણું ઠોકયું ને બૂમ મારી: 'ચોકીદાર ! બારણું ખોલ. ઉઘાડ.'

કોઈએ જવાબ દીધો નહિ. થોડીવારે બહારથી બારણાને લાતો પડવા લાગી ને ગાળોનો વરસાદ વરસવો શરૂ થયો.

'અન્નદાતા !' જગદેવે કહ્યું, 'મને એક જ રસ્તો લાગે છે.'

'શો ?'

'હું બહાર જાઉં ને બને એટલાને પૂરા કરું. હું દસ પંદરને તો પૂરા કરીશ. એટલામાં આપ અહીંથી નાસી છૂટો.'

રાજા હસ્યા. 'એટલે લડતાં તો તમને જ બધાને આવડે છે, કેમ? કાં ભયમાંથી બચાવ્યો, તું બીજામાંથી બચાવ, ને જયસિંહ સોલંકી રાંડીરાંડની માફક નાસી ભરાય; જો તો ખરો, બધાને પૂરા પડીએ છીએ.'

'કયા રીતે ? આપણાથી અંદર રહીને લડાય એવું નથી. ઉપલી જાળીમાંથી તો બાણ પણ જાય એમ નથી.'

'કે રસ્તો કાઢવો જોઈએ. ઊભો રહે.' રાજાએ માથું ઊંચું કરી કહ્યું. 'ઉપર ચાલ' કહી આજન્મ સત્તાધીશના સ્વાસ્થ્યથી રાજા ઉપર ચઢી ગયા અને જાળીમાંથી જોવા લાગ્યા.

પેલા લોકો અધીરાઈથી બારણું ઠોકતા હતા; અને નવી આવેલી બીજી ટોળી—જે દૂર તેમણે ઝાડ નીચે બેઠેલી જોઈ હતી તે—આવી લાગી હતી. ને બધા પૂછપરછ કરી માહિતી મેળવતા હતા. તરત એક જણે ઢેફું લઈ જાળી તરફ ફેંક્યું. તેની થોડીક કચરો રાજાની આંખમાં ઊડી.

'પેલા સોલંકીના માણસો છે. તે ભાગી ગયો. એમનાં ચીંચોટીઆં પકડી બહાર કાઢવા જોઈએ.'

રાજા હસ્યો. 'પરમાર ! જયસિંહદેવ સોલંકી કેવો ફસાયો ? મીનળબા જાણે તો કેવાં ચિડાય ?'

પરમારે ગંભીર મોઢે ડોકું ધુણાવ્યું. 'હસ—હસ ! આજે તું મરવાનો ને કાલે ખેંગાર એ વાત સાંભળી ખુશખુશ થઈ જવાનો. પેલો ચીબા નાકવાળો જોયો ? મારું ચાલે તો એનું નાક ખેંચું.'

'અન્નદાતા ! આ પેલા લોકો થાકીને બેસવા માંડયા.'

'આ જાળીઓ જરા મોટી હોત તો એકેકને એકેક બાણે વીંધત.'

'લાકડાની જાળી છે. જરા મોટી કરું ? બેમાએ પૂછયું.

'હા !' રાજાએ ઉત્સાહમાં આવી કહ્યું.

'પણ આ લોકો છંછેડાશે.' પરમારે કહ્યું.

'પણ વધારે વખત થશે ને બીજા માણસો આવી પહોંચશે તો મરી જ ગયા. બેમા ! કે હથિયાર છે ?'

'નીચેથી એક કુહાડી મળી છે.' બેમાએ કહ્યું.

'જગદેવ ! પેલી પાછલી જાળી પર પહેલાં જા.'

જગદેવ એકદમ તે જાળી તરફ ગયો અને થોડીક વારમાં વચલો એક પડદો તોડી બે જાળિયાં એક કરી દીધાં. બેમાએ મહારાજને ધનુષ્ય ને બાણ ધર્યાં. જયદેવે તે લીધાં અને જાળી આગળ જઈ નિશાન તાકયું; ને નવી ટોળીમાંના એક આવનારને વીંધી નાંખ્યો.

વીંધાયલો સૈનિક ચીસ પાડી ધરણી પર પડ્યો ને તેની ચીસ સાંભળી આગલી બાજુથી ઘણાખરા પાછળ દોડી આવ્યા. દોડી આવનાર લોકોએ બાણથી વીંધાયલો સૈનિક જોયો; કયાંથી બાણ આવ્યું હતું તે જોયું; અને તેમનો ક્રોધ હાથમાં ન રહ્યો. બુમો, ગાળો ને પથ્થરોનો વરસાદ વરસી રહ્યો.

હોઠ પીસી જયસિંહદેવ જોઈ રહ્યા. એના મોઢા પર હાસ્યનાં ચિહ્નો અદ્દષ્ટ થયાં હતાં; અને મોજીલા સ્વભાવની સુંવાળી રેખા સખત થઈ ગઈ હતી. તે શાંત હતા. ભય તેમના હૃદયને ડારે એમ નહોતો; કારણ કે તેમના અંતરમાં એવી ખાતરી હતી કે પોતે બધાથી નીરાળા ને દૈવી હતા. કોઈ તેમને હરાવે કે મારે એમ નહોતું.

તેણે નીચા વળી બીજું બાણ લીધું ને ફેંકયું, અને બીજો એક સૈનિક પડયો. પાછો બહારના લોકોમાં હાહાકાર થઈ રહ્યો. તેઓ પાછા હઠી દૂર ગયા, અને તેમનો ગૂંચવાડો જોઈ રાજા મૂછમાં હસ્યા.

થોડીવાર બંને પક્ષે કૈં કર્યું નહિ.

'પરમાર ! આ બધા નિરાંતે બેઠા છે, તે કોઈની વાટ જુએ છે.' રાજાએ કહ્યું.

'અન્નદાતા ! મને તો પલેપલે ભય વધતો લાગે છે.'

'તને કૈં રસ્તો દેખાય છે?'

'મને તો બાપુ ! એક જ રસ્તો દેખાય છે.'

'શો ?'

'હું ઘોડો લઈ બહાર નીકળું ને આ બધા સાથે લડું. એ રમખાણનો લાભ લઈ આપ ને એમો ચાલ્યા જાઓ.' પરમારે કહ્યું.

'આ બધા પાસે તીરકામઠાં છે ને કોઈ વીંધી નાખે તો ?' રાજાએ કહ્યું.

'પણ અહીંયાં બેસી રહીએ ને વધારે માણસો આવી પહોંચે તો ?'

'ત્યાં સુધીમાં કોઈ આપણી મદદે નહિ આવી પહોંચે ?'

'કોઈ ન આવ્યું તો ?' પરમારે શંકા ઉઠાવી.

'અરે કે વાત છે ?' રાજાએ હિંમતથી હસીને કહ્યું. 'બે ત્રણ દહાડા સુધી તો સહેલાઈથી અહીંયા ભરાઈ બેસીશું.'

'બાપુ' એમો બારી આગળ ઊભો હતો, ત્યાંથી બોલી ઊઠ્યો. 'બે ત્રણ દહાડા કોણ દેખવાનું ? પેલો તો ચોકી બાળી મૂકવાની પેરવી કરે છે.' વીજળીનો કડાકો થયો હોય તેમ બધા પલવાર સ્તબ્ધ થઈ ગયા. પછી બધાને સ્થિતિનું ભાન આવ્યું; અને તેમનાં હાંજાં ગગડી ગયાં.



# પ્રકરણ અઠ્ઠાવીસમું

## જયસિંહદેવનું શૌર્ય

જયદેવ છલંગ મારી બારી પાસે ગયા ને જોયું. બે ત્રણ જણ લાંબા હાથ કરી વાત કરતા હતા; એક જણ ચકમક ઝરાવી દેવતા પાડતો હતો; અને બીજા બેક જણ સૂકાં સલેકડાં ભેગાં કરતા હતા. થોડીવાર રાજાએ એકાગ્રતાથી જોયા કર્યું, અને એક જણ લાકડું સળગાવી, બારણું ચેતાવવાનું સૂચવતો હોય એમ સ્પષ્ટ લાગ્યું.

સ્થિતિ ઘણી ભયંકર લાગી. રાજાએ એક ઊંડો શ્વાસ લીધો; ને ભવાં ભેગાં કરી પલવાર વિચાર કર્યો. થોડી વારે તેણે ડોકું ઊંચું કર્યું.

'પરમાર ! તારી વાત ખરી છે. આપણે હવે મરવું કે મારવું પડશે.'

જવાબમાં પરમારે દાઢીને વળ આપ્યો.

'જો ! આપણે એક બારણું ઉઘાડી દઈએ. જો બહાર નીકળવા જઈએ તો આ લોકો વીંધી નાખશે. એટલે તું બારણા વચ્ચે પહેલો ઊભો રહે. પછી હું ઊભો રહું ને સૌથી પાછળ એમો બેઠો બેઠો બાણ મારશે. એટલે એકેક પછી એકેક આ બધાને પૂરા કરીશું, ને વખત જોઈ ઘોડા બહાર કાઢી નાસી જઈશું.' રાજાએ પોતાની યોજના કહી.

'જેવી આજ્ઞા' કહી પરમાર દાદર ઊતર્યો ને પોતાનું પ્રચંડ ખડ્ગ નાગું કરી હાથમાં રાખ્યું. રાજાએ એક હાથમાં બરછી ને બીજા

હાથમાં તરવાર રાખી અને બારણાથી થોડે દૂર તે ઊભા. ઘોડાઓ તૈયાર કરી આપી, પાછળ ઘૂંટણીએ પડી બેમાએ શરસંધાન કર્યું.

પરમારે ને બેમાએ છેલ્લી વખત હોય તેમ મહારાજ તરફ જોયું. ત્રણેને લાગ્યું કે તેઓ છેલ્લી રમત રમતા હતા; અને છતાં ત્રણેને લાગ્યું હતું કે આ રસ્તા સિવાય બચવાનો બીજો રસ્તો નહોતો. જ્યાં સુધી ચાલીસ યોદ્ધાઓ વીંટાઈને પડ્યા હતા ત્યાં સુધી છૂટવાનો માર્ગ હતો નહિ.

'અન્નદાતા ! સાવધાન થજો, હું બારણા ઉઘાડું છું.'

'ઉઘાડ.' શાંતિથી સોલંકીએ જવાબ આપ્યો.

પરમારે મહાકાલેશ્વરનું સ્મરણ કરી આગળો ખેંચ્યો ને એકદમ બેમાંથી એક બારણું ઉઘાડી નાખ્યું.

બારણું ઊઘડવાનો અવાજ થતાં બહાર બેઠેલાં ચમક્યા ને સાવચેતી કાઢી ઊભા થઈ પાસે આવ્યા. બીજી પળે તેમણે જયઘોષણા કરી, ને કેટલાક મજાકમાં હસવા લાગ્યા. આગળ ઊભેલા સૈનિકો શસ્ત્ર કાઢી ચોકીમાંથી બહાર પડનારને ભોંયભેગો કરવા તત્પર બન્યા. પણ બીજી પલે તેઓ જરા અજાયબ થઈ ઊભા : ચોકીના અધઉઘાડા બારણા-માંથી કોઈ નીકળ્યું નહિ.

સોરઠી સૈનિકો થોડી વાર જોઈ રહ્યા ને આગળ વધ્યા. એક વિપલ તેમણે પરમારનું ઉગ્ર મુખ ભયાનક હાસ્ય કરતું જોયું-ન જોયું, અને અંધારાની અસ્વસ્થતામાં ચારપાંચ જણ અધઉઘાડા બારણા તરફ વગર વિચારે દોડ્યા.

ઉત્સાહઘેલા સોરઠીઓ જેવા બારણામાં પેઠા કે એક પ્રચંડ યમરાજ બંધ બારણા પાછળથી આગળ આવ્યો-ને એક ઝપાટે આગલા બે સૈનિકનાં શિર ધડથી જુદાં થઈ ભોંય પર પડ્યાં; અને પાછલામાંથી એકને સચોટ તીર લાગવાથી તે ધરણીએ ઢળ્યો. કોઈને ભાન ન રહ્યું

કે શું થયું. પાછળ આવનારા પાછા હટયા, ને ચોકીનું અધઉઘાડું બારણું હતું તેવું ખાલી દેખાયું.

એક જ પળમાં આ ખેલ પૂરો થઈ ગયો. હુમલો કરનારા ચોંકી ગયા, ને બધા દૂર જઈ એકબીજા સાથે મસલત કરવા લાગ્યા. થોડી વારે એક જણે બે સચોટ બાણ છોડયાં. તે અધઉઘાડા બારણામાં થઈ સોંસરાં ચાલી ગયાં, અને જવાબમાં માત્ર પરમારનું અટ્ટહસ્ય સંભળાયું.

ખેમાના તીરથી જે ઘવાઈ પડયો હતો તેને થતી વેદનાની બૂમો સિવાય બધું શાંત થઈ રહ્યું. ચોકીમાં ત્રણે જણ વાટ જોઈ ઊભા હતા.

મધ્યાહ્ન તપવા લાગ્યો હતો. સોરઠનો પ્રખર સૂર્ય પણ જાણે રસે ચઢયો હોય એમ લાગતું હતું.

થોડીવારે મહારાજ ને તેના સાથીઓએ નવો ને અપરિચિત અવાજ સાંભળ્યો. તે કોઈ વૃદ્ધનો અડધો મશ્કરીભર્યો હતો.

'છોકરાઓ ! શું માંડયું છે ?'

'મરી ગયા.' પરમાર બબડયો ને બંધ બારણાના એક બાંકારા-માંથી તેણે જોયું ને કહ્યું, 'બાપુ ! મારી પડખે લપાઈને રહેજો. એક બુઢ્ઢો આઠ દશ સવાર લઈ આવ્યો છે. એભલ નાયક કહે છે તે તો નહિ હોય ?'

'ધોળી મોટી મૂછો છે ? ને જાડો ને ઠીંગણો ?' રાજાએ પૂછ્યું, ને પછી જિજ્ઞાસા ન રોકાવાથી પાસે આવી કહ્યું: 'પરમાર ! ખસ જરા જોવા દે.'

પરમાર જરા ખસ્યો ને રાજાએ આંખ માંડી.

'મહોકાણ વળી, એભલ જ છે.'

પણ બહાર અચૂક લડવૈયો આવ્યો છે તેનો તરત પુરાવો મળ્યો.

રાજા જોવા આવ્યા એટલે પરમારના શરીરનો જરાક ભાગ ઉઘાડા બારણામાંથી દેખાયો-ન દેખાયો—ને સનનન કરતું એભલનું

એક તીર આવ્યું. એભલ નિશાન ચૂકે એવો નહોતો પણ પરમારને સદ્ભાગ્યે તેને માત્ર છરતું જ વાગ્યું.

બહારના સૈનિકોએ એભલને માહિતી આપી હોય એમ લાગ્યું ને થોડીથોડી વારે એ વૃદ્ધ યોદ્ધાનું એફિકરાઈભર્યું હાસ્ય સંભળાયા કર્યું. બહારના સૈનિકો ઉસ્તાદ નાયકના હુકમ પ્રમાણે કૈં યુક્તિ રચતા હોય એમ લાગ્યું.

એકદમ પરમારના સ્નાયુઓ ઝનૂનમાં તણાયા: 'અન્નદાતા !' તેણે ધાડે અવાજે કહ્યું. 'આ બંધબારણું જોરથી ખોલવા આવે છે. સાવચેત રહેજો. હું એકદમ એમને ધસવા દઈશ ને પછી બારણા વચ્ચે ઊભો રહી લડીશ. સોમનાથ ભગવાન તમને સહાય કરે.'

પરમાર હોઠપર હોઠ પીસી પોતાની ખાંધ બંધબારણા પર ટેકવી ઊભો રહ્યો. બહારથી માણસો બંધબારણાની બહાર રહી, બે ત્રણ મોટી ડાંગો સામટી પકડી તેના જોરથી બારણું ઉઘાડવા સાથે આવ્યા. એકદમ તેમણે ધસારો કર્યો. ઘર ધ્રૂજે એમ ડાંગો બારણા સાથે અફળાઈ, બારણું જરા ઊઘડયું–ને પરમારના બળથી તે પાછું દેવાઈ ગયું.

થોડીવાર સોરઠી સૈનિકો પાછા હટયા. પાછી ડાંગો સાથે બાંધીને તેને પકડી ધસારો કર્યો. પરમાર આ વખત પાછળ ખસી ઊભો રહ્યો, અને બહારના ધસારાના જોરથી આધાર વિનાનું બારણું ફટ કરતું ઊઘડી ગયું; અને ધસારો કરનારા થોડાએક પડી ગયા.

'જય સોમનાથ'ની ભયંકર ઘોષણા કરી પરમાર તેમના પર તૂટયો ને જોતજોતામાં ઘવાએલા સૈનિકો ચારે તરફ દોડવા લાગ્યા.

હવે બંને બારણાં ખૂલી ગયાં હતાં એટલે બહાર નીકળી બે બારણાં વચ્ચે ખડ્ગ ફેરવતો પરમાર ઊભો રહ્યો. તેણે અનેક યુદ્ધો આદર્યાં હતાં પણ આજે માલિકના સંરક્ષણ માટે તેને અજબ શૂર ચઢયું હતું. તેની પ્રચંડ ભુજાઓમાં અથાગ જોર પ્રગટયું; તેની લાંબી તરવાર એક

મહાજ્વાલ પવનમાં નાચે તેમ દશે દિશામાં નૃત્ય કરી રહી. ખડ્ગોના પ્રહારો તેને સ્પર્શતા નહિ; તીરોનો વરસાદ ખડ્ગ સાથે અથડાઈ અટકતો. એભલ નાયકના હુકમને તાબે થઈ સોરઠી સૈનિકો પગે ને ઘોડા પર તેના તરફ ફરી ફરીને આવ્યા; પણ પરમારને અવારનવાર જખ્મી કર્યા ઉપરાંત કૈં અસર કરી શકયા નહિ.

પાછળ મહારાજ પણ સાવધાન થઈ ઊભા હતા. પરમાર પર આવતો અચાનક ઘા ઝીલવો, કે તેના પગ આગળ થઈ આવનારને ઠાર કરવો એ કામ તેણે કર્યા કર્યું. પરમાર થોડી વારમાં થાકી જશે, એટલે આ હુમલા સામે થવાનું કામ પોતાને માથે આવશે તે મહારાજ સમજતા હતા અને તે માટે તે તૈયાર થઈ બેઠા હતા. પાછળ રહે રહે ખેમાના તીરે પણ અચૂક નેમ સાધ્યા જ કરી.

ઘડી બે ઘડી તો પરમારે શૌર્યની અવધિ કરી, પણ તેનો શ્વાસ ભરાવા માંડ્યો હતો, અને ઠેકઠેકાણેથી રુધિર વહેવા માંડ્યું હતું. અને હજુ સામા ઝાડ નીચે ઘોડી પર બેઠો બેઠો એભલ હસતો હતો ને સૈનિકો લગભગ સારા તાજા હતા.

શું કરવું તેનો વિચાર મહારાજ કરતા હતા એટલામાં ખેમાએ પાછળથી તેમને ખભે હાથ મૂકયો. 'મહારાજ ! ચોકીની બહાર નીકળો. પેલા કાળમુખાએ પાછળથી છાપરે માણસ ચઢાવ્યાં છે તે હમણાં ઊતરી પાછળથી આવશે તો સૂડી વચ્ચે સોપારી આપણે થઈ જવાના.'

'હાક' જયદેવે બૂમ મારી. 'પરમાર ! જરાક આગળ વધ એટલે હું ને ખેમો બહાર નીકળીએ. પાછળથી માણસો આવે છે.'

પરમારે સાંભળ્યું, ન સાંભળ્યું ને જરા દૂર ખસ્યો; ને જયદેવ વાઘની માફક તરાપ મારી બહાર પડ્યો. તેનું રૂપાળું મુખ તેજથી દીપતું હતું; તેની મોટી આંખો લાલચોળ થઈ ગઈ હતી. 'જય સોમ-નાથ' કરી એણે જયઘોષણા કરી, અને ભીંતની ઓથ લઈ લડવા માંડ્યું. એકથી બે યોદ્ધા થએલા જોઈ બધા સોરઠીઓ તૂટી પડ્યા.

ખેમો બારણા આગળ પડેલા મુડદામાં આડો પડી સૂઈ ગયો. તે થોડીથોડી વારે પેટે સરતો હતો; અને છતાં તેના હાથમાં તીરકામઠું મજબૂતીથી તેણે પકડયું હતું. મહારાજે કરેલો હુમલો એટલો અણચિંતવ્યો હતો કે કોઈએ ખેમાને જોયો નહિ.

એભલ નાયકે તડકા ખાળવા કપાળ પર હાથની ઓથ કરી. 'કોણ, માળો જેસંગ સોલંકી?' તેણે મોટેથી કહ્યું. 'જે એને જીવતો પકડે તેને એભલ નાયકનો ગરાસ, દીકરા!'

જેસંગ સોલંકીને સદેહે આવે પ્રસંગે જોઈ એક પલવાર લડનારા ખંચાયા ને પછી 'રા' ખેંગારની જય' કહી તૂટી પડયા.

મહારાજનું લોહી ઊછળતું હતું. તેની આંખોએ બધું લાલચોળ દેખાતું હતું. તેણે ખૂનતરસ્યા સૈનિકોને ઊછળી ઊછળી આવતા જોયા; દૂર એભલ નાયકને મૂછ મરડતો જોયો; પડખે પરમારને ભયંકર શૌર્ય દાખવતો જોયો; અને લાગ્યું કે પરમાર તેના તરફ આવતા સૈનિકોનો હુમલો તોડતો હતો. પણ તેના શ્વાસ રૂંધાતો હતો, ને તેને કપાળે લોહીના રેલા ચાલ્યા હતા; એટલે તે કયાં સુધી ટકે તે કહેવાય એમ નહોતું.

જયદેવના હાથમાં તલવાર ફૂલની માફક ફરતી. તે ઘા ઝીલતો ને કરતો; બાણોનો વરસાદ વરસાવતો; ને અવારનવાર 'જય સોમનાથ'ની ઘોષણા કરતો. આજે એને લાગ્યું કે તેણે રંગ રાખ્યો. તેના વીર પૂર્વજોને તેણે પ્રોત્સાહતા સાંભળ્યા. પોતે પરમભટ્ટારક કહેવડાવતો તે સાર્થક થતું લાગ્યું. ગર્વથી તેનું શૌર્ય હતું તેનાથી પણ ઘણું વધ્યું.

એક પલવાર તેની આંખ આગળ લાલ પડદો આવ્યો—ગયો. તેને વધારે ચોખ્ખું દેખાયું. માત્ર તેના કાનમાં કૈં અવાજ થવા લાગ્યો. તેનો જમણો હાથ જરા જૂઠો થવા લાગ્યો. તેણે એક વિપલમાં હાથ

'હા, જો અન્નદાતાની રજા હોય તો.'

'શું કહ્યું?' જરાક વિસ્મય પામી નીચા વળી રા'એ પૂછ્યું. દેશળદેવ પાછો હઠ્યો

'બાપુ! બાપુ! મારો વિચાર તો તમારી પડખે ઊભા રહી–લડતાં લડતાં મરવાનો હતો.'

'હવે કેમ બદલાઈ ગયો?' ફરીથી તિરસ્કારથી રા'એ પૂછ્યું.

'જૂનાગઢની કીર્તિ ગઈ તેથી.'

'જૂનાગઢની કીર્તિ! દેશળદેવજી!' ટટાર થઈ ખેંગારે કહ્યું. 'તમે ઘરના છો એટલે બધી છૂટ છે, નહિ તો અત્યારે તમારી જીભ ખેંચી કાઢત.'

'બાપુ! ખેંચી કાઢવી હોય તો ભલે ખેંચી કાઢો, પણ અમારાથી તો આ દેખી ખમાતું નથી. રા' ખેંગાર માટે શું કહેવાય છે?'

ખેંગારે થોડી વાર જોયા કર્યું ને પછી તે જરા હસ્યો.

'શું કહેવાય છે?'

'કે–કહું બાપુ?–શું કરું, કહેવું પડે છે. પણ બાપુ! બધા કહે છે કે જૂનાગઢમાં મરદ રાજ્ય નથી કરતો પણ સ્ત્રી રાજ્ય કરે છે.'

રા' જરાક વાર મૂંગો રહ્યો, પણ પછી હમેશના શાંત અવાજે તેણે કહ્યું: 'હા! મારી સતી રાજ્ય કરે છે. તેમાં જ હું તો મોટાઈ માનું છું. દેશળદેવજી! ભલે તમને લાગે.'

'બાપુ! બાપુ! વધારે બોલાવશોમાં. મારાથી કૈં અણઘટતું બોલાઈ જશે. પણ હું શું કરું? સતી હોય તેની સામે તે કોઈ બોલે?' તેણે 'સતી' શબ્દ પર ભાર મૂકતાં કહ્યું.

'શું કહ્યું?' ખેંગારે પોકાર કર્યો. તેનો શાંત અવાજ ગાજી ઊઠ્યો. તેની આંખો પ્રજ્વલી ઊઠી. તેણે અજાણતાં જમણા હાથની

મૂઠી વાળી. દેશળદેવ ગભરાયો. તેનાથી બોલતાં તો બોલાઈ જવાયું, પણ આ શબ્દોનું શું પરિણામ આવશે તેનો વિચાર આવતાં તે ધ્રૂજવા લાગ્યો.

'ક્ષમા કરો અન્નદાતા. બાપુ ! મામાજી ! મેં તો લોકવાયકા સાંભળી તે કહી. કોઈક કહેતું હતું કે સતી પરપુરુષની છાનાંમાનાં ચાકરી કરે છે.'

રા' મૂગો મૂગો ઊભો રહ્યો. તેણે થોડીવાર આ નરાધમ સામે જોયા કર્યું.

'એમ ?' તેણે દાંત પીસી મજાક કરતા અવાજે કહ્યું.

'બાપુ !–'

'દેશળદેવ ! મેં બહુએ હરામીઓ જોયા, પણ તારી જોડી મને જડી નથી.' ઘણી જ શાંતિથી રા'એ કહ્યું. 'દેવડીને ગાંડી કહી સાંભળી છે–ઊલટા કહેનાર તો તું જ નીકળ્યો.'

'બાપુ ! બાપુ !' કરગરતા અવાજે દેશળે કહ્યું. 'મને માફ કરો. મને જવા દો.'

'હવે કયાં જાય ?' કહી ખેંગાર આગળ આવ્યો. 'હું તને બરોબર ઓળખું છું. ચાલ' કહી રા'એ આગળ હાથ ધર્યો.

'કયાં ?'

'રણુવાસમાં દેવડીને મળવા.'

'બાપુ !' દેશળદેવ બોલ્યો. 'બાપુ–'

'ચાલ' કહી ખેંગારે દેશળદેવનું બાવડું પકડયું.

દેશળદેવ નિરાધારીમાં જોઈ રહ્યો, પણ આખરે રા'ના અવાજમાં રહેલો ગુસ્સો સાંભળી ગભરાઈ ગયો અને આગળ ચાલવા માંડયું. પાછળ ખેંગાર ચાલ્યો.

તેઓ અગાસીના એક ખૂણા આગળ રણવાસ ઊતરવાનો દાદર

હતો ત્યાં આવ્યા. ત્યાં ઊતરતાં પહેલાં દેશળદેવે જરાક પાછા ફરીને જોયું. તેણે રા'ની વિકરાલ આંખો જોઈ અને બોલ્યા વગર તે દાદર ઊતર્યો. દેશળદેવની બાકી રહેલી હિંમત જતી રહી.

તેણે સાથે ચાલતા તેના મામા તરફ બાડી આંખે જોયું. શાંત, સ્વરૂપવાન ને ગૌરવશીલ રા' છટાથી ચાલતો હતો. બાર વર્ષની હાડમારી છતાં તેણે નહોતી હિંમત ખોઈ કે નહોતી ટેક ખોઈ. એને જોઈ દેશળદેવના હૃદયમાં દ્વેષનો ઊભરો આવ્યો. એને લાગ્યું કે જ્યાં સુધી આ રા' પૃથ્વી ભારે મારે છે ત્યાં સુધી પોતાનો સોનાનો સૂરજ ઊગવાનો નથી. જો પોતાનું ચાલે તો અત્યારે તેને ઉડાડી મૂકી, પોતે જૂનાગઢની ગાદી પર ચઢી બેસે: પણ શું કરે? તેણે મૂગે મોઢે ચાલ્યા કર્યું. તેઓ રણવાસમાં આવ્યા.

'સતી! છો કે?' ખેંગારે પૂછ્યું.

'પધારો' અંદરના ખંડમાંથી અવાજ આવ્યો. અવાજમાં ખિન્નતા હતી, માધુર્ય હતું અને છતાં દબાએલા ભાવોની સમૃદ્ધિ દર્શાવતો કંપ હતો. રા'એ જરાક ઉત્સાહથી ડગલું ભર્યું: દેશળદેવના હૃદયમાંથી બધી આશા જતી રહી.

તે અંદર ગયા. એક ઝીણો દીવો બળતો હતો. એક પાટલા પર બેઠી બેઠી રાણકદેવી એક ગોખલામાં સ્થાપેલી અંબાભવાનીની મૂર્તિની પૂજા કરી રહી હતી. તે નાનકડી અપાર્થિવ લાગતી હતી. તેનાં કાળાં લૂગડાં તેના શરીરની રેખાઓને રાત્રિના અંધકાર જોડે ભેળવી દેતાં હતાં, અને તેનું નાનું ને તેજસ્વી મુખ અંધકારમાં એક અપૂર્વ તેજના ચક્ર જેવું શોભતું હતું.

'સામલી! પાટલા લાવ.'

'ના, જરૂર નથી. અમે પાટલા પર બેસવા લાયક નથી. સતી! તમારો ભાણેજ તમને મળવા આવ્યો છે. કૈં કૈં ગપાટા લાવ્યો છે.'

રાણકદેવી હસી. તેના મીઠા મંદ હાસ્યમાં તટસ્થ સ્નેહાળતા હતી.

'એ કહે છે કે જૂનાગઢનું આવી બન્યું છે.'

હાસ્યમાં ક્ષમા આવી : 'મારા રા' જીવતે જૂનાગઢને શું થાય ! દેશળદેવજી ! એવી વાત ક્યાંથી લાવ્યા ?'

દેશળદેવે હૃદયમાં સ્ફુરતી શરમની લાગણીઓ દબાવવાનો પ્રયત્ન કર્યો.

'મામી ! લોકોની જીભે કૈં તાળાં દેવાય છે ?'

'ત્યારે લોકોને જઈને કહો કે જ્યાં સુધી મારા રા' છે ત્યાં સુધી ભલા બ્રહ્માથી પણ કૈં થવાનું નથી.'

'અરે એટલેથી વાત નથી અટકી.' દાંત પીસી ખેંગારે કહ્યું. તે છલંગ મારી અંદરના ઓરડા તરફ ગયો ને કોઈને કહ્યું : 'જરા બહાર આવ તો.' અને તે પાછો આવ્યો. એનો શાંત ચહેરો ભભૂકી ઊઠયો. 'સતી ! આ હીરાએ એક નવી વાત શોધી કાઢી છે.'

ખેંગારના અવાજે સ્વાભાવિક લાગતું સ્વાસ્થ્ય મૂક્યું. તેના ધીમા પણ ભયંકર અવાજમાં ખૂની રણકાર આવ્યો–તેનો હાથ ધ્રૂજ્યો.

દેશળદેવ વચ્ચે બોલવા ગયો : 'બાપુ–'

દાંત પીસી ખેંગારે તેની સામે ત્રાડ પાડી. 'ઝેરી નાગ ! તને બહુ વર્ષ દૂધ પાયું, ઊછેર્યો, સંઘર્યો, છતાં તેં દગલબાજી કરી દ્રોહ કર્યો. દુસ્મન જોડે વહેવાર રાખ્યો–પણ હું મારો ધર્મ ચૂક્યો નહિ, પણ આજે મારી સતીની કીર્તિ કલંકિત કરવા આવ્યો ?'

'શું કહો છો ?' જરાક ખેદયુક્ત અવાજે રાણકદેવીએ કહ્યું.

'એ તો પવિત્રતાની પૂંછડીથી તારા જેવી કલંકીના ગામમાં રહેવાય કેમ ?' કટાક્ષતાથી રા'એ ચલાવ્યું. 'તું તો પરપુરુષની ચાકરી કરે છે.' દેશળદેવ તરફ ફરી ગુસ્સાથી રા'એ કહ્યું : 'તે કોણ છે તે જાણુવું છે ? આ પેલો જોયો ?' ખેંગારે પાસેના બારણા તરફ હાથ કર્યો.

દેશળદેવે બારણા તરફ જોયું તો એક ઊંચો પણ ફિક્કો માણસ બારણા વચ્ચે ઊભો હતો. તેને કપાળે પાટો હતો. તેની મુખમુદ્રા સખત હતી–અને છતાં તે હસતો હતો. દેશળદેવને તે મુદ્રા કંઈક પરિચિત લાગી ને અણજાણતાં તેનાથી બોલાઈ જવાયું : 'ભટરાજ કાક !'

'હા !' ખેંગારે કહ્યું : 'પંદર વર્ષ પર પાટણમાં મળ્યો હતો તે યાદ છે ? આ સતી જેની તે ચાકરી કરતી હતી તે. બાયલા, હવે બોલ શું કહેવું છે ? તારી જીભ કેમ સીવાઈ ગઈ ?'

દેશળદેવને કંઈ પણ ભાન ન હતું. ભય, ક્ષોભ, અચંબો ને નિરાશા વચ્ચે તેને કંઈ સૂઝયું નહિ. તેણે ખેંગારના જ્વલંત મુખ તરફ જોયું, મજાકમાં હસી રહેલા કાકના મુખ તરફ જોયું. બંને યમદૂત જેવા ઊભા હતા.

'બાપુ ! મામી ! મને માફ કરો.'

'તને માફ કરું ?' દાંત પીસી રા'એ કહ્યું અને દેશળની પાસે જઈ તેનો કાન ઝાલ્યો. 'કમજાત ! શું કરું કે તેં મારી બહેનને પેટે અવતાર લીધો છે, નહિ તો તારો જીવ લેત. હવે તને જીવતો પૂરી રાખું છું.'

દેશળદેવના હોઠ ફિક્કા થઈ ગયા. 'બાપુ ! બાપુ !–' તેણે કાનને થતી વેદના દુઃસહ થવાથી કરગરવા માંડયું.

'હવે બાપુ ?' ખેંગારે જરા શાંત થતાં કહ્યું. 'તારાથી આ પાપી ગામમાં રહેવાય કેમ ! ખરું કેની ? ગિરનાર પર મારા ગઢનું ભોંયરું છે ત્યાં તારાથી રહેવાશે.'

'શું–મને–' દેશળદેવના પગ એકેક સાથે અથડાવવા લાગ્યા.

'હા, તને.'

'મામી !–' દેશળદેવે કહ્યું.

ખેંગારે રાણકદેવી તરફ જોયું. તેનાં નેત્રો પળવાર દેશળદેવ પર ઠર્યાં.

'એને જવા દો.'

'શું કહો છો? સતી! એ તો કાળો નાગ છે.'

રાણકદેવી હસી. તેના ફિક્કા હાસ્યમાં મીઠાશ હતી. 'એની શી મગદૂર છે કે જૂનાગઢના ધણીને તે ડંસે? પણ એને કેદ કરતાં તમને લાંછન લાગશે; એ ગમે તેવો પણ ભાણેજ–'

'ભાણેજ કોઈ કૃતઘ્ન થયો જોયો છે?'

'પણ મામા માફ કરે તેમાં જ વડાઈ છે.' રાણકદેવીએ કહ્યું. 'એને એના પિતરાઈઓમાં જવા દો.'

'હા.' હસી પડતાં રા'એ કહ્યું. 'એને વંથળી ઘણું સારું પડશે! ને પેલા એના ભાઈને પણ કાઢું. બંને બરોબર છે.' તેણે ટોળામાં દેશળદેવ તરફ જોયું. 'ભાણજા મારા, સાંભળ્યું? જાઓ તમારા બાપને ત્યાં. મોસાળમાં તમારે માટે હવે જગ્યા નથી.'

'હું કાલે–'

'કાલે?' રા'એ તિરસ્કારથી કહ્યું: 'વધારે ગરબડ મચાવવી છે? હમણાં ને હમણાં–અત્તર ઘડીએ, ચાલ, ઉચાળા ભરો, એક ઘડી વધારે રહેવાનું નથી. ચાલ, હું હમણાં છત્રસાલને કહું છું. તે વિશળ-દેવને બોલાવી લાવશે. 'છત્રસાલ! છત્રસાલ!' તેણે બૂમ મારી. છત્રસાલ આવીને બારણા આગળ ઊભો. 'છત્રસાલ! આ મારા સગાને ગામ બહાર કાઢવો છે. એના ભાઈને પણ બોલાવી મગાવ. ને જો એ બેમાંથી એક જણ જરા પણ આનાકાની કરે તો–તને લાત મારતાં આવડે છે ને? ઠીક, સાધાવો.'

દેશળદેવે નીચે મોઢે છત્રસાલ જોડે ચાલવા માંડયું.

છત્રસાલ દેશળદેવને લઈ બહાર આવ્યો એટલે દાદુ ગઢવી સામે મળ્યો.

'દાદુ !' છત્રસાલે પૂછ્યું. 'તું અહીંયાં જ રહેજે, હું હમણાં આવું છું.'

'વારુ.' નાનાભાઈએ કહ્યું.

'છત્રસાલ !' પાછળ આવતા રા'નો અવાજ આવ્યો. 'જરા ઊભો રહે' રા' બહાર આવ્યો : 'પેલા સામંત જાદવને પાછો આવતાં બોલાવી લાવજે.'

'જી.'

'એટલામાં આ વાતનો લાભ લઈ દેશળદેવે દાદુને ધીમેથી કહ્યું : 'એક બે રાત ગઢ પર રહેજે.'

દાદુએ આંખવતી હા કહી.



# પ્રકરણ ચૌદમું

## જેમાં ખેંગાર સંકલ્પ કરે છે

રા' પાછો રણવાસમાં આવ્યો ત્યારે કાકનું મોઢું ગંભીર થઈ ગયું હતું.

'કેમ? તને નહિ રુચ્યું?' ખેંગારે પૂછ્યું.

'તમે ભૂલ કરી. આ હરામખોર અહીંયાં જ સારો હતો.'

'એ શું કરવાનો હતો?' રાણકદેવીએ પૂછ્યું.

'અત્યારે તમારે તો જરાએ મુશ્કેલી વધારવી ન જોઈએ.'

'અરે, જા જા. એમનાથી એકે સેકચો પાપડ ભાંગે તેમ નથી.' ખેંગારે કહ્યું, પણ તેના અવાજ પરથી એમ લાગ્યું કે તેને પસ્તાવો થવા માંડયો હતો.

રાણકદેવી ધીમેથી રા' પાસે આવી. 'એ બે ગયા તો નિરાંત થઈ. આપણા ધર્મવિગ્રહમાં એ જ કલંક હતા.' તેણે જરાક હસીને કહ્યું. તેની આંખો પલવાર રા'પર ઠરી. તેમાં શ્રદ્ધા ને અડગતા હતી. ખેંગારે પોતાની પત્નીની શ્રદ્ધા જોઈ અને ઊમળકો આવતાં તેના ખભા પર હાથ મૂકયો.

'સતી! ખરી વાત. એવાને સ્પર્શે આપણે દૂષિત થઈએ. કાક!' ખેંગારે હસીને કહ્યું.: 'જૂનાગઢના રા' સદાએ ધર્મયુદ્ધ કરે છે.'

'હું જાણું છું, બાપુ! જાણું છું.' જરાક કંટાળીને કાકે કહ્યું. 'પણ હું તો વિજયી થાય તેવા યુદ્ધને ધર્મયુદ્ધ માનું છું.'

'કાકભટ્ટજી!' રાણકદેવીએ કહ્યું. 'તમારો ટેક હું જાણું છું હો! અમે એમ છેતરાઈએ એમ નથી. ચાલો, ઉપર અગાસી પર જઈશું? બહુ જ તાપ લાગે છે.'

'તમે બે જાઓ, હું થોડીવારમાં આવી પહોંચું છું.'

રાણકદેવીની આંખો રા'ની આંખો સાથે મળી. જે પ્રેમ માનમાં, સંયમમાં ને વિપત્તિમાં અણદીઠો રહેતો તે પલવાર દેખાયો. દેવડી ધામેથી છટાભર્યાં ડગ ભરતી આગળ ચાલી, પાછળ ખેંગાર ગયો અને કાકની આંખ આ બેલડીની એકતાનતા જોઈ ભીની થઈ.

તેણે નિસાસો મૂકયો. આ બે વિપત્તિમાં પણ સાથે હતાં. તેને તેની મંજરીની સાથે રહેવાનો લહાવો પ્રભુએ આપ્યો નહોતો.

ખેંગાર ને રાણક આગાસી પર ગયાં. રાણકદેવીએ સ્નેહથી ગિરનાર સામે જોયું. તેને મન તે નિર્જીવ પથ્થર નહોતો, પણ સમભાવી ઈષ્ટદેવ હતો. સવાર ને સાંજ તે તેની સામે જોતી ને તેના ઘડીઘડીના રંગ તેના મન પર જુદીજુદી અસર કરતા. અત્યારે ચાંદનીમાં તે તેને હસતો લાગ્યો.

'આજે મારો ગિરનારો આનંદમાં છે.' તેણે હસીને કહ્યું.

'તમને જોઈ કોણ આનંદમાં નથી આવતું?' ખેંગારે હેતથી તેને ખભે હાથ મૂકયો. 'સતી! જુઓને આજે તમે ન હોત તો મારું શું થાત?'

'વાહરે મારા સોરઠના ધણી!' તેણે મંદ હાસ્ય કરી કહ્યું. 'તમે પણ વહુઘેલા થઈ ગયા છો!' તે જરા ટકોરમાં બોલી, પણ તેની આંખોમાં ગંભીર ને ઊંડો સ્નેહ હતો. તેણે ખેંગારના હાથમાં હાથ રાખ્યો.

'તમારી પાછળ ઘેલા થવામાં પણ મને મોટાઈ લાગે છે. પણ સતી! આપણું શું થશે?'

'કેમ?' આશ્ચર્યથી દેવડીએ પૂછ્યું.

'કેમ શું? પેલું વંથળી જોયું? તેની સીમા દહાડે દહાડે વધતી જાય છે. ને આપણી ચોકીઓ જોઈ? દહાડે દહાડે પાસે આવતી જાય છે.'

'મારા રા'!' તેણે આસ્તેથી કપાળ ખેંગારના ખભાને અરાડયું. 'તમારું હૈયું પણ ડગવા લાગ્યું?'

'ના' ગર્વથી રા'એ કહ્યું. 'સતી, મારા બાપદાદા લડતા આવ્યા છે ને લડતાં મુઆ છે. હું તેમને પણ નમતું આપું એમ નથી તો આ સોલંકીને આપીશ? પણ આંખે જે જોયું તે કૈં અણજોયું થાય?'

અવર્ણનીય ભાવથી દેવડીએ ખેંગારના ગળા પર હાથ નાખ્યો. 'મારા રા'! હું તો અબલા છું. વધારે તો શું કહું, પણ નમતું આપ્યા કરતાં તો ન જીવવું સારું.'

ખેંગાર આ નિર્મલ દેખાતી નાર તરફ જોઈ રહ્યો. તેના હૃદયમાં પ્રચંડ ઊર્મિ થઈ. તેણે દેવડીને છાતી સરસી ચાંપી. તેમના ભાવમાં, વાતમાં ગાંભીર્ય અને સંયમ હતાં; એકબીજામાં અગાધ શ્રદ્ધા હતી.

'સતી! તમે હશો ત્યાં સુધી હું આમ ને આમ રહીશ.'

'હું હોઉં કે નહિ, પણ મારા ટેકીલા રા' તો આવા જ રહેવાના.'

પાંચ પળ બેમાંથી કોઈ બોલ્યું નહિ. વાતાવરણમાં પણ અસાધારણ ગાંભીર્ય હતું—જાણે સૃષ્ટિને પાળે ઊભા રહી અનંત વ્યોમમાં ઝંપલાવવાની તૈયારી કરતાં હોય એમ ને ઊભાં.

કોટની બહાર—દૂર કૈં ચીસ સંભળાઈ. રા'એ જોયું તો ત્રણેક કોસ દૂર દેખાતો એક દીવો હોલવાઈ ગયો.

'સતી!' હોઠ પીસી રા'એ કહ્યું. 'આપણી એક ચોકી ગઈ.'

'કાલે સવારે પાછી લેજો.' દેવડીએ તરત જ જવાબ દીધો.

રા'એ જવાબ નહિ આપ્યો. બંને ઘણો વખત સુધી મૂગા મૂગા ઊભાં. એવામાં બહારને દાદરેથી એક જણ કોઈ આવ્યું.

'કોણ એ ?' રા'એ પૂછ્યું.

'બાપુ ! સામંત થાણદાર આવ્યા છે.'

'કોણ દાદુ ?'

'હા બાપુ !'

'જા સામંતને બોલાવ.'

'જી !' કહી દાદુ ગયો.

'હું જતી રહું ?'

'ના, તમારું કામ પડશે; બેસો.' ખેંગારે કહ્યું અને બંને જણ ત્યાં પાથરેલી ગાદી પર બેઠાં.

સામંત થાણદાર વજેસંગ નાયકને સાથે લઈ આવ્યો. બંને વૃદ્ધ હતા અને બંનેની સફેદ દાઢી તેમના ગૌરવમાં વૃદ્ધિ કરતી. પાછળ દાદુ પણ આવ્યો.

'બાપુ ! આવું કે ?'

'કોણ કાકા ?'

'હા બાપુ !' નાયકે જવાબ વાળ્યો.

'આવો આવો.' ખેંગારે હસીને કહ્યું. બંને જણા આવ્યા ને પહેલાં રાણકદેવીને તેમણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં.

રાણકદેવી સોરઠીઓને મન રાણી નહોતી, તેમ સ્ત્રીએ નહોતી, તેને તે સતી અને માતા માનતા. વૃદ્ધ ને બાલ, પુરુષ ને સ્ત્રી તેને પૂજ્ય ગણતાં; એટલું જ નહિ, પણ તેની પાસે ઈશ્વરી શક્તિઓ પણ છે એમ માનતા. આખા સોરઠમાં તેના નામની બાધા લેવાતી અને

દુઃખીઆંઓ તેની આશિષ લઈ દુઃખ ટાળવાની ઇચ્છા રાખતાં. તે મલાજો પાળતી નહિ અને ઘણી વખતે ગામ લોકો તેને દર્શને આવતા.

અત્યારે આ બે વૃદ્ધ પુરુષો પણ દેવડીને બેઠેલી જોઈ જરાક ખંચાઈને માનભેર બેઠા. તેઓ તેમના રા'ને ચાહતા, પણ તેની રાણીને પૂજતા.

'કેમ કાકાજી! બધાં ખુશી તો ખરાં?' રાણકદેવીએ પૂછ્યું.

'હા બા, તમારે પ્રતાપે ખુશી છીએ. મારા બાપા! કેમ છો?'

'મઝામાં. સાંભળ્યું ને? દેશળદેવને રજા આપી.'

'જીવતા રહો મારા સોરઠના ધણી! એની તો એ જ વલે હતી. તમારા ધર્મરાજ્યમાં એટલો જ ડાઘ હતો.'

'અરે આ દાદુ ખીજાશે.' ભેંગારે કહ્યું.

'એ તો મારા બાપા! તમે ઉદાર જીવના, નહિ તો આટલાં વર્ષ એને વેઠત નહિ. એમ કહો કે દાદુ ગઢની નશાબદાર; નહિ તો એની સાત પેઢી બોળાવત.'

દાદુ જરાક ગભરાયો. પોતાના બાપની ચોકી સાચવવા તો પોતાને નહિ મોકલાવે?

'બાપુ!' સામંત થાણદારે કહ્યું. 'પેલી ચોકી હોલવાઈ તે જોઈ?'

'હા.'

'અન્નદાતા! આપણે હવે કૈં કરવું જોઈએ.'

'હું પણ તે જ વિચાર કરું છું. આપણે ગમે તેમ કરી એભલ નાયકની ચોકી લેવી જોઈએ.'

'જીવતા રહો મારા સોરઠના ધણી!' વજેસંગે કહ્યું. 'જેવું તારું શૂર તેવા તારા બોલ. મારા બાપા! કર ફતેહ.'

'કાકા! એ સિવાય છૂટકો નથી, નહિ તો થોડા દિવસમાં આપણે ભૂખે મરવું પડશે. મેં તેથી જ જાદવને બોલાવ્યો.'

'બાપુ!' સામંતે કહ્યું. 'આપણે કાલે મધરાત પછી નીકળીએ. ત્રણસો સોરઠીઓ તૈયાર કરું છું.'

'સતી! તમે શું કહો છો?'

'મારા રા' રણે ચઢશે એટલે વિજય કરશે.' રાણકદેવીએ કહ્યું.

'જીવતાં રહો બા.' વજેસંગે કહ્યું. 'મારા વીર! બા કહે છે ત ખરી વાત. વિજય કર મારા ધણી!'

'એટલું જ નહિ. પણ મને લાગે છે કે આમ બેસી રહેવામાં ડહાપણ નથી. એ ચોકી લઈ, આપણે મેંદરડા પર છાપો મારીએ.' ખેંગારે કહ્યું. 'આપણે બેસી રહીએ છીએ ને સોલંકી સબળ થતો જાય છે.'

'ખરું કહ્યું મારા બાપા!' વજેસંગે કહ્યું.

'એ પણ સારો વિચાર છે બાપુ!' સામંતે કહ્યું. 'જેટલાં જોઈશે તેટલાં માણસો તૈયાર છે.'

'ઠીક, ત્યારે સામંત! તમે ને છત્રસાલ તૈયારી કરો, ને કાકા! તમારે ગઢ સાચવવાનો છે.'

'બાપુની મરજી.'

'એવું રણ ખેલીએ' હોઠ પર હોઠ પીસી ગર્વથી ખેંગારે કહ્યું. 'કે આપણી સાત પેઢી તરી જાય.'

રાણકદેવી એક મ્લાન હાસ્યથી ઉત્તેજન આપી રહી.

'ને દાદુ! તું શું કરશે? ચોકી લેવા જતાં તારી હિંમત ચાલશે કે?' રા'એ પૂછ્યું.

'બાપુ! જે આજ્ઞા હશે તે હું કરવા તૈયાર છું.'

'તું અહીંયાં ગઢ સાચવજે.'

રા' બોલતાં અટકી પડયા. હેઠળ બેચાર જણ દોડતા આવ્યા

હોય એવો અવાજ સંભળાયો ને એકદમ કોલાહલ થઈ રહ્યો. અગાસ પર બેઠેલા બધા ઊભા થઈ ગયા.

બે ત્રણ જણ ઝપાટાબંધ ઉપર આવ્યા. આગળ દાદુનો ભાર રાયઘણ હાંફતો હાંફતો આવ્યો.

'બાપુ! બાપુ!'

'કેમ?' રા'એ પૂછ્યું.

'છત્તરસાલજી મરાયા.' 'વિશળદેવજીને શોધવા મોટાભાઈ તેમને ઘેર ગયા ત્યાં મોધાંભાભીએ જમૈયો મારી ઠાર કર્યા.'

# પ્રકરણ પંદરમું

## સતીનો આશીર્વાદ

મોઘાંભાભી દેશળદેવજીનાં કુંવરી અને દાદુ ગઢવીનાં ધર્મપત્ની હતાં: સાસરું ને પિયર બન્નેને ધ્રુજાવનાર કુલદેવી હતાં. અસાધારણ ઊંચાઈ, પડછંગ ઉઠાવ, મોટું નાક, ફાટા ડોળા, તીણો અવાજ—આ બધાં એમના સ્વભાવની ઉગ્રતા અને નફટાઈનું માત્ર આછું દર્શન કરાવતાં. તેમના હૃદયમાં કોઈને માટે કંઈ પણ લાગણી હોય તો દેશળદેવજી માટે; અને દેશળદેવજીનું હૃદય જો આર્દ્રતા અનુભવવાની તસ્દી લે તો તે તેમની પુત્રી માટે જ.

છત્રસાલ દેશળદેવને લઈ વીશળદેવને લેવા આવ્યા ત્યારે મોઘાંભાભી સાસરે જવાની તૈયારી કરતાં હતાં. એટલામાં બહાર થતી વાતચીત સાંભળી તેના રોષનો પાર રહ્યો નહિ. તે બારણા પાછળ ઊભી રહી અને થોડુંક જોયું ને સાંભળ્યું; ને તેનો હાથ કેડે ખોસેલા જમૈયા પર ગયો. જેવા દેશળદેવ બહાર જતા જતા હતા કે તે બહાર આવી.

'બાપા! ક્યાં જાઓ છો?'

'મને રા'એ ગામ બહાર કર્યો છે.' દેશળદેવે કહ્યું.

'ને તમે લઈ જાઓ છો?' છત્રસાલ સામે ફૂંફાડો કરી મોઘાંએ પૂછ્યું.

'તું તારું કામ–' જેઠ જવાબ દેવા જતા હતા, પણ તે વધારે બોલે તે પહેલાં તો મોઘાંએ જમૈયો કાઢી તેમની છાતીમાં ભોંકી દીધો.

છત્રસાલ પડયા. દેશળ ને વીશળ ગભરાઈ ગયા. મોધાં શાંત હતી. 'જોઉં છું કે કોણ તમને ગામ બહાર કરે છે?' તેણે કહ્યું.

'દીકરી ! તેં તો સત્યાનાશ વાળ્યું.' બાપે ગભરાટમાં મૂછો ઊખડી જાય તેમ કરડીને જવાબ દીધો.

રાયધણ છત્રસાલની જોડે આવ્યો હતો તે ગભરાઈ ગયો અને એકદમ રા'ને ખબર કરવા દોડયો.

ખબર થતાં રા', થાણદાર, વજેસંગ નાયક અને દાદુ ગઢવી એકદમ રાયધણ સાથે આવી પહોંચ્યા. પાછળ માણસો પણ આવ્યાં. રાણકદેવી પણ બે ત્રણ દાસીઓ લઈ પાછળ આવી.

દેશળદેવની હવેલી રાજગઢની પાસે જ હતી. સ્વસ્થ રા' ત્યાં ભેગાં થએલાં માણસોને દૂર થવાનું સૂચવી અંદર પેઠો. બારણા આગળ જ બેભાન છત્રસાલને બે જણ ટેકવી રહ્યા હતા અને દેશળ ને વીશળ ત્યાં ઊભા હતા. અંદરના બારણામાંથી ગભરાએલી સ્ત્રીઓ જોઈ રહી હતી.

રા' પલવાર ઊભો રહ્યો અને પછી તેણે તિરસ્કારથી દેશળદેવ સામે જોયું.

'દેશળદેવ !' તેણે ભયંકર શાંતિથી પૂછ્યું: 'તમે શું મોઢું લઈને અહીંયાં ઊભા છો ? થાણદાર ! આ પેલા બે સાપ જોયા ? એમને ગામ બહાર કરી આવ. જો જરા ફૂંફાડો કરવા જાય તો ડોકી જ મરડી નાખજે.'

'બાપુ !' દેશળદેવે ધ્રૂજતે હોઠે કહ્યું. 'આ અમારું કામ નથી.'

'તમારું નહિ તો તમારી દીકરીનું, બહુ ફેર નથી. મારે એક બોલ વધારે સાંભળવો નથી. જાઓ, તમારું કાળુ કરો.'

રા'ના મુખની ઉગ્રતા જોઈ જે હાજર હતા તે બધા કંપ્યા. દેશળદેવે મૂગે મોંઢે થાણદાર તરફ જોયું અને નીચું જોઈ ચાલવા માંડયું. વીશળદેવ પાછળ ગયો. જતાં જતાં દેશળે દાદુ સામે જોયું. ગઢવી તેના ભાઈ તરફ ગયો હતો અને તેના ઘામાંથી વહેતું લોહી

અટકાવવાને પ્રયત્ન કરી રહ્યો હતો. તે સસરાએ કરેલી નજરનો અર્થ સમજ્યો; કાલે રાતે ગઢ પર રહેવાના ફરમાનનું તેમાં સૂચન હતું.

એટલામાં ભરાયલી ઠઠ દૂર થઈ માર્ગ આપ્યો અને રાણકદેવી આવી. લોકો મૂંગા બની ઊભા રહ્યા. જેમને તેનો જરા પણ સ્પર્શ થતો તે આસ્કા લેવા લાગ્યાં. તે આવીને છત્રસાલ તરફ ગઈ અને તેની સારવારમાં ગૂંથાઈ. થોડીવારે તે ત્યાં બેસી ગઈ અને એક પંખો લઈ તેણે પવન નાખવા માંડ્યો.

'પેલી મોંઘી ક્યાં છે?' રા'એ પૂછ્યું: ને તેણે દાદુ તરફ જોયું.

અંદરના બારણામાં કોઈ આવ્યું ને પૂછ્યું: 'કેમ શું કામ છે? હું આ રહી.'

બધા સ્તબ્ધ થઈ ગયા. રા'ની હાજરીમાં આમ આવવું ને બોલવું એ અકલ્પ્ય હતું. આ છોકરી શું કરતી હતી?

'દાદુ! હમણાં એને પૂરી મૂક, પછી જોઈશું.' રા'એ કહ્યું.

દાદુ બૈરીને શિક્ષા કરવા ક્યારનો તલસી રહ્યો હતો, પણ રા' ને દેવડીની હાજરીથી ખંચાતો હતો. રા'ની આજ્ઞા થતાં તે આગળ વધ્યો.

'મને કોણ શું કરવાનું હતું?' આગળ આવી મોઘાં બોલ્યાં. તેના મોટા ડોળા વિકરાલ લાગતા હતા અને તે ક્રોધથી કંપતી હતી. તેના મોટા હાથ હજુ રુધિરભીના હતા. તે રા' તરફ જોઈ રહી. રા'એ દાદુ તરફ જોયું.

દાદુ—નરમ બિચારા ગઢવી—નું લોહી ઊકળી આવ્યું. તેણે કેટલાંએ વર્ષો સુધીનો એ હેડંબાનો ત્રાસ સહ્યો હતો, પણ અત્યારે તેણે તેના મોટાભાઈને માર્યા ને પૂજ્ય એવા રા'નું તે અપમાન કરવા બેઠી હતી. તેનામાં રહીસહી વિનાશક વૃત્તિ સબલ થઈ. મોઘાંને મારવી, તેને દબાવી દેવી, તેને વશ કરવી, એવું ઝનૂન તેના જીવનમાં પહેલીવાર પ્રગટ્યું. તે પાસે ગયો.

'દાદુ !' રાણકદેવડીએ કહ્યું, 'એને જવા દે. નકામું પાપ તું વ્હોરતો મા.' તેના અવાજમાં મીઠાશ હતી.

દરેક જણ કાંતો મોધાં કે કાંતો રાણક તરફ જોઈ રહ્યું હતું. મોધાં–વિફરેલી સ્ત્રીશક્તિની પ્રતિમા–કોણ પોતાને ડારે છે તેની વાટ જોતી ઊભી હતી. બાજુ પર બાનો કરેલો છેડો છત્રસાલના મોઢા પર ફેરવતી સંરક્ષક વૃત્તિના અવતાર સમી દેવડી બેઠી હતી.

રા' પણ ખંડ વચ્ચે નિશ્ચયાત્મકતા દર્શાવતો ઊભો હતો. ઝનૂનમાં અસ્વસ્થ દેખાતો દાદુ હાંફતો હતો.

આખા ખંડમાં શાંતિ પ્રસરી હતી. રાણી બોલી રહી ને દાદુ મોધાંનો હાથ ઝાલવા ગયો.

'રહેવા દો' મોધાંએ અપમાનકારક અવાજે પોતાના પતિને કહ્યું, 'નહિ તો જેવી તમારા ભાઈની વલે થઈ તેવી તમારી થશે.'

આ અપમાને હદ વાળી. દાદુએ હોઠ પીસી હાથ ઉગામ્યો. રા'એ અધીરા બની તરવાર પર હાથ નાંખ્યો. રાણીએ છત્રસાલ તરફ નજર કરી, મોધાં તરફ જોયું ને મૃદુતાથી છત્રસાલના કપાલ પર આવેલા વાળ ખસેડયા.

'દાદુ ! ધીરો પડ.' રાણીએ શાંતિથી કહ્યું, 'અંબાભવાની કરશે તો બધાં રૂડાં વાનાં થશે.'

રાણકનો અવાજ બોલતાં ધ્રૂજ્યો–જરાક ગાજ્યો. ચમત્કારીક પલ હોય તેમ આખો ખંડ ધ્રૂજતો લાગ્યો. બધાં કંપ્યાં ને જાણે મોધાંના જવાબમાં હોય, જાણે સતીની આજ્ઞાથી હોય તેમ છત્રસાલે આંખો ઉઘાડી રાણકદેવી પર ફેરવી.

'બા ! સતીમાતા ! ખંમા !' છત્રસાલ ધીમેથી બબડયો. બધાંએ શબ્દો સાંભળ્યા. બધાંની છાતી બેસી ગઈ.

રા'ના મોઢા પરથી ઉગ્રતા જતી રહી. તેના ગળામાં આંસુઓ સંભળાયાં. 'સતી ! ધન્ય છે તને !'

મોઘાંની આંખો છેક ફાટી ગઈ. તેના હાથમાંથી જમૈયો પડી ગયો. તેનું મોં ફિક્કું પડી ગયું. જાણે ભય નિવારતી હોય તેમ તેણે હાથ લંબાવ્યા, આંખે હાથ દીધા.

'આ–ડાકણ–છે–' કહી તે બધા વચ્ચે બેભાન થઈ પડી.

'સતીમાને ખંમા.' લોકોએ માનપૂર્વક ઘોષ કર્યો.

રાણકદેવી ઊઠી અને સચેતન છત્રસાલને બીજાને સોંપી પાણીનો લોટો લઈ મોઘાંને ઉપચાર કરવા આવી. લોકો આ મનુષ્ય સ્વરૂપમાં દેવીને માનભેર જોઈ રહ્યાં.

'સતી ! હવે મહેલે ચાલો. દાદુ ! છત્રસાલને પણ ત્યાં લઈ ચાલ.' રા'એ કહ્યું.

'આ છોકરી જરા ભાનમાં આવે ને હું આવું, તમે જતા થાઓ.'

'મારા ધણી ! આપ પધારો.' વજેસંગે કહ્યું. 'હું બાને લઈ આવું છું.'

રા'એ જોયું કે જ્યાં સુધી તે અહીંયાં ઊભા હતો ત્યાં સુધી કોઈ બીજી સ્ત્રી રાણીને મદદ લાગવાની નથી એટલે તે ત્યાંથી ચાલ્યા. લોકો વિખરાવા માંડ્યા. આખા ગામમાં સતી માતાના ચમત્કારની વાત પ્રસરી, ગામલોકોનાં ટોળેટોળાં રાણકદેવીના દર્શન ને પાદસ્પર્શ કરવા આવ્યાં, ચારે તરફ ઉત્સાહ પ્રસર્યો. બધે સતી માતાનાં ભજનકીર્તન થવા લાગ્યાં. તે રાત્રે આનંદના ઉત્સાહમાં જૂનાગઢે જાગરણ કર્યું.



## પ્રકરણ સોળમું

### ભવિષ્યવાણી

દેશળદેવને ત્યાંથી પાછા આવ્યા ત્યારે રા' ગંભીર બની ગયા હતા. તે તેની રાણીને દૈવી માનતો હતો અને પ્રણયી અને પૂજક બેની ભક્તિ તેના હૃદયમાં ઉછાળા મારી રહી હતી. ગામલોકમાં પ્રસરેલો ઉત્સાહ પણ તેના હૃદયમાં વીરતા ઉત્તેજી રહ્યો, અને છતાં ન સમજાય તેવો ખેદ તેના હૃદયને દબાવતો હોય એમ લાગ્યું.

તે રાજગઢમાં જઈ કાકને બોલાવી પાછો અગાસી પર ચઢ્યો અને કાકને બધી સવિસ્તર વાત કહી.

'કાક, આજે તો સોનાનો સૂરજ ઊગ્યો.' રા'એ કહ્યું, 'મારી સતીનો પ્રતાપ ખરેખરો ઝળક્યો. છત્રસાલને તેણે જિવાડ્યા—ને પેલી શંખણીને મહાત કરી. કાક! ખરેખર સતી તો અંબાભવાનીનો અવતાર છે!'

'ખરેખર બાપુ! એ તો તમારા ઘરની ને દેશની લક્ષ્મી છે. એ છે ત્યાં સુધી તમારું રાજ્ય અમર તપે છે.'

'કાક! શાંત ને સુઘડ—તે કેવી બેઠી બેઠી છત્રસાલને સજીવન કરી રહી હતી!' સ્નેહભર્યે અવાજે રા'એ કહ્યું.

'લોકોને પણ આનંદ અજબ થયો લાગે છે.'

'હા. લોકો તો એની પાછળ ગાંડા થયા છે. કાક! મારી અવદશા આજથી બદલાઈ.' હોઠ પીશી ખેંગારે કહ્યું.

'બાપુ ! તમારા જેવા સુખના દહાડા નહિ જોશે તો કોણ જોવાનું છે ?' રા'એ કહ્યું તેનો ઊંધો અર્થ કરી કાકે કહ્યું.

'તે તો કોણ જાણે ! પણ હું કાલે જ રાતે હવે પ્રસારો કરું છું. તું જોઈ લે હવે ખેંગાર હાથ બતાવશે.'

'ભોળાનાથ તમારું સારું કરે !'

'કાક !' પણ મારા જતા પહેલાં તું અહીંયાંથી ચાલ્યો જા. હું અહીંયાં નહિ હોઉં તો તારો જીવ નાહક જોખમમાં પડશે.'

'બાપુ !' કાકે કહ્યું. 'મને જવા દેવાની શી ઉતાવળ છે ? અને રાણી આજે જાઉં ને તમારી વાત કહી દઉં તો ?' તેણે હસીને વાત બદલવા કહ્યું.

'કાક ! તું વિશ્વાસઘાત કરે તો પછી ભલે મોત આવે.' રા'એ ગાંભીર્યથી જવાબ આપ્યો, 'મને તેની ફિકર નથી. ભાઈ ! કાલે વહાણા પહેલાં ચાલવા માંડજે.'

'કાક ! પણ મારાથી અહીં રહીને કૈં થાય એમ નથી ?'

'કાક ! તારો ટેક હું જાણું છું. હું તેની આડે આવવા નથી માગતો. પણ એટલું યાદ રાખજે કે તારો માલિક તારી કદર કોઈ દહાડો કરવાનો નથી. તું મારી સાથે રહ્યો હોત–'

'બાપુ ! જેવું તમારું જૂનાગઢ છે તેવું મારે પણ મારું ગામ છે. તેને લીધે તો મારે આ બેકદર માલિક સ્વીકારવો પડ્યો છે. શું કરું ?'

'તું પણ મારી માફક જંપીને બેઠો નથી.' રા'એ કહ્યું.

'ને બાપુ ! જંપીને બેસવાનો નથી. મને પણ કૈં એવું થાય છે–'

'સતી આવી.' ઊમળકા ભેર રા'એ કહ્યું, ને તે દાદર તરફ ઉતાવળે પગે ગયો. કાક ઊભા ઊભા જોયા કર્યું. શું સુયોગ્ય યુગલ ! શી શ્રદ્ધા ને નિર્મલતા ! કાકની આંખ આગળ પોતાની સહચરી આવી.

તે બે પણ કેવાં સુયોગ્ય, શ્રદ્ધાળુ ને નિર્મલ હતાં! પ્રભુ આવાં જોડાંને શા સારુ દુઃખ દેતો હશે? છૂટાં પાડતો હશે? કાકને કમકમાં આવ્યાં.

'સતી! આ કાકને પણ હવે કાઢી મૂકું છું. આજે મને બધાને કાઢી મૂકવાની ધૂન લાગી છે.' રા'એ ખેદયુક્ત અવાજે કહ્યું.

'એણે પણ મને ગાળો દેવા માંડી શું?' રાણકદેવીએ હસીને કહ્યું.

'બા! તમને ગાળો ભાંડતાં પહેલાં તો ક્યારનીએ હું આ જીભને ખેંચી કાઢીશ. મહારાજને હવે મને દૂર કરવો છે.'

'દૂર નહિ કરે તો!' રા'એ ઉમેર્યું, 'મારી સાથે રહી કે તે સુખ પામવાનો છે?'

'ત્યારે બીજે ક્યાં પામીશ? પણ બા, દાદુ ગઢવીની બેરીનું શું થયું?'

રાણકદેવી હસી, 'થોડીક વારે તે મૂર્છામાંથી જાગી અને મને બેઠેલી જોઈ પાછી આંખો મીંચી દીધી. તેને મન તો હું જીવતી ડાકણ છું.'

'એક વખત એ જ કહેતી હતી ને કે તમે આખા સોરઠને ખપ્પરમાં લેવા અવતર્યાં છો.' રા'એ કહ્યું. તે અવાજ હસવાનો હતો, પણ કોણ જાણે કેમ તેમાં પણ ગાંભાર્ય સંભળાયું,

'બાપુ! નસીબમાં હોય તે જીતે ને નસીબમાં હોય તે હારે, પણ તમારા જેવો નર ને બાના જેવાં નારી કલિકાલમાં નજરે ચડે એમ નથી.'

રા'ના કપાળે કરચલીઓ દેખાઈ. તેણે જવાબ આપ્યો નહિ.

'કાક!' રાણકદેવીએ કહ્યું, 'એવું બોલ નહિ, નહિ તો અમને અભિમાન ચડી જશે.'

'અભિમાન તમને ચડે એમ નથી. એ તો બધું અમારી તરફ.' કહી કાકે વંથળી તરફ હાથ કર્યો.

રા' ને રાણી બંને તે તરફ ફર્યાં ને થોડી વાર જોઈ રહ્યાં.

એક ઘરભૂલ્યો કાગડો દૂરથી 'કા કા' કરતો સંભળાયો.

કાગડાનો અવાજ જે દિશા તરફથી આવતો હતો તે તરફ રા' ફર્યો. તેનું મોંઢું ફિક્કું થયું ને તેના હોઠ એકેક પર દબાઈ રહ્યાં. તેણે ઊંડે ને ક્રૂર અવાજે કહ્યું: 'કાક! જયસિંહ સોલંકીએ પણ કેં જુલમ કર્યો છે! અંબાભવાની કરે ને તે મારા હાથમાં એક વખત આવે! એનું બધું અભિમાન ઉતારું.' કાક મૂંગો રહ્યો.

'અભિમાન કોઈનું રહ્યું છે કે એનું રહેવાનું છે!' રાણકદેવીએ કહ્યું. 'પણ મારા રા'! ટેક તો તમારો જ રહેશે.'

'સતી! અત્યારે તો જૂનાગઢ ટકશે કે નહિ એ પહેલી વાત છે.' રા'નો અવાજ વધારે ગંભીર થઈ ગયો. તેનું હૃદય ચારે તરફના બનાવોથી ગૂંગળાઈ રહ્યું હતું, તે અત્યારે વધારે સખત કૃત્રિમતા ધારી શક્યું નહિ. 'ટેક તો રાખીએ છીએ ને રાખીશું—મરતા સુધી—પણ મને માનશુકન થાય છે. આ કાકને પણ અત્યારે જવા દેવા જીવ ચાલતો નથી. કાલે તને છોડી રણે ચઢતાં પણ જીવ ચાલશે નહિ. મને કેં કળાતું નથી. મારું હૃદય આવું કદી ઘેરાયું નથી. જાણે આપણું—જૂનાગઢનું, ચુડાસમાનું—આવી બન્યું હોય એમ લાગે છે. પેલું વંથળી જોયું? જાણે ત્યાંથી—જ્વાળામુખીના મોંમાંથી—જ્વલંત ને વિનાશક પ્રવાહ ચારે તરફ પ્રસરે છે; ગગન ને પૃથ્વીને ગૂંગળાવે છે; મને, તને—મારા નામને—મારી કીર્તિને બાળીને ભસ્મ કરતો દેખાય છે.'

રા' બોલતાં થોભ્યો. વાતાવરણ ખરેખર ગૂંગળાતું લાગ્યું. રાણકે વથંળી તરફ જોયા જ કર્યું. કાક વચ્ચે બોલ્યો: 'મહારાજ! આવા વિચારો તમારે કરવાના નથી. સોરઠના ધણી! સાત પેઢીનો ટેક ને સોરઠનું સ્વાતંત્ર્ય તમારે જોરે ટક્યાં છે.' કાકે રા'ના ખભા પર હાથ મૂક્યો. 'જેનું જે થવાનું તે થાય—અત્યારે તો રણ ખેલવાનું છે. સોરઠનો રા' કદી ડર્યો સાંભળ્યો છે?'

રા'એ કપાળ પર હાથ મૂક્યો, 'કાક ! હું કદીએ ડગવાનો નથી... પણ ભાવિમાં શું લખ્યું છે તે જણાય તો–'

'ભાવિ !' એક અમાનુષી જેવો અવાજ આવ્યો. રા' ને કાક ચમક્યા. ચોથું કોઈ નહોતું, પણ રાણકદેવડીના મુખમાંથી ભાવલીન, અપાર્થિવ, શાંત ને નિશ્ચેતન અવાજ નીકળ્યો હતો. અગાસીની પાગેર પર બે હાથ મૂકી, ડોળા ફાડી, વંથળી તરફ ભવિષ્યની લિપિ વાંચી રહી હોય તેમ તે ઊભી હતી. તેના હાથ જરા ધ્રૂજતા હતા, તેનાં ભવાં ભેગાં મળ્યાં હતાં, તેની આંખો સ્થિર ને તેજહીણ થઈ રહી હતી–તેનો આખો દેખાવ શબસમો હતો. બંને પુરુષોનાં હાજાં ગગડી ગયાં. તે મોંઢાં ફાડી, જોઈ, સાંભળી રહ્યા.

'ભાવિ !' રાણકે બોલવા માંડ્યું. 'મને દેખાય છે–થોડુંક ને ઘેરું. સોલંકીનું સૈન્ય સિમાડા ભૂંસી રહ્યું છે, સોહન સોરઠ દેશ...આ હતો ન હતો થઈ રહ્યો.–' બોલતાં બોલતાં જાણે તે ગાતી હોય એવો રાગ થયો.

'ગરવા ઓ ગિરનાર, ગરવા તાહરો ગણી ગયા;
જૂનાગઢનો ટેક, હાય ! હવે ક્યાંયે ના રહ્યો.'

રા' ને કાક બંને ધ્રૂજ્યા ને રા'એ કાકનો હાથ પકડ્યો. રાણક જાણે અંધકારમાં કૈં ન દેખાતું હોય ને ધ્યાનથી જોવા મથતી હોય એમ જોઈ રહી. અવાજમાં વધારે ને વધારે ખિન્નતા આવી.

'સોલંકીની આણ ફરતી ચારે કોર આ;
ને ધરણી ધ્રૂજે હાય...લોક પામે ત્રાસ સહુ.

રા'એ સપનાં સેવિયાં, તે સહુ...આગ્રુસર્યાં રહ્યાં...'

રાણીનો અવાજ તૂટ્યો. તેણે નિસાસો મૂક્યો. થોડીવારે તેણે ફરી ઝપટથી બોલવા માંડ્યું. અવાજમાંથી ખિન્નતા ઓછી થઈ. 'પણ સોલંકીને પિંડ મૂકવાને પુત્ર નથી–નામ નથી ને નિશાન નથી. પાટણ પાધર થઈ ગયું...નવા રાજા ને નવી પ્રજા...પણ–

'રઢિયાળો મુજ ગિર, ગરવો ગગને શોભશે;
ને અમર રા'ખેંગાર, સોરઠને સોહાવશે......
ત્રણે કાલે ટેક......વીર ખેંગાર કહાવશે......
ને સતિયાનું જે સત તે રંક રાણકનું......'

અવાજ તદ્દન તૂટયો ને તે અટકી પડી. તેની આંખો બિડાઈ ગઈ. તેને મોંઢે ફીણ આવ્યાં અને ખેંગાર તેની પાસે જાય તે પહેલાં તે બેભાન થઈ પડી ગઈ. કાક દેરાળથી પાણી લાવવા દોડયો.

કાક પાણી લાવ્યો તે રા'એ તેને મોંઢે છાંટયું; થોડીવારે તે ભાનમાં આવી ને રા'ની સામે જોઈ જરાક હસી.

'મારા રા'! મને શું થયું?'

'કંઈ નહિ.' રા'એ કહ્યું. તેને લાગ્યું કે રાણીને કંઈ સાંભરતું નહોતું. રાણી કેમ કરતી બેઠી થઈ.

'મારું માથું ભમે છે. હું જઈને જરા આડી પડું.' તેણે ધીમે અવાજે કહ્યું. રા' તેની સાથે જવા તૈયાર થયા, એટલે તેણે તેને કહ્યું: 'તમે શું કામ આવો છો? જરા બેસો. કાકની સાથે વાતો કરો. મને થાક બહુ લાગ્યો છે.' કહી તે ત્યાંથી ચાલી ગઈ.

તે દશ ડગલાં ભરી દાદર તરફ ગઈ અને કાક તથા ખેંગાર બંને અદૃષ્ટ થતા તેના શરીર તરફ જોઈ રહ્યા.

એકદમ બંનેની નજર દેવડીએ જ્યાં પગ મૂક્યા હતા તે તરફ ગઈ ને બંનેએ ગભરાટમાં એકબીજાનો હાથ ઝાલ્યો. બંનેની આંખો ફાટી રહી. બંનેના શ્વાસ રૂંધાઈ ગયા.........

રાણી દાદર ઊતરી ચાલી ગઈ...જ્યાં જ્યાં દેવડીએ ડગ ધર્યું હતું ત્યાં ત્યાં કંકુનાં પગલાં પડી રહ્યાં હતાં એમ તેમને અંધારામાં પણ દેખાયું.

'કાક! જોયું!' રા'એ ગભરાએલે ને ઘોઘરે ઘાંટે પૂછયું.

'હા બાપુ! સતી માતાને ત્રણી ખમા.'

રા'એ આંખે હાથ દીધા. કાક પેલાં પગલાં તરફ જોઈ રહ્યો. જોતજોતામાં લાલ પગલાં અદૃષ્ટ થઈ ગયાં–અગાસીમાં હતો તેવો અંધકાર પ્રસરી રહ્યો.

'મહારાજ ! જોયું ?' કાકે ખિન્ન હૃદયે કહ્યુ. 'પગલાં જતા રહ્યાં.'

રા'એ આંખ પરથી હાથ કાઢી જોયું ને પગલાં અદીઠ થએલાં જોયાં.

'કાક ! સતી ચિતાએ ચઢે ત્યારે આવાં પગલાં પડે એમ ઘરડા કહી ગયા છે. મારું આવી બન્યું.' રા'એ ગદ્‌ગદ કંઠે કહ્યું.

'બાપુ !' કાકે હિંમતથી કહ્યું. 'તમને મોતનો ડર લાગે છે? લાગશે તો સતીની શ્રદ્ધાને કલંકિત કરશો.'

'ના, હું ડરતો નથી. આવી સતી મેળવવાને હું ભાગ્યશાળી છું તે તેને શોભે એવું મૃત્યુ વહોરી લઇશ.'

'શાબાસ મારા વીર !' કાકે કહ્યું.

'પણ કાક ! મારી એક પ્રાર્થના નહિ સ્વીકારે ?'

'પ્રાર્થના ! મહારાજ ! જોઈએ તે આજ્ઞા કરો.'

'હું ચોકી લઈ પાછો આવું ત્યાં સુધી તું અહીંયાં રહે. મને કૈં થાય તો પછી દેવડીનું ને કુંવરોનું કોણ ?'

'નચિંત રહો બાપુ ! ભલે રણે સીધાવો. હું અહીંયાં રહીશ ને મારું ચાલશે તો કોઈને આડી આંચ નહિ આવવા દઉં.'

'કાક ! તેં કેટલો અનુગ્રહ કર્યો ? ભાઈ ! આવ ભેટ ! વખત છે ને ફરી ન પણ મળાય.'

મૂગે મોંઢે બંને ભેટયા ને નીચું જોઈ રા' ચાલ્યો ગયો.

કાક વંથળી તરફ જોઈ રહ્યો ને થોડીવારે તેણે નિસાસો મૂકયો.



# પ્રકરણ સત્તરમું

## જેમાં વાહડ મહેતા ભગ્નહૃદય બને છે

બીજે દિવસે સાંજના વંથળીના રાજગઢમાં બધા અગ્રણી યોદ્ધા-ઓને જયસિંહદેવ મહારાજે બોલાવ્યા હતા.

અંદરના બારણાની પાસે જરીથી ભરેલા ગાદીતકિયા પર મહારાજ પોતે બેઠા હતા. તેમનું મોંઢું ને આંખ તેમના હૃદયમાં બળી રહેલી જ્વાલ બતાવી આપતાં હતાં. તેમનો એક હાથ પાસે પડેલી તલવારની રત્નજડિત મૂઠ સાથે રમી રહ્યો હતો.

બારણાની અંદર લીલાદેવી ને કાશમીરાદેવી બેઠાં હતાં અને ચાલતી વાતમાં જરૂર પડે ટાપસી પૂરતાં હતાં. જરાક અંદરથી મીનળબા બેઠાંબેઠાં પાન ખાતાં હતાં અને બહાર થતી બધી વાતો ધ્યાનથી સાંભળતાં હતાં.

રાજાની પાસે મુંજાલ મહેતા બેઠા હતા, તેની પાસે પ્રચંડ ને તેજસ્વી દંડનાયક ત્રિભુવનપાલ અને સશક્ત ને શાણા દંડનાયક પરશુરામ બેઠા હતા. એક બાજુપર ગૂજરાતી વાણિયાઓના આદર્શ ઉદા મહેતા ઘૂંટણને દુપટ્ટે બાંધી હડપચી પર હાથ મૂકી બેઠા હતા. દાદાક મહેતા, બે ત્રણ મંડલેશ્વરો અને સેનાપતિઓ પણ બેઠા હતા. મરણપથારીએથી ઊઠીને પહેલી વાર જગદેવ પરમાર પણ પોતાની બુદ્ધિનો લાભ આપવા અહીંયાં આવ્યા હતા.

બધું તૈયાર હતું. જૂનાગઢની બધી ચોકીઓ પર એક સામટા છાપા મારવાની ગોઠવણ થઈ ગઈ હતી; અને ચોકીઓ લઈ ગઢ પર એક મોટો હલ્લો કરવા દરેક દિશાના સેનાનીઓને તૈયાર કરવામાં આવ્યા હતા. ક્યાંથી કોણ હલ્લો કરે, ક્યાંથી કોણ સંદેશો લઈ જાય, કોણ કોને મદદ કરે, કોણ પાછું હઠે તો કોણે મદદ કરવી—એ બધું નક્કી થઈ ગયું હતું. ધસારો કરવામાં દુઃસાધ્ય એવા ત્રિભુવનપાલ જૂનાગઢનો મોટો દરવાજો તોડવાના હતા. દાદાક મહેતા અને બે સેનાપતિઓ ગિરનાર તરફની બે બારીઓ પર ધસવાના હતા. મહારાજ પોતે અને પરશુરામ વચલી ચોકીઓ લઈ બંને તરફ જોઈતી મદદ આપવાના હતા. ઉદા મહેતા મેંદરડે રહી ચારે તરફના લશ્કરને ટેકવવાના હતા. મુંજાલ મહેતા વંથળી સાચવવા રહેવાના હતા.

બધાને મહારાજના ઝનૂનની અસર થવા લાગી હતી. ત્રિભુવનપાલ ખેંગારનું શું કરવું તેની ચિંતામાં પડયા હતા. પરશુરામને ફિકર એ પડી કે, જૂનાગઢ પડે તો તે કોના તાબામાં સોંપવું. લીલાદેવીને એક જ લાભ લાગી કે તે પોતે માત્ર એક જ સૈન્ય સાથે રહી શકવાનાં. જગદેવ પરમાર પોતે તદ્દન સારા થઈ ગયા હતા તે જ વાત ફરીફરીને કર્યા કરતા.

પણ આ બધાંમાં મહારાજનો જુસ્સો બધાંથી જુદો દેખાઈ આવતો. તે જલ્યા કરતો, નિર્જન વનમાં બળતા દવના જોરથી; ચારે તરફ તેની જ્વાલ સુસવાટ કરતી અને અણધારી જગ્યાએ તેની આંચ પહોંચી હતી.

'બાપુ ! મને દંડનાયક મહારાજની જોડે દરવાજે જવા દો.' પરમારે ત્રીજી વખત વિનતિ કરી.

'જગદેવ ! નકામી માથાકૂટ નહિ કર.' મહારાજે અધીરાઈથી કહ્યું. 'મારે તને બીજે હજાર કામે મોકલવો છે. પરશુરામજી ! એ સોરઠીઆઓ હરામખોર છે; ગઢ લીધા પછી પણ થોડા દહાડા હંફાવે; માટે જેટલું જીત્યા તેટલું હાથ જ કરવું.'

'તેમાં કહેવું નહિ પડે.' પરશુરામે કહ્યું.

'પેલો દેશળ પણ ત્યાં પડ્યો પડ્યો કે મદદ કરશે, પણ છે નીચ. મહેતાજી !' ઉદા તરફ ફરી રાજાએ કહ્યું. 'વાહડ ગયો તે ગયો. કૈ જવાબ ન લાવ્યો.'

'આવવામાં.' ઉદાએ મીઠાશથી ઉમેર્યું.

'તમારા એ છોકરામાં ઝાઝું પાણી નથી !' ને પછી ત્રિભુવનપાલને ઉદ્દેશીને મહારાજે કહ્યું: 'ને તમે હલ્લો કરો તો હાથી પર નહિ બેસતા. હાથી વિફરે તો આપણો જ ઘાણ કાઢે–' એટલામાં બહાર ગડબડ થવાથી રાજાનાં ભવાં ચઢયાં. 'એ શું ધાંધલ ચાલે છે ? બહાર ઊભાં પેલાં ઢોર શું કર્યાં કરે છે ?'

એક દ્વારપાલ આવ્યો.

'અન્નદાતા ! ભૃગુકચ્છથી કોઈ ખબર લઈ આવ્યો છે.'

'એમ કહે કે શોભ મહેતાને મળે, અમને ખબર સાંભળવાની ફુરસદ નથી.'

'અન્નદાતા ! આપને જ મળવા માગે છે.'

'આખા ગામને હું ક્યાં મળ્યા કરું ? જા, કહે કે શોભ મહેતાને મળે.'

'ને નહિ માને તો ?'

'તારી તલવારને ધાર છે કે નહિ ?' રાજાએ ગુસ્સામાં બરાડો માર્યો.

'એનું નામ શું છે ?' ત્રિભુવનપાલે પૂછ્યું.

'સોમેશ્વર ભટ્ટ.' દ્વારપાલે કહ્યું.

'ભૃગુકચ્છનો ગઢવી !' ત્રિભુવનપાલનું મુખ ચિંતાતુર થયું. 'તે કેમ અહીંયાં આવ્યો ?'

'લાવો બોલાવીએ તો ખરા.' મુંજાલે કહ્યું. 'એમાં શું થયું ?'

'એ કેમ આવ્યો હશે?' લીલાદેવીએ ધીમેથી પૂછ્યું.

'બોલાવ–બોલાવ.' મહારાજે ઉતાવળથી કહ્યું. તેમના મોઢા પરથી લાગતું હતું કે જૂનાગઢ જીતવા સિવાય બીજી કોઈ પણ વાત અત્યારે તેમને પસંદ નહોતી. લીલાદેવી જરાક તેમને આગળ આવી જોઈ રહી.

ફાટેલું ધોતિયું પહેરેલો એક પુરુષ આવ્યો. તેને દિલે કાદવ હતો. તેના મોઢા પર ઉઝરડા હતા. તેના ગૂંચવાએલા વાળ સાહુડીનાં સિસોળીઆંની માફક માથા પર ઊભા હતા. આ વિચિત્ર આવનાર તરફ બધા જોઈ રહ્યા.

'આ સોમેશ્વર ભટ્ટ ?' જરાક ગુસ્સામાં મહારાજે પૂછ્યું.

'હા અન્નદાતા ! હું જ સોમેશ્વર ભટ્ટ. ભૃગુકચ્છનો ગઢવી.'

'કેમ આવ્યો છે ?' મહારાજે અધીરાઈથી પૂછ્યું.

'મહારાજ ! રૈવાપાલે બંડ ઉઠાવ્યું ને ભૃગુકચ્છ હાથ કર્યું. આખું લાટ તેણે હાથ લીધું છે.'

'શું બકે છે ?'

સોમેશ્વરને આ આવકાર અપમાનકારક લાગ્યો. ગૂજરાતના ધણીને આ ખબર કહેવા તેણે રાત ને દિવસ અનેક રંજ વેઠી હતી અને અહીંયાં તો તેનો કે તે વાતનો હિસાબ પણ દેખાતો નહોતો.

'હું બકતો નથી–ભાનમાં છું.' ગર્વમાં કાકના શિષ્યે કહ્યું. 'આ ખબર કહેવા તો હું ત્યાંથી નાસી છૂટ્યો.'

'પટણી સૈન્યનું શું થયું ?' મુંજાલ મહેતાએ પૂછ્યું.

'બધું કેદ થઈ ગયું. માત્ર આંબડ મહેતાજી, મંજરીબા, ને એક વૃદ્ધ સૈનિક ભૃગુકચ્છના ગઢમાં ભરાઈ બેઠાં છે.'

'મંજરી–કાકની વહુ ?' મહારાજાએ પૂછ્યું.

'હા.'

ત્રિભુવનપાલે વચ્ચે ઉમેર્યું: 'સેનાપતિ પણ પકડાયા?'

'હા. અખાત્રીજના મેળાનો લાભ લઈ રેવાપાલે બધાંને કેદ કીધાં'

'આપણો ગઢ તો ટકે એમ છે ને?' ત્રિભુવનપાલે પૂછ્યું.

'ટકે એમ નથી. મહારાજ! માત્ર ત્રણ કે ચાર જણ અંદર છે અને રેવાપાલે રક્ષકને કાઢી બધો કોઠાર નદીમાં નખાવી દીધો છે. જો તરત ને તરત મદદ નહિ જાય તો ગઢ જરૂર પડવાનો.'

'વટપદ્ર ને ખેટકપુરના ગઢનું શું?' મુંજાલ મહેતાએ પૂછ્યું.

'રેવાપાલ કાચો નથી. ભૃગુકચ્છ લીધું તો તેનો શો હિસાબ? માંડલથી ખેટકપુર સુધી બધે બંડ થઈ રહ્યું છે. તરત ને તરત અહીંથી લશ્કર જવું જ જોઈએ, નહિ તો—'

'અમને તારી સલાહની જરા પણ જરૂર નથી.' ડામ ચોંટે એવે અવાજે જયસિંહદેવ બોલ્યા.

'આપણે શું કરીશું?' ત્રિભુવનપાલે કહ્યું.

મુંજાલ મહેતા બોલવા જતા હતા પણ તે બોલે ને પહેલાં મહારાજે ગુસ્સામાં જવાબ દીધો. 'શું શું કરવાના હતા? અત્યારે કે નહિ; જ્યાંસુધી જૂનાગઢ પડે નહિ ત્યાંસુધી કંઈ જ બને નહિ.'

'પણ લાટ હાથમાંથી જશે તો—' લીલાદેવી વચમાં બોલ્યાં.

જયસિંહદેવનો ગુસ્સો સમાયો નહિ. 'જશે તો જવા દે. છતાં તારે રાખવું હોય તો આ ગાંડાને લઈ વહારે ધા. ભટ! બહાર જા. જરૂર પડે તને બોલાવીશું. જાઓ એને બહાર લઈ જાઓ.' રાજાએ દ્વારપાલોને આજ્ઞા કરી.

એક પલવાર સોમેશ્વરે દાંત કચકચાવી ચારે તરફ જોયું. જે આશાએ તેણે આ મુસાફરી માથે લીધી હતી તે ધૂળમાં મળી. લાટ, ભૃગુકચ્છ, ગઢ, મંજરીબા અને તેના ગુરુનાં છોકરાં એ બધાં પર વિનાશ ફરી વળ્યો એમ તેને લાગ્યું. તેણે જોયું કે કોઈ પણ પ્રકારનો

પ્રયત્ન હાસ્યજનક થઈ પડશે. તેને મન લાટ ને કાક બહુ મોટાં હતાં; અહીં તો તેની રજભાર પણ કિંમત દેખાતી નહોતી. નિરાશામાં, તિરસ્કારમાં તે ખંડ છોડી ચાલ્યો ગયો.

'મને તો લાગે છે કે આનું ચિત્ત ખસી ગયું છે.' રાજાએ નરમ પડી કહ્યું. 'ચાલો આપણે આપણું કામ શરૂ કરીએ. પેલો કાક પણ નથી નો, નહિ તો એને મોકલી આપત.'

'બેચાર દહાડામાં કૈં ખારુંમોળું નથી થવાનું.' મુંજાલ મહેતાએ કહ્યું. તેણે જોયું કે અત્યારે અહીંયાંનો જુસ્સો નરમ પડવા દેવામાં કૈં મુદ્દો નથી. 'પણ બધા ધ્યાનમાં રાખજો કે વાત બહાર જાય નહિ; નહિ તો લાટથી આવેલા લશ્કરમાં ગભરાટ પેસશે.'

'મારે ગભરાટ માટે વખત જ નથી આપવો. આજે જ રાતે આપણે ધસારો કરીએ.' મહારાજે કહ્યું.

'જેવી આજ્ઞા.' મુંજાલે કહ્યું. બધું તૈયાર હતું એટલે નકામો વિલંબ કરવાની જરૂર નહોતી.

'ત્રિભુવનભાઈ ! તમે તૈયાર થાઓ.'

'જી' કહી ત્રિભુવનપાલ ઊઠ્યા.

'હું પણ આજ્ઞા લઉં !' દાદક મહેતાએ ઊઠતાં રજા લીધી.

'હા' મહારાજે જવાબ દીધો. ત્રિભુવનપાલ, દાદાક મહેતા અને સેનાપતિઓએ ઊઠીને રજા લીધી.

સોમેશ્વરની વાત સાંભળી ઉદા મહેતાએ ધીમેધીમે પગ પરથી દુપટ્ટો છોડવા માંડ્યો હતો. તેણે પણ ધીમેથી રજા લીધી. મહારાજ અને પશુરામ વિગતો નક્કી કરવામાં ગૂંથાયા.

'મહેતાજી ! તમે સિધાવો હવે.' મહારાજે મુંજાલ મહેતાને કહ્યું એટલે તે પણ ઊઠ્યા અને રાણીઓ પણ ધીમે ધીમે ચાલી ગઈ.

મહારાજ, પરશુરામ ને જગદેવ પરમાર ત્રણ જણ રહ્યા એટલામાં એક અનુચર આવ્યો.

'કેમ વળી શું છે ?' મહારાજે પૂછ્યું.

'અન્નદાતા ! વાહડ મહેતા કોઈને લઈને આવ્યા છે.'

'આવવા દે.' એકદમ જયસિંહદેવે આજ્ઞા કરી અને દંડનાયક તરફ ફરી કહ્યું : 'કાક આવ્યો.'

'કાક ?' અજાયબ થઈ પરશુરામે પૂછ્યું.

જગદેવ એકદમ તકિયે અઢેલી બેઠેલો હતો તે ટટ્ટાર થઈ ગયો.

'હા. મેં વાહડને તેને લઈ આવવાનું કામ સોંપ્યું હતું.' જરાક ખુશ થતાં મહારાજે કહ્યું.

'ચાલો બહુ જ સારું થયું. ખરી વખતે ખપ લાગશે.' પરશુરામે કહ્યું.

વાહડ મહેતા અને બુકાનીથી તદ્દન ન ઓળખાય એવા બે પુરુષો અંદર આવ્યા. મહારાજે નજર નાખી અને એ બેમાંથી એકેનું કાઠું કાકના જેવું જોયું નહિ. મહારાજનું મોઢું એકદમ લાલચોળ થઈ ગયું.

'કાક ક્યાં છે ?' તેણે ગર્જના કરી.

'મહારાજ !' ખિન્નમુખે વાહડે કહ્યું. 'મને ભટરાજ ન મળ્યા.'

'ત્યારે–તું–કેમ પાછો આવ્યો ?' મહારાજે બરાડો માર્યો. 'જીવે છે ને ?'

'હા અન્નદાતા !' રડવા જેવા રાગે વાહડે કહ્યું. એક તો સોમને આપેલું વચન તે પાળી શક્યો નહિ, વેરી મેળવવાની આશા ગઈ, અને મહારાજ ગુસ્સે થયા. 'અરે કાક !' તેણે હાય મારી.

મહારાજના કપાળની નસો તરી આવી. 'બાયલા !' મહારાજાએ તિરસ્કારથી કહ્યું; 'પટ્ટણી યોદ્ધો થઈ ધારેલું કામ પાર પાડ્યા વિના

જીવતો શું મોઢું લઈને આવ્યો? જા–નામર્દ! આટલી વખત જવા દઉં છું. પણ હમણાં ને હમણાં વંથળી છોડી જા. તારું મોઢું મારે નથી જોવું. જા તારે ખંભાત: ને કવિતા કર–' વાહડ ઊભો રહ્યો.

'કેમ શું કહેવું છે?'

'જતાં પહેલાં મારા પિતાને મળું તો કૈં વાંધો છે?' જેમ તેમ કરતાં ફિક્કે હોઠે વાહડે કહ્યું.

'તારા બાપને મળ ને જોઈએ તો તારી માને મળ, પણ જા.' મહારાજે કહ્યું.

નીચે મોઢે ને ભગ્નહૃદયે વાહડ બહાર ગયો.



## પ્રકરણ અઢારમું

### પૂર્વાશાનો પ્રાદુર્ભાવ અને ચઢાઈની તૈયારી

'પરમાર ! તું બહાર જઈ બેસ. હમણાં કામ પડે બોલાવું છું.' જયસિંહદેવ મહારાજે કહ્યું.

'જેવી આજ્ઞા.' કહી નમાજો બની ગએલો પરમાર ત્યાંથી ઊઠયો.

'હું પણ હવે જાઉં.' પરશુરામે રજા લીધી.

'આ પેલા મારા પિત્રાઈઓ–' ધીમેથી મહારાજાએ દંડનાયકના કાનમાં કહ્યું; 'મામાનો પક્ષ છોડી અહીંયાં આવ્યા લાગે છે.'

'સાચવીને કામ લેજો.' ધીમેથી દંડનાયકે સલાહ આપી અને તે ઊઠયા.

તે ગયા એટલે મહારાજા પેલા બે પુરુષો તરફ ફર્યા.

'દેશળદેવજી કે ! આ કોણ વિશલદેવ ? બેસો હવે. જોઈએ તો બુકાની કાઢી નાખો.'

'અન્નદાતાની જેવી આજ્ઞા,' કહી દેશળદેવે બુકાની કાઢી અને મહારાજાની આગળ જઈ તે બેઠા. અન્નદાતા ! આપના સંદેશાના જવાબમાં અમે આવી પહોંચ્યા છીએ. બોલો, આપને શું કામ છે?'

મહારાજને દેશળદેવના અવાજમાં રહેલો મિજાજ પસંદ પડયો નહિ.

'મેં સંદેશો ક્યાં મોકલાવ્યો છે? તમે મારી સાથે મળી જવા

માગતા હતા. મારે તો એટલું જ જાણવું છે કે તમે મને શી મદદ કરો એમ છો ?'

'અમે બધી જ મદદ કરીએ છીએ.' દેશળદેવે કહ્યું.

'શી ?'

'આપને જોઈએ તો જૂનાગઢ અપાવીએ.'

'ક્યારે ?'

'અત્યારે.'

'કેવી રીતે ?'

'આપના માણસોને ગઢમાં લઈ જઈને.'

'તમારી મદદ વિના પણ હું ગઢ લઈ શકું એમ છું.'

દેશળદેવના મુખ પર નિરાશા છવાઈ રહી અને તેણે હંમેશાની ટેવ મુજબ મૂછ ચાવવા માંડી. તેણે તો જૂનાગઢ અપાવી, જૂનાગઢના માલિક થવાની આશા રાખી હતી.

'બાપુ ! આપ તો સર્વશક્તિમાન્ છો. પણ અમે અમારાથી બનતું કરવા તૈયાર છીએ. આપની શી આજ્ઞા છે ?' દેશળદેવે ઘણું જ નમ્રતાથી કહ્યું.

'તમે મને ગઢમાં કેમ કરીને લઈ જઈ શકશો ?'

'ગઢની એક બારીએ મારું માણસ છે.'

કહેતાં તો કહ્યું પણ દેશળદેવને ધ્રાસકો પડ્યો. વખત છે ને દાદુ ગઢવી પોતાનો ભાઈ મરાયો તેની રીસે ગઢ પર ન આવે તો અને બીજો એક માણસ હમીર જેને તેણે ગઢપર રહેવા સુચવ્યું હતું તે ન આવે તો ? દેશળદેવને લાગ્યું કે પક્ષ બદલવો એ કંઈ રમતની વાત ન હતી.

'પણ ગઢ સુધી જવાશે કેમ ?'

'મેં એક ચોકી સાધી મૂકી છે.'

'ત્યાંથી કેટલાક માણસ જઈ શકશે ?'

'આપ કહો તેટલા.'

'અંદર કેટલાં માણસ સાથે જોઈશે ?'

'અન્નદાતા ! ખેંગાર મધરાતે ગઢની બારીઓ જોવા નીકળે છે, એટલે ગમે તેટલાં માણસ હશે તોપણ તેને પૂરા કરી શકીશું. પછી તો આગલો દરવાજો ખોલી આપનું લશ્કર દાખલ કરવાનું રહ્યું.'

જયસિંહદેવની આંખમાંથી એક ધિક્કારદર્શક જ્વાલા નીકળી. મામાને ત્યાં પંદર વર્ષ રહી તેને પૈસે મોજમજા કરી આવો બદલો આપનાર પણ માણસો દુનિયામાં વસે છે ખરા ! થોડીક વખત મહારાજાએ વિચાર કર્યો, આ કે દગલબાજી તો નહિ હોય ?

'તમારે મારી સાથે આવવું પડશે.'

'જી' મીઠું હસીને દેશળે ખાતરી આપી.

'ને જરા પણ વાંધો પડયો તો તમારાં બન્નેનાં માથાં ધડથી જુદાં કરીશ.'

'ખુશીથી. પણ જો બધું સમેસૂતરે થાય તો ?'

'તો શું ? જયસિંહદેવે શિરપાવ આપતાં કોઈ દિવસ હાથ પાછો ખેંચ્યો છે ?'

'પણ બાપુ ! કે નક્કી કરવું સારું.' દેશળદેવે કહ્યું ને મૂછ જરા જોરથી કરડવા માંડી.

મહારાજા ગુસ્સે થયા. 'જયસિંહદેવ જે આપે તે લેવાનું.'

'આપના પર પૂરો વિશ્વાસ છે.' દેશળદેવે ધીમેથી કહ્યું. 'પણ મને દુનિયામાં એવા અનુભવ થયા છે; એ તો બાપુ ! સ્પષ્ટવક્તા જ સુખી થાય.'

'દેશળદેવજી ! મારું દિલ સદાએ ઉદાર છે.'

'હું ક્યાં નથી જાણતો ? પણ પાટણમાં મારે દુશ્મનો એટલા છે... હું તો આપને જ ભરોંસે આવ્યો છું.'

'મારો ભરોંસા હોય તો પછી કોની પરવા રાખવાની છે ? મહારાજાએ કહ્યું.

'તેથી તો બાપુ ! હું દિલ ખોલીને કહું છું. હું હવે વૃદ્ધ થતો આવ્યો છું. અહીંયાં તો મુંજાલ મહેતાએ મારું મંડળ પણ જ કર્યું છે, અને જૂનાગઢ છોડવાથી ખેંગાર મરતાં મારો ગાદીનો હ પણ ડૂબ્યો—'

જયસિંહદેવના કપાળ પર કરચલી પડી. 'તમારો ગાદીનો હક ખેંગારને બે તો દીકરા છે.'

'અંહ—બહુ નાના—'

'દેશળદેવજી !' કચવાઈને મહારાજે કહ્યું. 'તમે શું ખોર ને શું નહિ તેનો મારે વિચાર કરવાનો નથી, પણ એક વાત હું કહું. મહારાજ થોડો વખત વિચારમાં ડૂબ્યા. 'મારી ઇચ્છા પૂરી થશે તે જે માગશો તે આપીશ.'

મહારાજને એક નવો વિચાર આવ્યો હતો એમ દેશળદેવ સ્પષ્ટ દેખાયું. જૂનાગઢની જીત કરતાં પણ તેને કૈં વધારે પ્રિય હતુ શું હશે ? શું રાણકદેવી પછાડી જયસિંહદેવ ઘેલો થયો હતો ખરી વાત ?

'આપની જે ઇચ્છા હોય તે સુખેથી કહો.'

મહારાજાએ કૈં જવાબ આપ્યો નહિ.

દેશળદેવે ધીમેથી મહારાજના મનની ઇચ્છા પામવાનો રસ્તો શોધવા માંડયો.

'હું તો મહારાજ, બે વસ્તુ કરી શકું.' તેણે કહ્યું.

'શી ?'

'એક તો જૂનાગઢ અપાવું—'

'ને બીજી ?'

'જે સ્ત્રીએ આપનો અનાદર કરી અપમાન કર્યું હતું તેની સાથે મેળાપ કરાવું.' દેશળદેવની મૂછો દાંત વચ્ચે પેસી ગઈ. મહારાજ ચમક્યા. દેશળદેવ કોઈ કીમિયાગર હોય એવું તેને લાગ્યું. તેના મગજમાંથી વિજયના વિચાર જતા રહ્યા અને આ બધો વિગ્રહ રાણક મેળવવા માટે જ તે કરી રહ્યો હોય એવું મનમાં થયું. જૂનાગઢ મળે કે ન મળે પણ રાણક તો મળવી જ જોઈએ. તેને એકદમ એવું ભાસ્યું કે રાણક માટે જ તે આટલાં વર્ષ તલસતો હતો. દેશળદેવે આપેલી લાલચથી તેનો બધો મિજાજ નરમ થઈ ગયો અને દેશળદેવ જાણે પરમ દાનેશ્વરી હોય એવી છાપ તેના પર પડી.

'કેવી રીતે ?'

'રાણકદેવીના આવાસમાં આપને લઈ જાઉં—'

'પછી ?'

દેશળે જોયું કે આ રાજાને રીઝવવા આટલું બસ નહોતું.

'હું મામાનો માનીતો છું.'

'વારુ.'

'આપને માટે બે બોલ કહી શકું, જે વસ્તુ આપનાથી ન કહેવાય તે તો મારાથી જ કહેવાય. ગમે તેવો પણ હું વડીલ છું.'

મહારાજને આ ડોસાના આડંબરથી હસવું આવ્યું.

'એક વખત હું એને મળું એટલે વાત પાધરી થઈ જશે.' મહારાજે કહ્યું.

'પણ જરા જિદ્દી છે.'

'કઈ સ્ત્રી જુદી નથી હોતી?' જયસિંહદેવે પોતાનું જ્ઞાન દર્શાવ્યું.

દેશળદેવે હસીને હાથ જોડયા. 'ખરી વાત બાપુ!'

'પણ હું આપને મેળવી આપું એટલે પછી મારા ગરીબ તરફ આપે દયા કરવાની છે.'

'હજુ અવિશ્વાસ છે?'

'અવિશ્વાસ ક્યાં છે બાપુ? પણ ઘરડા માણસનો સ્વભાવ જરા અધીરો હોય છે તે આપ ક્યાં નથી જાણતા? આપે તો મારી સાથે હજુ કામ નથી પાડયું, પણ મારા જેવો માણસ આપને મળવો કઠણ છે. હું તો જેને આપું તેને માથું આપું એવો છું.'

મહારાજને આત્મપ્રશંસાની વિરુદ્ધ કે પણ કહેવું લાભદાયક લાગ્યું નહિ.

'તમારે જોઈએ છે શું?'

'મેં આપને કહ્યું કે નહિ! મારું જપ્ત કરેલું મંડળ—'

'ઠીક; પછી?'

'આપને જૂનાગઢ માટે પણ કોઈ ખંટીઓ તો જોઈશે ને? હું પણ આપના કુટુંબનો જ છું.' દેસળદેવે હિંમત કરી, તેના દાંત વચ્ચેથી અધી મૂછો કાઢી તેણે હાથવતી સાફ કરી.

મહારાજ ચમક્યા—આ હરામખોરની હિંમતને પણ હદ હોય એમ દેખાયું નહિ. પણ જો આ માણસ કહેતો હતો એટલું અપાવે તો તેને સારો શિરપાવ જરૂર આપવો જ જોઈએ, અને આખરે શું આપવું એ તેના જ અધિકારની વાત હતી.

'સમજ્યો. એમ કહોને' જયસિંહદેવે કહ્યું. 'દેશળદેવજી! તમે તમારું આપેલું વચન પાળો, પછી હું મારું વચન પાળ્યા વિના રહેવાનો નથી.'

દેશળદેવના મોઢા પર હર્ષ પ્રસરી રહ્યો.

'બાપુ ! આપનું વચન ?'

'હા. હવે કૈં છે ?' જયસિંહદેવે કહ્યું.

'ત્યારે મહારાજ ! હવે તૈયારી કરો. આજે બાર વાગે ગઢમાં પેસવાનો વખત છે.'

'એમ ? ચાલો તૈયારી કરાવું. જગદેવ !' મહારાજે બૂમ પાડી. તેના મોઢા પર પ્રણયઘેલાનો હર્ષ પ્રસરી રહ્યો. તેનું મુખ જરા હસું હસું થઈ રહ્યું. તેણે હોઠ કરડયા–ગુસ્સામાં નહિ પણ નિમંત્રિત પ્રણયીની અધીરાઈથી.

'અન્નદાતા !' કહી જગદેવ પરમાર આવ્યો.

'પરમાર ! બસો ચુનંદા સવાર લઈ તૈયાર થા. આપણે જુદે ઠેકાણેથી હલ્લો કરવાનો છે.'

'જેવી આજ્ઞા.'

'અને આ લોકોની આગતાસ્વાગતા કર–ને પરશુરામ ને ઉદા મહેતાને મોકલી આપ.'

'જી' કહી જગદેવ ત્યાંથી ગયો અને તેની સાથે દેશળદેવ અને વિશળદેવ નીચા વળી નમન કરતા બહાર ગયા.

મહારાજ થોડો વખત જમીન સામે જોઈને બેસી રહ્યા. તેમની ઉત્તેજિત થએલી કલ્પનાશક્તિએ પંદર વર્ષ પર જોએલી એક બાલિકાનું કુમળું મુખ સામે ચીતર્યું. હા ! તે જ મુખે તેનું હૃદય હર્યું હતું–તે જ મુખ પાસે ન હોવાથી પોતે દુઃખી હતો–તે જ મુખ વિના તેની કીર્તિમાં કલંક હતું. પોતાની તે જયશ્રીને તેનો દુશ્મન હરી ગયો હતો; અને તે પાછી પોતાને ધામ પધારશે. રાણક તેના રણવાસમાં આવશે ત્યારે જ તે ખરેખરો જયસિંહ થશે.

તેના હૃદયમાં ઊર્મિઓ સદાએ પ્રચંડ જ આવતી, અત્યારે એવી એક ઊર્મિ આવી. જે વિજયઘેલો હતો તે વનિતાઘેલો થયો. ઘોર

કામીની તીવ્ર લાગણીઓ તે જોતજોતામાં અનુભવવા લાગ્યો; એટલું જ નહિ પણ તેને રાણક વિનાનું જીવન નિરર્થક લાગ્યું. તેને અનેક સમવિષમ થયા. રા' ખેંગારની વિધવાને તે પરણે તો પાટણ કેમ કબૂલ કરશે? બીજી રાણીઓ તેને પટરાણીપદ કેમ દેવા દેશે? મહારાજ હસ્યા. તે મનમાં બબડ્યાઃ–' राजा कालस्य कारणम् કોની મગદૂર છે કે મારી ઇચ્છાની વિરુદ્ધ જઈ શકે? રાજા તે હું કે કોઈ બીજું?'

પણ રાણક ના પાડે તો? તે સતીમાં ખપતી હતી. મહારાજે મૂછ મરડી. ચંચલ સ્ત્રી કોઈની થઈ છે કે ખેંગારની થશે?–ને થવા માગે તોએ પોતાનો પ્રતાપ એટલો હતો કે તેની શી મગદૂર હતી કે સામે થાય? પોતે–કલિકાલનો વિક્રમાદિત્ય–તેનાથી શું ન બને?

એટલામાં પરશુરામ અને ઉદા મહેતા આવી લાગ્યા.

'દંડનાયક!' મહારાજે કહ્યું. 'પેલા દેશળ ને વીશળ આવી લાગ્યા છે. એમના હાથ પર એક ચોકી છે એને છાનામાના વટાવી ગઢ પર જઈએ. હું અને ઉદા મહેતા બારીએથી જઈએ ને ત્રિભુવનપાલ ગઢના દરવાજા પર આવી પહોંચે.'

'બરોબર છે.' ઉદા મહેતાએ પોતાની યોજના સફળ થઈ જોઈ સહર્ષ કહ્યું. 'એટલે પછી કંઈ કરવાનું રહેતું જ નથી.'

'પણ આપ બારીએથી જાઓ એ જોખમ વેઠવા જેવું છે.' પરશુરામે કહ્યું.

'જરાએ નહિ.' મહારાજે કહ્યું. 'જો ચોકી નહિ વટાવાય તો આપણી જૂની રચના કાયમ જ રહેશે ને વટ્યા તો પછી કેટલો ફાયદો? અને ઝાઝું જોખમ હું નહિ ખેડું તો ખેડશે કોણ?'

'વખત છે ને કંઈ થયું તો–'

'કંઈ થવાનું નથી. મને શું થવાનું હતું?' દૈવી સત્તાનો ડોળ કરતાં જયસિંહદેવે કહ્યું.

'તો બારી સુધી હું પણ આવું. આપને એમ જવા દેતાં મારો જીવ ચાલતો નથી.' પરશુરામે કહ્યું.

'ભલે !' મહારાજે કહ્યું. 'મહેતા, તૈયાર થાઓ. બધાને કૂચ કરવાનો હુકમ આપો. આપણે બેત્રણ ઘડીમાં નીકળીશું. હું રાણીને તૈયાર થવાનું કહી આવું.'

'જેવી આજ્ઞા.' કહી બન્ને ગયા.

'મારે મારા બાબરાને પણ સાથે લેવો પડશે.' મહારાજા મનમાં બબડયા.

# પ્રકરણ ઓગણીસમું

## જેમાં સોમેશ્વર પોતાની યોજના ઘડે છે

સોમેશ્વર જયસિંહદેવ પાસેથી આવ્યો ત્યારે ગાંડા જેવો થઈ ગયો હતો.

જ્યારે ભૃગુકચ્છથી તે નીકળ્યો ત્યારે તેના હૈયાને ગૂજરાતના ધણીમાં શ્રદ્ધા હતી. વંથળીમાં તે અનાથનો નાથ બેઠો હતો; ત્યાં તેનો મહાપ્રતાપી ગુરુ પણ હતો; અને જ્યાં પોતે ભૃગુકચ્છની દશાની વાત જઈને કરશે કે તેની મદદે એક મોટું પટ્ટણી સૈન્ય રવાના કરવામાં આવશે, અને તેનો મહારથી ગુરુ શ્વાસ ખાધા વિના પોતાની પત્નીની અને પોતાના ગામની વહારે ધાશે.

આ શ્રદ્ધાથી તેણે અનેક દુ:ખો વેઠયાં, ભૂખ ને ઊંઘ સહ્યાં. તેણે દોડતે પગે મજલ કાપી. ભૂખે મરતી મંજરી ને તેનાં છોકરાંના છુટકારા માટે કૈં કૈં તેણે સહ્યું અને આખરે તે વંથળી આવી પહોંચ્યો.

ત્યાં આવ્યો ત્યાર પછી જેમતેમ કરી તે રાજાની સન્મુખ જઈ શક્યો, પણ આખરે તેના ગુરુનો પત્તો નહિ, તેના દેશની કોઈને દાઝ નહિ; ને તેના રાજાને કશાની લેશ માત્ર પણ પરવા નહિ. આ જયસિંહદેવ સોલંકી ? આને માટે બધા પ્રાણ અર્પતા હતા ? આને બધા અર્વાચીન વિક્રમાદિત્ય માનતા હતા ? આને માટે કાક ભટરાજ પોતાનાં તન, મન, ધન ને પત્ની બધું સમર્પણ કરવા બેઠા હતા ! તેનું માથું ધમધમી ગયું હતું. તેને આ બધા પર વેર લેવાનું ઝનૂન

થઈ આવ્યું હતું. પણ તેને હસવું આવ્યું. એ ઝનૂન નકામું હતું. તે પ્રાણ પટકે તો પણ પ્રબલ રાજ્યસત્તાનો કાંકરો ખરે એમ નહોતો. લાટમાં પરમેશ્વરની માફક જે પૂજાતા હતા તે ત્રિભુવનપાલ દંડનાયક અહીંયાં હિસાબમાં નહોતા.

હસતા, મશ્કરી કરતા સૈનિકોએ જાણે તે કરડકણો કૂતરો હોય તેમ તેને મારી કાઢયો. તેને રડવાનું મન થયું. બે ચાર ખૂન કરવાનું મન થયું. મોટે ઘાંટે પાટણને શાપ દેવાનું મન થયું. પણ કંઈ વળે એમ નહોતું.

આખરે છેક આગલી પરસાળમાં તે આવ્યો ત્યારે શું કરવું તેનો વિચાર કરવા એક બાજુ પર ઊભો રહ્યો. તેને આ પલે તો લાગ્યું કે તેના કાક કરતાં રેવાપાલ ખરો ગુરુ હતો. લાટ ભલે દુઃખી થાય, પણ તેને ગુલામીગીરીમાં શા માટે સડયા કરવા દેવું ? આ બેપરવા રાજાની પ્રજા થવા કરતાં કપાઈ મરવું શું ખોટું ? તેને થયું કે સુખ કરતાં સ્વાધીનતા વધારે કિંમતી હતી; અને કાકના અનુચર તરીકે આમ હડધૂત થવા કરતાં રેવાપાલના અનુચર થઈ મરવું વધારે ગૌરવશીલ હતું.

તેને મનમાં પોતાની મુર્ખાઈ પર હસવું આવ્યું. આ વિચારો અત્યારે શા કામના ? પોતે અત્યારે ભૂખ્યો હતો, થાકયો હતો, તેને બેસવાને વિશ્રામઠામ નહોતું. તેનો દેશ તો દૂર હતો, અત્યારે ખરો સવાલ તો એ હતો કે તેણે શું કરવું ?

તેણે આમ ને આમ વિચાર કર્યા કર્યો. થોડી વારે તેણે ઊંચું જોયું તો એક વૃદ્ધ વાણિયો તેની પાસે ઊભો ઊભો તેની સામે જોયા કરતો હતો.

'ભાઈ! લાટથી આવ્યા ?' તેણે મીઠાશથી પૂછયું.

'હા બાપા ! કેમ છે ?' થાકેલા સોમેશ્વરે કહ્યું.

'કંઈ ખાધુંપીધું ?'

'ઊભા રહેવાનાં ઠેકાણાં નથી ત્યાં ખાવાપીવાની તે વાત હ
હશે ?' સોમેશ્વરે કડવાસથી કહ્યું.

'આ કૈં વાત છે ? જયસિંહદેવ મહારાજને ત્યાં કૈં ખાવ
ખૂટયું છે ? ચાલો, હું સોઈ કરી આપું.' પેલા વૃદ્ધે કહ્યું.

સોમેશ્વરને પણ એટલું જ જોઈતું હતું. પેલો વૃદ્ધ તેને
અન્નશાળા તરફ ગયો અને રાંધવા માટે જોઈતી સોઈ કરી અ
અદૃષ્ટ થઈ ગયો. સોમેશ્વર પણ ઘણો ભૂખ્યો થઈ ગયો હતો એ
ઝપાટાબંધ નાહી તેણે રોટલો કરી ખાધો. એટલામાં પેલો ડો
પાછો આવ્યો.

'સોમેશ્વરભટ્ટજી ! ખાઈ રહ્યા ?'

સોમેશ્વર ચકિત થયો. આ ડોસાએ તેનું નામ કેમ જાણ્યું ?

'હા કાકા. કેમ ?'

'ચાલો, તમને બોલાવે છે.'

'કોણ ?'

'મહાઅમાત્ય.'

સોમેશ્વરે કાકને મોઢે મહાઅમાત્યની પ્રશંસા અનેક વાર સાંભ
હતી. રાજા જોડે બધા બેઠા હતા તેમાં મહાઅમાત્ય હતા કે નહિ
તે જાણતો નહોતો. આ વિખ્યાત મુત્સદ્દાનું ભયજનક નામ સાંભ
તેનું હૈયું ધબકી ઊઠયું.

'મુંજાલ મહેતા ?'

'હા.'

સોમેશ્વર એક પણ શબ્દ બોલ્યા વિના પેલા ડોસાની પાછળ ગ
થોડી વારે તે ઉપરના એક ઓરડા આગળ આવ્યો અને પેલા ડોસ
તેને ત્યાં ઊભો રહેવા કહ્યું. સોમેશ્વર ઊભો રહ્યો અને ડોસો અ
ગયો.

સોમેશ્વરને ક્ષોભ થયો. આ મંત્રીવર્યે પોતે આવ્યો છે તે કેમ જાણ્યું ? ને તે રાજસભામાં બેઠા હતા તો આમ પાછળથી બોલાવવાનું શું કારણ ? તે શું કરવા માગતા હતા ? એકદમ એને પોતાના પર ગુસ્સો આવ્યો. આ ક્ષોભ શા માટે ? મુંજાલ મહેતાની તેને શી પરવા હતી ? તેની જોડે શો સંબંધ હતો ? કચરાતા લાટના વાસીને સ્વાધિકારપ્રમત્ત જયસિંહના મંત્રીની શી દરકાર ? એનો દેશ બેહાલ થયો; દેવ જેવા તેના ગુરુ બેહાલ થયા; અંબા જેવી તેની ગુરુપત્ની ભૂખે મરી રહી—એ આ બધાને લીધે. તો પછી શા સારુ તેમના તરફ જરા પણ સૌજન્ય બતાવવું ?

એટલામાં ડોસો આવ્યો. 'ભટજી ! અંદર આવો.' સોમેશ્વર અંદર ગયો. એક ગાદી પર એક વૃદ્ધ પુરુષ બેઠો હતો. વૃદ્ધાવસ્થામાં પણ તેના મુખનું સૌંદર્ય ને ગૌરવ આંજે એવું હતું; તેના સ્નાયુઓનું બલ માન ઉપજાવે એવું હતું; તેની આંખોમાં અત્યારે હાસ્ય હતું. સોમેશ્વરે તેને ઓળખ્યો. આ મંત્રી જ જયસિંહદેવની પાસે બેઠા હતા અને છતાં તેનું અપમાન કરવામાં આવ્યું હતું. સોમેશ્વરે હોઠ બીડ્યા.

'આવ સોમેશ્વર ! વસ્તા !' તેણે પેલા વૃદ્ધને કહ્યું. 'તું બહાર ઊભો રહે. કેમ સોમેશ્વર ! ખાધું કે ?'

'જી, હા' કહી છદ્મમાં સોમેશ્વર મૂગો રહ્યો. મંત્રી આ છદ્મ જોઈ હસ્યા.

'ભૃગુકચ્છના ગઢમાં કેટલું ખાવાનું રહ્યું છે ?'

'ખલાસ થઈ જવા આવ્યું હશે.' કડવાસથી સોમેશ્વરે કહ્યું.

'ને બધા સૈનિકો પકડાઈ ગયા ?'

'જી, હા.'

'માધવ સેનાપતિ ક્યાં છે ?'

'કેદમાં.'

'ખાતરી ?'

'મેં પકડાતાં મારી મેળે જોયો.'

'ગઢમાં કોણ કોણ છે ?'

'ભટરાજનાં પત્ની ને છોકરાં, આંબડ મહેતા, એક સૈનિક ને એક બ્રાહ્મણ.'

'ગઢ તો ઘણો મજબૂત છે.' મુંજાલે કહ્યું.

'પણ અંદર રહેલાં કાંઈ હવા ઉપર રહી શકે ?'

'રેવાપાલ લોકોનો વહાલો છે, નહિ !'

'બે જણ લોકોના વહાલા હતા. તમે એકને બોલાવી લીધા એટલે બીજાનું ચઢી વાગ્યું.' ફરીથી કડવાસભરી રીતે સોમેશ્વરે કહ્યું.

'કાકની વાત કહે છે ?'

'હા.'

'તું કાકનો શિષ્ય છે, નહિ ?' મુંજાલે હસીને પૂછ્યું.

'જી, હા. શિષ્ય કહો, છોકરું કહો કે સેવક કહો–જે કહો તે.'

'તે તો તારી રીત પરથી દેખાય છે. તું અહીંયાં કેમ કરીને આવ્યો ?'

સોમેશ્વર જરાક વાર અચકાઈને ઊભો ને પછી જવાબ આપ્યો: 'હું ગઢમાં મંજરીબા સાથે હતો. પણ તમારા રાજાને ખબર આપવા મેં નદીમાં પડતું નાખ્યું. જેમતેમ કરતાં હું અહીંયાં આવ્યો.' તિરસ્કારમાં સોમેશ્વરે તબિયેત વાળી.

'હવે શું કરશે ?' મજાકમાં હસીને મુંજાલે પૂછ્યું.

'હવે ?–' જરા વાર વિચાર કરીને સોમેશ્વરે કહ્યું. 'હવે હું જોઉં છું કે જે તમારા રાજા નથી કરતા તે મારા એકલાથી થાય કે નહિ ?'

'શું ?'

'ભૃગુકચ્છનો ગઢ ટકાવી રાખવાનું કામ.'

'તે તું કેવી રીતે કરશે ?'

'શંકર બુદ્ધિ આપશે. મારાં બાને તમે મરવા દેશો; અનાથનો નાથ મારો ભોળાનાથ કેમ મરવા દેશે ?'

'કેટલાં વર્ષ થયાં તું લશ્કરમાં છે ?' હસીને મુંજાલે પૂછ્યું.

'આઠ–નવ વર્ષ થયાં.' સોમેશ્વરને જરાક કૈં આશા આવી હતી તે જતી રહી. આ ડોસો તો માત્ર બાતમી જ કઢાવતો હતો.

'ને ગઢ ન ટક્યો તો ?'

'મંત્રીરાજ !' ગુસ્સામાં સોમેશ્વરે કહ્યું. 'જ્યાં સુધી હું તમારા રાજાને મારા ગણતો હતો ત્યાં સુધી જુદી વાત. હવે હું મારી નજરમાં આવે તેમ કરીશ.'

'તું ત્રણ વખત 'તમારા રાજા' બોલ્યો એટલે મારા રાજા ને તારા નહિ ?'

'અમારું રક્ષણ ન કરે તે રાજા કેમ કહેવાય ? મારું અપમાન કરી, મારા લાટને નિરાધાર રાખવાનો નિશ્ચય કર્યો ત્યારથી તે રાજા મારા નહિ.'

મુંજાલ ખડખડ હસ્યો.

'મને તારી વાતમાં બહુ રસ પડે છે.'

'ના કેમ કહેવાય ?' કડવાસથી સોમેશ્વરે કહ્યું. 'પારકાના દુઃખે અહીંયાં લોકોને સારું હસવું આવતું જણાય છે.'

'જરા અમારી એવી ટેવ છે ખરી.' મજાકમાં મુંજાલે કહ્યું. 'પણ છોકરા ! ત્યારે હવે તું એકલો જઈને ગઢ ટકાવશે તેથી શું થશે ?'

'ગઢ ટકશે તે તમારે માટે નહિ, પણ મારા ભટરાજને ખાતર. એ જીવશે તો આવી લાગશે. પછી જે કરવું હશે તે કરશે. તે દેવલોક પામ્યા હશે તો હું મને ઠીક લાગશે તે કરીશ.'

'તને શું ઠીક લાગે છે?'

'રેવાપાલ ભટરાજનો બાલમિત્ર છે. ભટરાજની પત્ની ને તેનો સોમેશ્વર લાટના સૈન્યને મળશે.

'રેવાપાલ? એ તો તારા ભટરાજનો દુશ્મન.'

'કોણે કહ્યું? અત્યાર સુધી એ વિરોધી છે ખરા, પણ હવે લાટનું સુખ એક જ પક્ષમાં છે.'

'કેમ જાણ્યું?'

'મંત્રીવર્ય!' ગુસ્સાના આવેશમાં સોમેશ્વરે કહ્યું. 'ઘણું થયું મારે હવે વધારે વાત કરવી નથી. પણ તમારા સવાલનો જવાબ દઈશ જો ભટરાજને મુંજાલ મહેતામાં ખોટી શ્રદ્ધા નહિ હોત તો આજે લીલાદેવી આમ રાંકડી થઈ અમારાં દુઃખો સાંભળત નહિ. મારા ગુરુ લાટના અધિપતિ હોત તો અમે બધા તમારા પાટણની ટેકડી કરત.

'મહેતાજી! હું આવું કે?' બાજુના બારણામાંથી એક સ્ત્રીનો અવાજ આવ્યો. 'મારું નામ કેમ આવ્યું?'

'ઓહો લીલાબા! આવો.' કહી મુંજાલ ઊભો થયો અને યુદ્ધમાં જવાનો અડધો પોષાક સજેલી રાણી આવી. તેણે સોમેશ્વર તરફ જોયું પણ તે તો ગુસ્સાનો માર્યો કૈં બોલ્યો જ નહિ.

'કોણ સોમેશ્વર કે? મેં સાંભળ્યું કે તું અહીંયાં છે તેમાં જ હું આવી છું.' મંત્રી તરફ જોતા રાણીએ કહ્યું.

મંત્રી કે સોમેશ્વર બેમાંથી કોઈ બોલ્યું નહિ.

•

## પ્રકરણ વીસમું

### જેમાં મુંજાલ મહેતાને ઘાત જાય છે

'કેમ સોમેશ્વર! ઓળખે છે કે નહિ? તારી રાજકુંવરીને ભૂલી ગયો?'

સોમેશ્વરે ગુસ્સામાં જોયું. 'મારી રાજકુંવરી છે જ ક્યાં? હું તો પાટણની પટરાણી જોઉં છું. હું તેમને ઓળખતો નથી.'

'વાહ!' શાંતિથી લીલાદેવીએ કહ્યું. 'મોટાં માણસ જોડે તું પણ ઠીક બોલતાં શીખ્યો છે.'

'મોટાં છો તો પ્રભુ તમારી મોટાઈ અમર રાખે, પણ અમારે શા ખપની? જે માણસે તમને મહારાણી બનાવ્યાં તેનાં બૈરીછોકરાં મરવા પડ્યાં છે, પણ તમને પરવા નથી. જે લોકોએ તમારી મહત્તા વધારવા પરદેશીની ગુલામગીરી સ્વીકારી તેની દાઝ તમારે હૈયે નથી. તમે અમારાં નહિ તો અમે તમારા નહિ.' સોમેશ્વરથી અકળાતાં અકળાતાં કહેવાઈ જવાયું. બોલતાં બોલતાં તેની આંખમાં ક્રોધનાં આંસુ આવ્યાં.

'તારી વાત સાચી છે.' ટાઢાશથી રાણીએ કહ્યું; 'પાટણ કોઈનું થયું નથી ને થવાનું નથી.' મુંજાલે ઊંચું જોયું. એણે રાણીમાં સાધારણ રીતે ગાંભીર્ય જોયું.

'ને પાટણ આવે છે તે પણ પટ્ટણી થઈ જાય છે.' કડવાસથી સોમેશ્વરે કહ્યું.

'પદ્મનાભ રાજાની કુંવરી નહિ.' લીલાદેવીએ શાંતિથી કહ્યું. 'મહેતાજી ! તમારે કોઈને લાટની પરવા નથી, પણ મારે કે છૂટકો છે ? સોમેશ્વર ! નિશ્ચિંત થા. હું તારી સાથે આવું છું. આપણે બે મળીને લાટનો ઉદ્ધાર કરીશું.'

આટલા વર્ષના મુત્સદ્દીજીવનમાં પહેલી વખત મુંજાલ મહેતા ચમક્યા. આ દૃઢ, સખત, શાંત રાણીના મુખ પર ગાંભીર્ય હતું. તેની આંખમાં નિશ્ચયાત્મક બુદ્ધિ હતી.

'શું કહો છો ? " મુંજાલે પૂછ્યું.

'સાંભળ્યું નહિ ?' તિરસ્કારથી રાણીએ કહ્યું.

'પણ મેં સોમેશ્વરને બોલાવ્યો તે બધું પૂછવા માટે જ. હું હમણાં લાટની મદદે માણસો મોકલવાની ગોઠવણ કરું છું.' મુંજાલે મીઠાશથી કહ્યું.

'માણસો મોકલે કે વળે ? લાટની કુંવરી જ લાટની વારે ધાય. તમારે કે તસ્દી લેવાની જરૂર નથી. મેં દદા નાયકને બોલાવ્યો છે. મારા પચાસ સૈનિક હમણાં તૈયાર થશે.'

'પણ બહેન ! હમણાં તમે જશો તો જૂનાગઢનું શું ?' મુંજાલ મહેતાએ ધીમેથી કહ્યું.

'તમે બધાં અહીંયાં નથી ?' તિરસ્કારથી રાણીએ પૂછ્યું.

'અમે છીએ, પણ તમે તો હોવાં જોઈએ જ.'

'લાટ તો મારું. સોરઠની વાત તમે પટ્ટણીઓ જાણો. સોમેશ્વર ! કેટલા દિવસમાં લાટ જઈશું ?'

'પાંચ દહાડે તો જરૂર જઈ પહોંચીએ.'

'પણ આટલાં જણ જઈને કરશો શું ?'

'મહેતાજી ! તમને અમારા લાટની ખબર નથી. હું એકલી બસ

છું. અહીંયાં મારો હિસાબ નથી, પણ ત્યાં લોકો મને પૂજે છે. રેવાપાલ મને જોતાં મારા ચરણની રજ માથે ચઢાવશે.'

'પણ આપણે જૂનાગઢ લઈશું કે કાકાને મોકલીશું.'

'જૂનાગઢ પડે ત્યાં સુધી હું વાટ જોવાની નથી.' દૃઢતાથી રાણીએ કહ્યું. 'કાક જીવતો હોય તો કહેજો કે લાટમાં આવી પહોંચે. ત્યાં એના ગુરુ ધ્રુવસેન છે, બાળમિત્ર રેવાપાલ છે, ત્યાં એની રાણી હું છું ને એની અર્ધાંગના મંજરી છે. કહીએ કે ત્યાં જ આવે. સોમેશ્વર ! મારી સાથે ચાલ.'

મુંજાલ આટલો વખત આ જોઈ રહ્યો હતો. તેણે ઘણા વિકટ પ્રસંગો જોયા હતા, પણ આવો વિકટ પ્રસંગ વર્ષો થયાં આવ્યો નહોતો. વર્ષો પર જ્યારે પાટણે બંડ ઊઠાવ્યું હતું ત્યારે તેના મુત્સદ્દી-પણાએ અણધાર્યો ચમત્કાર કર્યો હતો. આજે એવો પ્રસંગ આવ્યો હતો. તે આ શાંત ને દીર્ઘદર્શી સ્ત્રીનો હેતુ, લાટની સ્થિતિ, સોરઠની જીત ને પાટણની મહત્તા—એ બધાનો ઝપાટાબંધ વિચાર કરી રહ્યો. તેનાં તેજસ્વી નયનો ચમકી રહ્યાં, તેનો હોઠ હોઠ પર બિડાયો.

'ઊભાં રહો,' તેણે સત્તાવાહી અવાજે કહ્યું. 'લીલાબા ! હું પણ તમારી જોડે આવું છું.'

'ક્યાં ? ' રાણીએ જરાક સખતાઈથી પૂછ્યું.

'લાટની વહારે ધાવા.' દૃઢતાથી મહાઅમાત્યે કહ્યું.

'તમે ? ' ચકિત થઈ રાણીએ પુછ્યું.

'હા.'

'તમારું કામ નથી.' રાણીએ અપમાનકારક રીતે કહ્યું.

'સોમેશ્વર ! જરા બહાર જઈ ઊભો રહે. વસ્તા ! બારણું બંધ કર.' મુંજાલે હુકમ કર્યો.

'સોમેશ્વરે જોયું કે અહીંયાં એ ન સમજી શકે એવી રમત

ચાલતી હતી, પણ એથી લાટને ફાયદો જ થવાનો એમ તો સ્પષ્ટ દેખાતું હતું. તે મૂંગે મોઢે બહાર ગયો અને વસ્તો આવી બારણું બંધ કરી ગયો.

ચાર પાંચ પલ સુધી મુંજાલ ને લીલાદેવીએ એકબીજાની સામે જોયા કર્યું. મુંજાલની આંખોમાં દુર્ધર્ષ પ્રતાપ હતો; તેમાંથી તેજનાં કિરણો ફૂટતાં. લીલાદેવીની આંખમાં શાંત ને ગહન સ્થિરતા હતી; તેમાંથી ધારદાર તીર જેવી તીક્ષ્ણતા બહાર પડતી. બંનેની આંખમાં જ્વલેણ દઢતા હતી.

'હું આવું છું.' મંત્રીએ દઢતાથી ફરીથી કહ્યું.

'તમારું કામ નથી.' તેવી જ દઢતાથી રાણીએ કહ્યું.

'મુદ્દો શો છે, બહેન?' મુંજાલે એકાગ્રપણે જોઈને ધીમેથી કહ્યું. લીલાદેવીએ જવાબ નહિ આપ્યો. મુંજાલ નીચે નમ્યો ને તેણે ધીમેથી કહ્યું: ' રાજા પટરાણી કરે તો લાટમાં જઈ રેવાપાલની મદદથી રાજ્ય કરવું છે?'

લીલાદેવી સ્તબ્ધ થઈ ગઈ. તેની સ્વસ્થતા એક પલ ચાલી ગઈ. તે પાછી હઠીને મહાઅમાત્ય તરફ ગભરાએલી દૃષ્ટિએ જોઈ રહી. આ તે માણસ હતો કે જાદૂગર? તરત જ તેણે હોઠ પીસ્યા ને મોટેથી ને શાંતિથી જવાબ આપ્યો: 'શા માટે નહિ?'

'તમે ધારો છો કે જયદેવ રાણકદેવીને પટરાણી કરવાના છે?'

'મને ખાતરી છે.'

'તમે માનો છો કે રાણકદેવી એ પદ સ્વીકારશે?'

'વખત છે ને સ્વીકારે. પણ જે ધણી પલેપલે બદલાય તેનો ભરોંસો શો?' રાણીએ ઠંડે પેટે જવાબ દીધો.

મુંજાલે જરાક ગર્વશીલ અવાજે કહ્યું: 'હું હજુ બેઠો છું.'

'તમે?' રાણીએ તિરસ્કારથી કહ્યું, 'તમે તો પાટણની સત્તાના તાર ખેંચવાના ચરખા છો. એ સિવાય તમારો શો ભાવ પુછાય છે?'

'બહેન ! હું એવો નથી થયો. ગભરાશો નહિ. મારો બોલ અહીંયાં કોઈ ઉથાપી શકે એમ નથી.'

'પાટણ તો તમારું છોરું છે, છોકરાંનું ઉછેદિયું નીકળે એવો બોલ કદી બાપ બોલે એવું સાંભળ્યું છે? આ બાબતમાં હું કોઈનો બોલ માનું એમ નથી. હું અહીંયાં બધાંને ઓળખું છું. ને મારે પટરાણી મટી ગુલામડી થવું નથી.'

'બહેન ! જ્યાં સુધી હું છું ત્યાં સુધી તમારું પદ જાય નહિ. મારા બોલમાં વિશ્વાસ નથી?'

'ઘણી ગરબડ કરશો તો આ વિક્રમાદિત્ય કોઈ દહાડો તમારું ગળું કાપશે. તમારા બોલ પર વિશ્વાસ રાખી હું બેસી રહેવાની નથી.'

'બહુ જીદ નહિ કરો.' મુંજાલે સમજાવતાં કહ્યું. 'હજુ હું કોણ છું તેની તમને ખબર નથી.'

'હું સારી પેઠે જાણું છું. સોલંકીની સત્તા વધારવાનું એક શસ્ત્ર તે તમે. જેવું હું એક શસ્ત્ર તેવું તમે. તમને એમ લાગે છે કે હું લાટ જઈશ તો એક ઉપયોગી શસ્ત્ર હાથમાંથી જતું રહેશે. ભલે, મારે શસ્ત્ર તરીકે નથી રહેવું. રાણી થવું છે; ને પાટણની નામની મહારાણી થવા કરતાં ત્રણ ગામની ધણી થઈ હું સંતોષ માનીશ.'

'મારું નહિ જ સાંભળો?' મુંજાલે જરાક સખતાઈથી કહ્યું.

'ના.'

'તો હું તમારા લાટને કચરી નાખીશ.'

'લાટની માતા તરીકે કચરાવું હું પસંદ કરીશ.'

'શાબાશ!' ખડખડ હસીને મુંજાલે કહ્યું. 'બેટા! ચાલો આપણે એક શરત કરીએ.'

'શી?'

'તમારું પદ ન જાય તો કેં વાંધો છે?' મુંજાલે કહ્યું.

'તેની ખાતરી શી ?'

'અત્યારે સોમેશ્વર જોડે બે હજાર માણસ લાટ મોકલું છું. બસો લાટ સૈનિકો તમારે માટે તૈયાર રાખું છું ને જો જયસિંહદેવ રાણકદેવીને પરણે તો તમે છૂટાં ને હું છૂટો. તમે લાટ જઈ સોમેશ્વરને મળજો.'

લીલાદેવીએ માથું ધુણાવ્યું.

'ને તમે પણ જૂનાગઢ ચાલો ને હું પણ આવું છું. પછી જોઉં છું કે જયસિંહદેવ એને કેમ પરણે છે?' ગર્વથી મુંજાલે કહ્યું.

'ને પરણે તો—'

'બહેન !' મુંજાલનાં ભવાં ભેગાં થયાં. તેના શબ્દમાં રૌદ્ર રસનો ટંકાર હતો. 'જે મેં ઘડયું તે મને ભાંગતાં વાર લાગવાની નથી, વસ્તા !' લીલાદેવી મૂગી રહી.

'જી' કહી વસ્તો આવ્યો.

'જા, વાહડ મહેતાને બોલાવી લાવ.' અમાત્યે આજ્ઞા કરી; 'ને સોમેશ્વરને બોલાવ.'

'જી' કહી વસ્તો ગયો ને સોમેશ્વર આવ્યો.

'સોમેશ્વર ! કેટલાં માણસ લઈ તું રેવાપાલની સામે જવા તૈયાર છે ?'

'પચીસસો હશે તો બહુ છે.' હર્ષથી સોમેશ્વરે કહ્યું.

'જો અત્યારે તારી સાથે હજાર લાટના સૈનિકો અપાવું છું. તારી સાથે વાહડ મહેતા આવશે ને ખંભાતથી બીજા પંદરસો માણસો લેજે. જયસિંહદેવ મહારાજ, લીલાબા ને હું પરમ દહાડે નીકળી આવી પહોંચીએ છીએ.

સોમેશ્વરે હાથ જોડયા. તેનું હૈયું ઊભરાઈ આવ્યું. 'જેવી–આજ્ઞા.'

'હવે થયું?' રાણી તરફ ફરી મુંજાલે કહ્યું.

'હમણાં નહિ કહું.' હસીને લીલાદેવીએ કહ્યું. એટલામાં વસ્તો આવ્યો.

'વાહડ મહેતા આવ્યા.'

'અંદર બોલાવ.' અમાત્યે કહ્યું.

વાહડ મહેતા નીચું જોઈ, ગભરાતા ને શરમાતા આવ્યા.

'વાહડ! તું આજે તદ્દન નાલાયક ઠર્યો છે.' વાહડે જવાબ નહિ આપ્યો. 'જો, અત્યારે તને એક બીજું કામ સોંપું છું.' વાહડના મુખ પર આશાનું કિરણ ફૂટ્યું. 'સોમેશ્વર હજાર સૈનિકો લઈ લાટમાં બળવો થયો તે શમાવવા જાય છે, એની સાથે જા. ખંભાતથી બીજા પંદરસો માણસ લઈ લેજે. હમણાં આજ્ઞાપત્ર અપાવું છું. ત્રણ દહાડામાં મહારાજ, લીલાબા ને હું લાટ સર કરવા આવીએ છીએ.'

'જેવી આજ્ઞા.' ચકિત થઈ જતાં વાહડે કહ્યું. તેનું હૈયું નવે જુસ્સે કૂદી રહ્યું.

'જાઓ! વિજય કરો! અમારા આવ્યા પહેલાં બાજી હાથમાંથી જવા દેશો તો મોઢું બતાવશો નહિ.'

'મહારાજ!' સોમેશ્વરે કહ્યું, 'જરાએ ફિકર કરશો નહિ. હું પણ તમને બતાવીશ કે ભટરાજના શિષ્ય શું કરે છે.' કહી તેણે અને વાહડે બન્નેએ રજા લીધી.

મુંજાલ રાણી તરફ ફર્યો ને હસ્યો, 'આ ભટરાજ વગર લાટમાં કોઈ જીવતું હોય એમ દેખાતું જ નથી.'

લીલાદેવી જવાબમાં હસી.

'બહેન! હવે જાઓ તૈયાર થાઓ. મને ઓળખો તોપણ બોલશો નહિ અને જો જયદેવ તમને જુદે દરવાજે જવાનું કહે તો ના કહેશો નહિ. તમે જેટલાં દૂર હશો તેટલું મારું ધાર્યું કરવાનું સુગમ થઈ પડશે. હું તૈયાર થાઉં.' કહી તેણે જવા માંડયું.

લીલાદેવીએ હસીને પૂછ્યું : 'મોટાં બા પાસે જાઓ છો?'

'હા. કેમ?'

'આ બધું કહેશો?' લીલાદેવીએ પૂછ્યું.

'તમે શું ધારો છો?' હસીને મુંજાલે કહ્યું.

'કે નહિ. તમે પણ તોબા છો.' રાણી પણ હસી.

'આજનો? પણ બહેન, મેં તમને ધાર્યું ન કરવા દીધું હોત ને જતાં અટકાવત તો તમે શું કરવાનાં હતાં?' મુંજાલના મોં પર વાત્સલ્યભાવ હતો.

'કેમ કરી અટકાવત?'

'કેદ કરત.'

લીલાદેવીએ હસીને છેડામાં ખોસેલી કટારી બતાવી. 'મહેતાજી! મને યમરાજ સિવાય કોણ અટકાવે?' તેણે ટાઢે પેટે કહ્યું. 'મને કેદ કરવા જાત તો પાટણ મહાઅમાત્ય વગરનું થાત.'

મુંજાલ પ્રશંસાપૂર્ણ નજરે જોઈ રહ્યો. 'તમે તો અદ્દભુત છો.'

રાણીએ હસીને રજા લીધી.



# પ્રકરણ એકવીસમું

## વિજય પ્રસ્થાન-પહેલું

મહારાજના કહ્યા પ્રમાણે બે ઘડીમાં બધું તૈયાર થઈ ગયું. શાંતિથી ને ત્વરાથી રાજગઢમાંથી હુકમ પર હુકમ નીકળ્યા અને અપાટાબંધ તે અમલમાં મુકાયા.

વંથળીમાં સંદેશા લઈ માણસો આવજા કરી રહ્યા. વંથળીથી જુદીજુદી છાવણીમાં સ્વારો છૂટયા અને કૂચ શરૂ કરવા સેનાનીઓએ જુદેજુદે સ્થળે જવા માંડયું.

ઓળાઓ આમ જતા ને તેમ જતા–કેટલાક પગે ને કેટલાક ઘોડા પર. બે ઓળાઓ મળતા તો થોડીક વાર પાસે ઊભા રહી જાણે શબ્દ બોલ્યા વિના છૂટા પડતા. કેટલેક ઠેકાણે ઓળાનો સમૂહ મૂગો-મૂગો ચાલ્યો જતો, ઘોડાની ખરીઓ પણ જાણે અવાજ કર્યા વિના જમીન પર પડતી હોય તેમ લાગ્યું. ચારે તરફ નિઃશબ્દતા હતી અને છતાં ભૂતાવળના જેવા વાતાવરણમાંથી જાણે ત્રાસ પ્રસરતો હોય એમ લાગતું.

થોડીવારમાં તો બધું શાંત થઈ ગયું. ઓળાઓની આવરજાવર પણ બંધ પડી. આખું વંથળી જાણે નિશ્ચેતન પડયું હોય એવો ભાસ થયો.

આઠદસ ઘોડાના ઓળાઓ રાજગઢના ચોકમાં અધીરા થઈ રહ્યા હતા. સાત ઓળાઓ ગઢમાંથી બહાર આવ્યા–તેમાંનો એક સૌથી આગળ ચાલતો હતો.

બાજુના બારણામાં એક શસ્ત્રસજ્જિત પણ નાનકડા ઘાટનો યોદ્ધો નીકળ્યો ને પહેલા ઓળાને જરા તિરસ્કારપૂર્વક શાંતિનો ભંગ કરી તેણે કહ્યું : 'રાજાજી ! મને તો ભૂલી ગયા.'

પહેલો ઓળો અધીરાઈથી ઊભો રહ્યો. 'તું પણ આવે છે?' રાજાના અવાજમાં કચવાટ સ્પષ્ટ દેખાતો હતો.

'કેમ ? હું તમારી સાથે આવવાની હતી ને !'

રાજાએ હોઠ કરડયા. 'તું શું કામ જોખમ ખેડે છે?'

'આપણા બેમાં જોખમ તો મેં વધારે ખેડ્યાં હશે.' તિરસ્કારથી રાણીએ કહ્યું

રાજાએ જવાબમાં માત્ર કહ્યું : 'ચાલ.'

રાણી તરત સાથે ચાલી. બધા પઢણી યોદ્ધાને પણ રાજાનો અભિપ્રાય વાસ્તવિક લાગ્યો. આ જોખમ તે સ્ત્રી માટે હતું? પણ દેશળદેવે વિશળદેવના ખભા પર હાથ દાબ્યો. એનો અર્થ એ જુદો સમજ્યા.

મૂગે મોંઢે બધાં ચાલ્યા ને ઘોડા પલાણ્યા. થોડા વખતમાં તો તે બધા ગામબહાર લશ્કરના પડાવ આગળ આવ્યા ને ચારસોપાંચસો ઘોડેસ્વારો લઈ ઝપાટાબંધ જૂનાગઢ તરફ ચાલ્યા.

ચંદ્ર ગિરનારનાં શૃંગો પર લટકી રહ્યો હોય એવો દેખાતો. ચાંદનીમાં માણસની હિલચાલ ન દેખાય તે માટે ઘણુંખરું લશ્કર જુદીજુદી દિશા તરફ પગે જતું હતું. વંથળી અને જૂનાગઢ વચ્ચે આવેલા ગાઢ વનને લીધે આ હિલચાલ ઓળખવી એ મુશ્કેલ હતું. તે ઉપરાંત ડંકાના નાદ સાથે એક ટુકડી મેંદરડેથી નીકળી ચૂકી હતી. આથી એક જ તરફથી હુમલો આવે છે એવા ભ્રમથી સોરઠીઓ છેતરાય એમ હતું.

ધીમેથી જાણે પર્વત પર ચારે તરફથી ધૂમસ ચઢે તેમ પઢણી

સૈન્ય ચઢવા લાગ્યું. રાજાવાળી ટુકડી થોડી વારમાં જંગલ વટાવી ચોકી આગળ આવી પહોંચી હતી.

'દેશળદેવજી ! આ તમારી ચોકી કે ?' જયસિંહદેવે પૂછ્યું.

'હા બાપુ !' કહી દેશળદેવ આગળ વધ્યો અને પોતાના ભાઈને સાથે લઈ સહુથી આગળના ચોકીદાર પાસે ગયો.

દેશળદેવે બધાને સાધી રાખ્યા હતા એટલે ચોકીદારો કંઈ બોલ્યા નહિ અને તરત પટ્ટણી સૈન્યે ચોકીનો કબજો લીધો. અહીંયાં બધા સ્વારો ઘોડા પરથી ઊતર્યા ને પગે આગળ જવાની તૈયારી કરી.

અહીંયાંથી પાંચસો માણસ ત્રિભુવનપાલ જોડે મેંદરડેથી આવતી ટુકડીને મળી જૂનાગઢના મુખ્ય દરવાજા તરફ જવાના હતા. અને બાકીના માણસ મહારાજા, પરશુરામ ને ઉદા મહેતા જોડે ખાનગી રીતે દાખલ થવાના હતા. ઝપઝપ બધા વહેંચાઈ ગયા.

'રાજાનું મુખ ગુસ્સાભર્યું' હતું. તેની આંખમાં ખુન્નસ જેવું દેખાતું. જેવી બધાને નીકળવાની તૈયારી થઈ કે રાજાએ ત્રિભુવનપાલને કહ્યું : 'ત્રિભુવનભાઈ ! લીલાદેવીને તારી સાથે લઈ જા.'

રાણી એ શબ્દો સાંભળી કંઈ બોલવા ગઈ. 'રાણી ! તમે જાઓ.' રાજાના અવાજમાં ગુસ્સો હતો. રાણી મનમાં હસી. તેણે ને મુંજાલે આ સ્થિતિનો ક્યારનો વિચાર કરી રાખ્યો હતો.

'જરા તમે સંભાળજો.' મજાકમાં રાણીએ ટકોર કરી અને તે ત્રિભુવનપાલ જોડે ગઈ. જતાંજતાં તેણે પાળાઓ તરફ નજર નાખી. આટલા બધામાં છૂપે વેષે આવેલા મહાઅમાત્ય ઓળખાવા અશક્ય હતા, પણ તેને એ પુરુષના વચનમાં શ્રદ્ધા આવી હતી. મહારાજ અને તેના સાથીઓ છાનામાના, છાંયડો શોધતા શોધતા આગળ વધ્યા. આગળ દેશળદેવ ને વિશળદેવ ચાલતાં ને પાછળ મહારાજ, પરશુરામ, ઉદા મહેતા ને જયદેવ પરમાર આવતા. પાળાઓ ધીમેધીમે એકઠ એકઠ લપાઈ લપાઈને આવતા. કોઈ એક અક્ષર પણ બોલતું નહિ.

બધાથી દૂર અંધારામાં મોટું કાળું કૂતરું હોય એવું એક જાનવર ઝપાટાબંધ સાથે ચાલતું હોય એવું અવારનવાર જણાતું. કોઈક જ તે દિશામાં જોવાની હિંમત કરતું. તેના પર જેની નજર પડતી તે કાંપતું. બધાને લાગ્યું કે બાબરો ભૂત સાથે આવતો હતો, એ ભૂત જેની સહાયમાં હોય તેવો ભડવીર કેમ હારે ? મહારાજની દુર્જયતામાં લોકોની શ્રદ્ધા વધતી.

બધાનાં હૃદય ક્ષોભથી ધબકતાં. બધા આજ રાતનું પરિણામ શું આવશે તેનો વિચાર કરતા હતા. આવતી કાલે પાટણનું ભવિષ્ય કેવું થશે તેનો વિચાર મહારથીઓ કરતા હતા. આવતી કાલે પોતે સૂર્યોદય જોશે કે કેમ એ સંશય દરેકને હતો.

જયસિંહદેવનું મોં ગુસ્સાભર્યું હોય તેવું લાગતું, તેની આંખો વિકરાલ થઈ હતી. તેનાં પગલાં બધાથી દૃઢ રીતે પડતાં. તેના હૃદયમાં ક્ષોભ નહોતો, પણ વિનાશક ઉત્સાહ હતો. અત્યારે તે જૂનાગઢ છતવા ને રાણકને મળવા તલસતો હતો. સૂર્યોદયે તે રાણકને વરવાનો જ એવી તેને ખાતરી હતી.

મોટી કાળી ઝાડીઓના હારની માફક—બોલ્યા વગર, ધીમેધીમે બધા આગળ ને આગળ—ઉપર ને ઉપર ચાલ્યા. એક નિઃશ્વાસ પણ જાણે કોઈનો સંભળાતો નહિ. ચારેગમ શાંતિ હતી. માત્ર ઠેસથી ગબડેલો પથ્થર કે ગભરાએલું પક્ષી એકદમ અવાજ કરી પ્રલયકાળના કડાકાની માફક બધાનાં હૃદયમાં ત્રાસ વર્તાવતાં. ગઢ લગભગ આવી પહોંચ્યો. ગઢ પર કોઈ ફરતું હોય એવું લાગ્યું. દરેકનું હૃદય મૂંગળાવા લાગ્યું.

બીજી તરફથી આગળ વધતા પટ્ટણી સૈન્યના ડંકા જાણે સ્વપ્નામાં કે અવાજ સંભળાતો હોય એવા સંભળાયા કરતા હતા તે બંધ થયા. થોડી બૂમો, થોડી ગરબડ પરલોકથી આવી હોય એવી બીક પ્રસારતી કાન પર આવી. મેંદરડેથી નીકળેલી ટુકડીએ મોટી ચોકીના રક્ષકો

જોડે યુદ્ધ આરંભ્યું લાગતું હતું. શાંતિમાં દૂર થતી ઝપાઝપીનો અવાજ વાતાવરણને ભયાનક કરી મૂકતો હતો.

આગળના માણસો એક મોટા ઝાડની ઘટા નીચે સંતાઈને ઊભા.

'દેશળદેવજી!' જયસિંહદેવે કહ્યું. તેનો ઘાંટો ઘોઘરો થઈ ગયો હતો. 'તમે જઈ ગઢવીને મળી આવો. અને મહેતા!' તેણે ઉદા મહેતાને કહ્યું : 'તમે ત્રિભુવનભાઈને મળી, મોટી ચોકી આગળ શું થાય છે તેની ખબર લઈ જલદી આવો.'

ઉદા મહેતા સમજ્યા. મહારાજાની દાનત હતી કે ત્રિભુવનપાલ ને લીલાદેવીને તે બારોબાર મોટી ચોકીએ જ લઈ જાય. તેણે નમસ્કાર કરી દસેક સૈનિકો લઈ ત્રિભુવનપાલ ગયા હતા તે રસ્તે ચાલવા માંડ્યું.

દેશળદેવે ચારે તરફ સાવચેતથી જોયું. તે ઊભા હતા તે ઝાડ અને ગઢની બારી વચ્ચે ઝાડ નહોતું, પણ થોડા થોરિયા ઊગ્યા હતા. દેશળદેવ તેના ઓથામાં ચારે પગે થઈ આગળ વધ્યો. ઝાડ નીચે ઊભેલા બધા તેની હિલચાલ જોઈ રહ્યા.

થોરિયાના ઓથામાંથી એકદમ નીકળી દેશળદેવ ગઢના દરવાજામાં લપાઈ ગયો. થોડીવારે તેણે હાથ લંબાવી બારીનું કડું ખખડાવી ત્રણવાર બબ્બે ટકોરા કર્યા.

"કોણ છે એ?' ધીમેથી અવાજ આવ્યો. દેશળદેવ હરખાયો. અવાજ તેના શાગીર્દ હમીરનો હતો.

'કોણ હમીર?' ધીમેથી દેશળદેવે પૂછ્યું: 'એ તો હું. ગઢવી છે?'

'હા છું. કેમ?' ગુસ્સામાં દાદુનો અવાજ આવ્યો.

'ગઢવી! બારી ઉઘાડો તો.'

'શું કામ છે? અત્યારે બારી ઊઘડે નહિ.' જીદમાં દાદુએ કહ્યું. ગઈ કાલના બનાવથી તેનો જીવ તેના સસરા પરથી ઊઠી ગયો હતો.

'ગઢવી, જરા ઉઘાડો, મારે તો વાત કરવી છે. તમે મારા

છોરુ જેવા થઈ આમ કરો છો ? મને કાલે તરતનો તરત કાઢયો તે મારાથી કે સાંપણુ પણુ ન થઈ શકી. મારે છોકરામાં પણુ તમે ને જમાઈમાં પણુ તમે. ને કાલે ઊઠી મારું શું એ થાય.'

દાદુએ જવાબ નહિ દીધો.

'હું ઘરડો–મારું કોણુ ? તમે બે શબ્દ તો સાંભળી લો. મારી છોકરીને મારે બે શબ્દો કહેવડાવવા છે ને મારી મિલકત બધી ઠેકાણે કરવી છે. હું ફરી પાછો ન આવું. ભાઈ ! ગઢવી ! જરા અંબા-ભવાનીની ખાતર તો બે બોલ સાંભળો,' દેશળદેવ કરગરી પડયો. જાણે તેને દડદડ આંસુ પડતાં હોય એમ તેનો ઘાંટો તરડાયો.

'જે કહેવું હોય તે આમ ને આમ કહો.'

'એમ કેમ કહેવાય ? ગઢવી ! કોઈ ચોકીદાર સાંભળે તો ? ને જેવા તમે તેવો કેં હમીર ? જરા તો ઉઘાડો. નહિ તો ભાઈ ! મારી જિંદગીમાં ભેગું કરેલું કોઈને હાથ પણુ નહિ આવશે.'

દાદુને દયા આવી. આ ડોસાને કાલે અડધી ઘડીમાં ગઢ બહાર કર્યો. એ બિચારો છો બે અક્ષર કહેતો. એમાં શું જવાનું છે ? તેણે નજરબારીએથી જોયું. બહાર કોઈ પણુ હોય એમ દેખાયું નહિ એટલે તેણે સાંકળ ઉઘાડી. બારી જરાક ઉઘાડી ડોકું કાઢયું.

'ગઢવી !' દેશળદેવે ધીમેથી કહ્યું. 'બારી ખોલો.'

'બોલો. શું છે ?' અધીરાઈથી ગઢવીએ કહ્યું. એને આ સસરો અત્યારે જીવલેણુ દુશ્મન જેવો લાગ્યો.

દેશળદેવે જોયું કે ગઢવી બારી માત્ર થોડી જ ઉઘાડી પોતાના હાથમાં ઝાલી રહ્યો હતો. પાછળ હમીર ઊભો હતો. તેની અને દેશળની આંખો મળી.

પાટણુની મહત્તા કે સોરઠના સ્વાતંત્ર્યની દેશળદેવને પરવા ન હતી; પણુ આ પલ પર તેના આખા જીવનનો આધાર રહ્યો હતો એમ

તેને લાગ્યું. તેના હૈયામાં ધબકારા વધવા લાગ્યા. તેના હાથપગ કાંપતા હતા. જેટલી પલ વાર લાગતી હતી તેટલી પલ જયસિંહદેવ અધીરા થતા હતા અને તેની જિંદગી જોખમમાં આવતી હતી.

'ગઢવી ! મારી એક પૂરી દીકરીનો તું ધણી–મારો વારસ છે.'

'પછી ?' ગઢવીએ કહ્યું.

'મેં ગોઠવણ કરી છે.'

'શાની ?'

'જૂનાગઢની ગાદી મને, ને મારા પછી તને મળે એમ.'

'શું કહો છો ?' ચમકીને દાદુએ પૂછ્યું. 'દેશળદેવજી ! તમે ચિત્તભ્રમ થયા છો.'

'ના. પેલા ઝાડ નીચે પાટણનો ધણી વાટ જુએ છે. બારી ખોલો.'

'શું ? પાટણના ધણીને જૂનાગઢમાં–' ડોળા ફાડી આશ્ચર્યચકિત થઈ ગઢવી બોલ્યો. તેનો અવાજ જરાક મોટો થયો.

દેશળદેવની ધીરજ રહી નહિ. ગઢવી બારી ને તેનાં બારણાં વચ્ચે ડોકું રાખી વાત કરતો હતો.

તેણે હમીર તરફ નજર કરી ને દાદુ વધારે બોલે તે પહેલાં એક હાથ દાદુના મોઢા પર અને બીજો હાથ તેની બોચી પર મૂકી તેનું ડોકું દબાવ્યું.

'હમીર ! બારી દબાવ.' દેશળદેવે કહ્યું.

હમીર સમજ્યો. તેણે તરત બારી જોરથી દાબી. દાદુનું ગળું બારણાની બારી વચ્ચે સપડાઈ ગયું. ઉપરથી દેશળદેવ તેનું માથું દાબતો હતો ને નીચેથી તેનું મોં દાબી રહ્યો હતો. તેણે છૂટવાનાં ફાંફાં માર્યાં. બૂમ પાડવા ફાંફાં માર્યાં, પણ નકામાં ગયાં. તેનું માથું ફરવા માંડ્યું. તેની આંખે અંધારાં આવ્યાં. દેશળદેવે છેલ્લો પ્રયત્ન કર્યો ને

દાદુની ડોક પર ભાર મૂક્યો. દાદુ ફાંફાં મારતો હતો ને તે બેભાન થઈ ગયો, અને દેશળદેવે હાથ છોડી દીધો.

'હમીર! આ જીવે છે કે નહિ તે ખબર નથી, પણ એનું મોઢું બાંધી મૂક ને બારી ઉઘાડી રાખ. હું લશ્કર લાવ્યો છું, કાલે સોરઠ આપણું.'

'કોણ છે?' હમીરે દાદુનું મોઢું બાંધતાં પૂછ્યું.

'જયસિંહદેવ સોલંકી પોતે—'

'બધું નક્કી છે?'

'અરે હા.'

'ત્યારે જલદી કરો.'

દેશળદેવ સાવજની ઝડપથી ચારે પગે થઈ પાછો ઝાડ તરફ ગયો.

'મહારાજ! બારી ખુલ્લી છે. પધારો.' દેશળદેવે કહ્યું.

'ચાલો.' જયસિંહદેવે કહ્યું.

'ના.' પરશુરામે કહ્યું, 'હું સાથે જાઉં છું: પછી બધા માણસો આવે. ત્યાર પછી આપ. કે પણ જોખમ મારે લેવું નથી.'

'વારુ તમે જાઓ. હું પછી આવું છું.'

'આપની સાથે પરમાર રહે છે.' પરશુરામે કહ્યું.

ધીમેધીમે બબ્બે ચચ્ચાર જણ થઈ પચીસ સૈનિકો બારી વાટે દાખલ થયા. જયસિંહદેવ અંધારામાં જોઈ રહ્યા.

આખરે તે અને પરમાર રહ્યા.

'મહારાજ! પધારો. આખરે સોરઠ પડ્યું.' પરમારે કહ્યું.

મહારાજે જવાબ આપ્યો નહિ. તે મનમાં બબડયા: 'અને આખરે રાયક પણ મળી.'

બંને ગઢમાં દાખલ થયા.

# પ્રકરણ બાવીસમું

## વિજય પ્રસ્થાન-બીજું

તે દહાડે ખેંગારના હૃદયમાં ઉત્સાહ ઉભરાતો હતો.

રા' ભોળો હતો ને વિચારશીલ હતો; ઉદાર હતો અને હસમુખો હતો; દૃઢ હતો ને દીર્ઘદર્શી હતો. એનામાં રાજપૂતનું સ્વાભાવિક શૌર્ય તો હતું; ચુડાસમાનું સુવિખ્યાત સાહસ તેનામાં હતું; અને અનેક વીરોની પેઢીઘર ઉતરી આવેલી વીરતા તેના સ્વભાવનું મુખ્ય લક્ષણ હતું. પણ અડગ ટેક, ઉદાર સ્વભાવ, ઉચ્ચ અભિલાષા, રાણક માટેનો અનહદ પ્રેમ અને તેના સહવાસને પરિણામે મેળવેલી ઊંચા પ્રકારની ભાવનાશીલતા—આ બધા ગુણોએ સાથે મળી તેનામાં એવું અદ્‌ભુત પરિણામ આણ્યું હતું કે રા'ખેંગાર માણસ મટી મૂર્તિમાન ભાવના જેવો અપૂર્વ થઈ રહ્યો હતો.

જીવન, શબ્દ ને આચરણથી તે શ્રદ્ધા, માન ને ભક્તિ પ્રગટાવતો. બધા માણસોમાં તે શ્રેષ્ઠ ને નીરાળો દેખાતો : છતાં સામાન્ય માણસો એને જ જોઈ રાચતાં ને પ્રેરાતાં. એ બધાં જોડે હેતથી, ઔદાર્યથી અને નિખાલસપણાથી વર્તતો; અને બધાં તેને માટે પ્રાણ અર્પવા તત્પર રહેવામાં જીવન સાર્થક થએલું ગણતાં.

આવા વ્યક્તિત્વવાળા રા'ને પણ આજે પાનો ચઢયો હતો. આજે તેની આંખમાંથી હાસ્ય ફૂટયા કરતું ને મુખમાંથી હેત ઝરતું. દેવ સમાન તેજસ્વી ને પાર્થ સમો સ્વરૂપવાન એ જ્યાં જતો, એના હોંસ-

ભર્યા શબ્દો જ્યાં સંભળાતા, એના કાળા લાંબા વાળ જ્યાં હવામાં ફરફરતા અને તેનાં નયનનાં કિરણો જ્યાં પડતાં ત્યાં ઉત્સાહ રેલાતો. હમેશાં તે જૂનાગઢનો દેવ હતો; આજે તે પ્રેરણા પ્રેરતા ચૈતન્ય જેવો લાગ્યો. એની પ્રેરણાથી એક પણ પુરુષમાં કાયરતા ન રહી, એકે સ્ત્રીમાં સ્વાર્થ ન દેખાયો.

તેણે પ્રચંડ રણોત્સવ ખેલવાની તૈયારી કરી. ગઢ દુર્જય હતો, અને તેમાં વધારે માણસની જરૂર નહોતી એટલે ચોકીએ ચોકીએ તેણે માણસો મોકલ્યા; ઠેકાણે ઠેકાણે જૂની ચોકીએથી આગળ ધસી નવી નવી બીજી ચોકીઓ સ્થાપવાની તેણે રચનાઓ કરી; અને ચુનંદા માણસો લઈ પોતે જ એભલ નાયકની ચોકી પાછી હાથ કરવાની તેણે તૈયારી કરવા માંડી.

આ ઉત્સાહમાં ગઈ રાતની ચિંતા ને આગાહી તે વીસરી ગયો. સાંજે ઊંચા જૂનાગઢના કાંગરા પર ગર્વથી ફરતાં તેનું હૈયું ઊછળી રહ્યું. જાણે પોતે ગિરનારનું સચેતન સ્વરૂપ હોય તેમ ચારે તરફ ઉલ્લાસથી તે જોઈ રહ્યો. આ ગઢમાં રહી એના પૂર્વજોએ સદીઓ થયાં વિજય-ઘોષણા કર્યા કરી હતી. આજે પોતે પણ તેવી ઘોષણા કરી, અનંત કાળને પોતાની વીરતા જોવાનો લહાવો આપવાનો હતો.

તેણે ફરીફરી વંથળી સામે જોયા કર્યું. વર્ષો થયાં ત્યાં રહી પાકાઈ, હરામખોરી, ક્રૂરતા ને નીચતા તેના ટેકને હંફાવી રહી હતી. રામે રાવણની સામે જે પુણ્યપ્રકોપથી શસ્ત્ર છોડયાં હતાં તે પ્રકોપ તેના હૃદયને જ્વલંત કરી રહ્યો.

સૂર્યાસ્ત સમયે તેણે સોરઠની ઉજ્જડ થએલી ભૂમિ તરફ નજર નાખી. દૂર સાગરના તરંગોની ચમકતી માલા જોઈ. જાણે સોમનાથ પાટણનું ગગનવિહારી દેવાલય તેની નજર આગળ તરી રહ્યું. એના તે દેવને એના પૂર્વજ ગ્રહરિપુ પાસેથી મૂલરાજ સોલંકી લઈ ગયો હતો. 'મહાદેવ! શંભો! પાછા મારી પાસે નહિ આવો?' તેણે કરગરીને પ્રાર્થના કરી.

વિચાર કરતાં યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણનું તેને સ્મરણ થયું. નાનપણથી તે પોતાને પણ યાદવશ્રેષ્ઠ માનતો હતો. બાળપણમાં ઘણી વખત તે પુરુષોત્તમની કીર્તિને ઝાંખી કરવાનાં સ્વપ્નાં તેણે સેવ્યાં હતાં; પોતે તેના કુલનો હોઈ, આર્યાવર્તના અધિષ્ઠાતા થવાનો પોતાનો દાવો તેણે ઘણી વખત આગળ ધર્યો હતોઃ અને આ ગઢમાં ભરાઈ રહેતા, છૂટા-છવાયા વિગ્રહ કરતા, અનેક વર્ષની વિપત્તિ વેઠતા પણ વાસુદેવ મધુસુદનનો આદર્શ તેના વીર હૈયામાંથી દૂર થયો નહોતો.

સોમનાથ પાટણ યાદ આવતાં તેને દેહોત્સર્ગનું પુનિત સ્થળ યાદ આવ્યું. તે તરફ જોતાં તેને જાણે વાસુદેવની મૂર્તિ દેખાઈ.

વિશાળ પીપળાની શીતળ છાયા નીચે યાદવોના નાથ ઘવાએલા પડ્યા હતા. તેમના મુખ પર દુઃખોની રેખા નહોતી, પણ જે ભવ્યતાએ દુર્યોધન ડર્યો હતો તે પ્રસરી રહી હતી. વર્ષો પર રીઝવેલી ગોપીઓનું સ્મરણ આવતું હોય તેમ તેમના હોઠ પર મંદ પણ મધુરું હાસ્ય હતું. તેમનાં વિશાળ નેત્રોની ગહનતામાં પ્રેમ, શૌર્ય ને કરુણા જેવાં અર્જુનને દેખાયાં હતાં તેવાં દેખાયાં. તેણે તે પરમ પુરુષોત્તમને પોતાના પગમાં વાગેલા તીર તરફ જોઈ રહેતાં જોયા-ધીમેથી નેત્રો ફરવી તેના તરફ મમતાભરી દૃષ્ટિથી જોઈ રહેતાં જોયા. તે હસ્યા-પુત્રના તરફ પિતા હસે તેમ. રા'એ તેમના તરફ ભક્તિભાવે હાથ લંબાવ્યા.

તે દર્શન અદૃષ્ટ થયું-ખેંગારે અકળાઈ ચારે તરફ જોયું. તેણે નિઃશ્વાસ મૂક્યો. દેવના દેવ ગોવર્ધનધારીનો સૌમ્ય સ્વરૂપનો તેણે સાક્ષાત્કાર કર્યો જોઈ તેના હૈયામાં હર્ષ માયો નહિ. 'યાદવશ્રેષ્ઠ !' તે બબડ્યો: 'હું પણ યાદવ-તમારી અમર કીર્તિનો ભાગીઓ—' એનાથી વધારે બોલાયું નહિ, પણ તેના હૈયામાં હામ ઊછળી રહી.

એટલામાં કેટલાક સામંતો, નાયકો અને ભાટચારણો આવ્યા અને જૂનાગઢના રા'ઓની કીર્તિનાં ગાન શરૂ થયાં. તે બધાં સાથે પણ રા' હસ્યો. મજાકો કરી. સામંતોએ તેને પાનો ચઢાવ્યો અને તેણે સામંતોને ચઢાવ્યા.

આખરે બધા જમવા ઊઠ્યા અને જમીપરવારી સજ્જ થવા વિખરાયા.

જમીને રા' રણવાસમાં ગયો. રાણક તેનાં વસ્ત્ર ને શસ્ત્રો તૈયાર કરી રહી હતી.

કાલ પછી રાણકદેવડીએ બોલવાનું કમી કરી દીધું હતું. આખો દહાડો તૈયારી કરવામાં ને પૂજામાં તેણે ગાળ્યો હતો.

'કાક ક્યાં છે?' રા'એ પૂછ્યું.

'વજેસંગ ને કુંવરો જોડે ગઢ જોવા ગયા છે. એનું શું કામ રાખ્યો?'

'હું આવું ત્યાં સુધી તને સાચવે તો ખરો.' હસીને રા'એ કહ્યું.

'મને શું થવાનું હતું?'

રા' દેવડીની સામે જોઈ રહ્યો. દેવડીની નિર્મલ કાંતિ અત્યારે વધારે નિર્મલ ને અપાર્થિવ દેખાતી હતી. તેનું નાનકડું કાડું અત્યારે હલકું ફૂલ જેવું લાગતું હતું. કાલે રાતે દેવડીએ દેખાડેલો પરચો રા'ને યાદ આવ્યો. આ નાજુક સ્ત્રીમાં શું એટલું બધું દૈવત હતું? તેને ઊમળકો આવ્યો. તેણે દેવડીના હાથમાંથી શસ્ત્ર લઈ લીધું ને તેના હાથ પોતાના હાથમાં રાખી તેની સામે જોયા કર્યું.

'શું જુઓ છો?'

'તને. હું તને જોતાં હજુ ધરાયો નથી.'

'મારા રા'! અત્યારે મારા સામે ન જુઓ, તમારી કીર્તિ સામે જુઓ.'

'ગભરાતી નહિ, હું કાયર થવાનો નથી. તને જોઈ જોઈ તો હું હિંમત રાખું છું.' ખેંગાર હસ્યો. તેના હાસ્યનો ઉલ્લાસ ચોમેર પ્રસરી રહ્યો. તેણે ચારે તરફ જોયું તો કોઈ હતું નહિ, એટલે તેણે નીચા

નમી તેને એક ચુંબન કર્યું, 'દેવડી ! મને પાણી ચઢાવવા તું તો કે કહેતી જ નથી ?'

મંદ ને મ્લાન હાસ્ય રાણકના મુખ પર છવાયું. 'મારા રા' ! તમારે શરે તો સોરઠ ઝૂઝે છે, ને તમને કોણ પાણી ચઢાવે ?'

'આનું નામ પાણી ચઢાવવાનું નહિ કે ?' નાના છોકરાની માફક હસતાં રા'ખેંગારે કહ્યું ને તેણે રાણકના ખભા પર હાથ મૂકી તેને પાસે ખેંચી. દેવડીએ પોતાનું માથું રા'ના ખભા પર મૂક્યું ને એક નિઃશ્વાસ મૂકયો. થોડી વાર કોઈ બોલ્યું નહિ.

'દેવડી !' રા'નો અવાજ ગળગળો થઈ ગયો; 'મને કંઈ થાય તો છોકરાઓને જોજે.'

'મારા રા' !' રાણકે હિંમતથી ઊંચું જોયું. 'એ કામ મારું નહિ. તમારે બીજી ત્રણ રાણીઓ છે તેને તે કામ સોંપો.'

'પણ છોકરા તારા—'

'પણ પહેલાં મારા રા'—પછી છોકરા. પણ એ વિચાર અત્યારે તમારે શા માટે કરવો ? હું વિજયમાલા લઈને બેઠી છું. તમે વહેલા પાછા ફરોને.' રાણકે કહ્યું.

રા'ને આગલી રાતની ભવિષ્યવાણી યાદ આવી ને તેણે નિસાસો મૂકયો.

'દેવડી ! મને મારા પૂર્વજ શ્રીકૃષ્ણ યાદવનાં આજે દર્શન થયાં.' દેવડીએ ઊંચું જોયું. 'હેં ! ચાલો આપણાં ધનભાગ્ય !'

'મેં તેમને દેહોત્સર્ગ આગળ પડેલા જોયા. તે નીચું જોઈ ઘવાએલા પગ સામે જોઈ રહ્યા હતા. તેમણે મને જોઈ ઊંચું જોયું ને આશીર્વાદમાં જરાક હસ્યા.' નાના છોકરાની શ્રદ્ધાથી રા'એ કહ્યું.

'મારા રા' ! જ્યારે દ્વારકાધીશની તમને ઓથ છે ત્યારે પામર

તમને શું કરવાનો હતો ?' રાણકે ઉત્સાહથી કહ્યું ને નીચા વળેલા રા'ના ગાલ સાથે પોતાને ગાલ દાબ્યો.

તરત બંનેએ ચમકી ઊંચું જોયું, જાણે આ સવાલના જવાબમાં હોય તેમ દૂરથી ડંકાનો ગડગડાટ સંભળાયો.

'મેંદરડેથી કટક ચડયું લાગે છે.' ઊભા થઈ રા'એ કહ્યું, 'તું તૈયારી કર. હું ઉપર જઈ જોઈ આવું.' રા' એકદમ ઉપર ગયો. એટલામાં વજેસંગ, કાક અને રા'ના બે કુંવરો આવી પહોંચ્યા.

'મારા બાપા ! જેસંગ સોલંકી પણ આજે જ રણે ચડ્યો લાગે છે.' વજેસંગે કહ્યું.

'એથી રૂડું શું કાકા ? કાક ! ગઢ જોયો ?'

'હા બાપ ! ગઢ પડે એવો તો નથી. જરાએ ચિંતા કરશો નહિ.'

'કાક ! આ ગઢમાં મારી રજા વગર એક પંખીડું પણ પેસે એમ નથી.'

'ગઢવી તો બધા વિશ્વાસુ છે ને ?'

'બધા ચચ્ચાર પેઢીના છે.' રા'એ ખાતરી આપી.

'હવે તૈયાર થા મારી ધણી !' વજેસંગે કહ્યું.

'કાકા ! જરાક ધ્યાનથી જોવા દો. વખત છે ને મેંદરડા આગળની મોટી ચોકીની વહારે પણ ધાવું પડે.' ખેંગારે ચારે તરફ જોતાં કહ્યું.

'મેંદરડાની મોટી ચોકી તો મજબૂત છે. ત્યાં સોલંકી ફાવે એમ નથી. જો થોડો વખત ન ફાવે તો પછી હું એભલ નાયકની ચોકી પર છાપો મારી તેને કબજે કરી પછી મોટી ચોકીની મદદે જાઉં. મોટી ચોકી પર તો કૈંક ધસારા આવ્યા ને પાછા ગયા અને જો ત્યાં સોલંકી ફાવતો જણાય તો પછી હું ચોકી પર મદદ મોકલું.'

'ખરી વાત' કાકે કહ્યું. 'તમારો ગઢ એટલો જબરો છે કે રોજ ચોકી પડે તોએ વાંધો આવે એમ નથી.'

'કેમ દીકરા !' મોટા દીકરા માના[1]ને રા'એ પૂછ્યું. 'હું જઈશ તો ગઢ સાચવશે ને ?'

'માનાએ બાપની સામે જોયું. તેની મોટી આંખો ગર્વમાં બાપ પર ઠરી રહી. 'બાપા ! જૂનાગઢનો રા' કદી ડર્યો છે ?'

'શાબાશ !' કહી રા' તેને ભેટી પડયો અને પછી નાના છોકરાને ગોદમાં લીધો. 'જાઓ હવે તમે સૂઈ જાઓ–નીરાંતે, અમે ગઢ તપાસવા જઈ આવીએ.'

'બાપા ! હું ન આવું ?'

'ના, હજી એ તસ્દી લેવાને ઘણો વખત છે.'

છોકરાંને વિદાય કરી રા', કાક ને વજેસિંગે ગઢ પર ફરવા માંડયું. મેંદરડા સિવાય બધી દિશામાં શાંતિ હતી, અવારનવાર પાંદડાનો કે ભેખડ પડવાનો અવાજ કાને આવતો. પણ એભલ નાયકની ચોકી સિવાય બધી ચોકીના દીવા અખંડ બળતા હતા એટલે કોઈ પણ દિશામાં ભય જેવું તેમને લાગ્યું નહિ. એભલ નાયકની ચોકી તરફ અધવચ્ચે સોરઠી થાણું મૂકયું હતું તેના પણ દીવા બળતા હતા.

આમ ફરતાં મધરાત થવા આવી. મેંદરડાનું પટ્ટણી સૈન્ય ચોકી પાસે આવી લાગ્યું હતું ને તેની ને સોરઠી સૈન્ય વચ્ચે ઝપાઝપી શરૂ થઈ હતી. ઝપાઝપી જીવલેણ થતી હતી એમ લાગતું હતું, પણ પટ્ટણીઓ ફાવ્યા નહોતા એ સ્પષ્ટ દેખાતું હતું.

---

૧ મિ. ફૉર્બ્સને વાર્તા કહેનારા ઢેઢના ચારણો–તુરીઓએ માણેરો ને ટગાયચો એ નામ આપ્યાં છે. સોરઠી રજપૂતોનાં નામોએ એ હલકા વર્ગના ગવૈયાઓના હાથમાં કોઈ પ્રકારે વિકાર પામી આવાં અપરિચિત સ્વરૂપ લીધાં લાગે છે. માણેરાનું નામ માના રા' હોય એ સંભવિત છે. 'રાસમાળા' પ્રકરણ ૯

'હવે હરકત નહિ.' રા'એ કહ્યું. 'સવાર સુધી એ ચોકીને વાંધો નહિ આવે, એટલામાં તો હું એભલ નાયકની ચોકી લઈ પાછો ફરું છું. ચાલો મહેલે, બધા તૈયાર થઈ ઊભા હશે.'

ઝપાટાબંધ તે મહેલે આવ્યા ને રા'એ શસ્ત્ર સજ્યાં. ગિરનાર તરફની બારીએથી રા' બહાર પડવાનો હતો. ત્યાં સુધી કાક ને વજેસંગ વળાવા જવા તૈયાર થયા.

'ના. કાક ! તેં ઘણું કર્યું છે ને ઘણું કરવાનું છે.'

'પણ હું બારી સુધી આવું.'

'ના, તું વજેસંગ જોડે ફરે તો કેદી જેવો લાગે, ને આમ મારી સાથે આવે તો કોઈ જાણશે કે મિત્ર છે અને કોઈ પટ્ટણી તને જુએ ને મને કંઈ થાય તો પેલો સોલંકી તારો પ્રાણ લેશે. ખબર છે ?'

'હું એક વખત પાછો ગઢ જોઈ આવું ?'

'તું હમણાં સૂઈ જા. હજુ તારે ઘણી રાતના ઉજાગરા વેઠવાના છે.'

'જેવી આજ્ઞા.' કહી કાક રા'ને હેતભર ભેટ્યો.

રા' રણવાસમાં ગયો. દેવડીએ સ્થિર પ્રેમના અનંત સંદેશ પાઠવતાં નયને રા'ને રજા આપી. બીજી રાણીઓએ સજલ નેત્રે વહેલા વળવાનો સંદેશ કહ્યો: સૂતેલા પુત્રોને રા'એ ચુંબન કર્યું; અને નાની બહેનને હાથે કુંકુમનું વિજયચિહ્ન કરાવી તે બહાર પડ્યો.

રાણકદેવી જતા રા'ને બારીબારે જોઈ રહી. એકાગ્ર ને ખિન્નતા-ભર્યાં નયને તે તેજસ્વી પ્રેમમૂર્તિને નીરખી રહી. તે સ્વરૂપવાન મુખની દૃઢે જડેલી રેખાઓની પિછાન તેણે તાજી કરી. તે લાંબા વાળના છટાદાર મરોડ પર ફરીથી તે મોહી રહી. દૂર જતા તે સ્વજનના સુરેખ શરીરની, ગતિથી મોહક બનેલી લટકને ફરીથી તેણે હૃદયમાં ઉતારી. જ્યારે રસ્તો વળ્યાથી રા' અદૃષ્ટ થયો ત્યારે તેણે તે પરિચિત

અવાજના પ્રતિશબ્દો હૃદયમાં પાડી આખા જીવનના સ્નેહભીના સંસ્કારો જગાવ્યા. અવાજ આવતો બંધ થયો. આખરે તે પ્રતિશબ્દો પણ બંધ થયા. તેની આંખોમાંથી આંસુની ધાર વહી રહી. એક હૈયાફાટ ડૂસકું તેણે ખાધું ને તે ત્યાંથી પાછી ફરી.

તેણે આવી હાથની ચૂડીઓ કાઢી નાખી. રણવાસની સ્ત્રીઓ આ જોઈ સ્તબ્ધ બની ગઈ.



## પ્રકરણ ત્રેવીસમું

### જયસિંહદેવ મહારાજ કેમ યુદ્ધમાં ભળ્યા?

ગર્વથી ફાટતે હૈયે જયસિંહદેવે જૂનાગઢમાં પગ મૂક્યો. વર્ષો સુધી જૂનાગઢ તેના જીવનનું પરમ લક્ષ્ય હતું; આજે તે સધાયું.

અંદર ગયા ત્યારે માત્ર ત્રીસ ચાલીસ માણસ ત્યાં હતાં. પરશુ-રામ અને બાકીના માણસોની ગેરહાજરી જોઈ મહારાજા વિસ્મય પામ્યા.

'દેશળદેવજી!' તેણે ધીમેથી પોકાર કર્યો.

'બાપુ! આ રહ્યો.' દેશળદેવે કહ્યું.

'પરશુરામ ક્યાં ગયા?'

'બાપુ! એમને આપની વાટ જોવાનું ઠીક લાગ્યું નહિ. ખેંગાર ગઢ છોડી જવાની તૈયારી કરે છે એમ સાંભળ્યું એટલે એ તેની પાછળ ગયો. થોડાક માણસો મોટે દરવાજે, થોડાક ગિરનારી બારી તરફ ને થોડાક રાજમહેલની ચોકી કરવા મોકલ્યા છે. આપને માટે આ રહેવા દીધા છે.'

'શાબાશ રે મારા પરશુરામ!' રાજાએ કહ્યું. 'પણ ખેંગારને એટલામાં ખબર પડી કે તે નાઠો?'

'ના, બાપુ! પણ અત્યારે તો એભલ નાયકની ચોકી લેવા તે બહાર પડવાનો હતો.'

'એમ! લે ચોકી હવે મગદૂર હોય તો?' મહારાજા ક્રૂરતાથી બબડ્યા. 'સોલંકી આવી પહોંચ્યો છે. દેશળદેવજી! આમ આવો તો.'

‘ જી ’ કહી દેશળદેવ મહારાજ સાથે જરાક દૂર ગયા.

‘ બોલો હવે તમારા બીજા વચનનું શું ? ’ ચમકતી આંખે જયસિંહદેવે પૂછ્યું.

‘ હું મારો બોલ પાળવા તૈયાર છું. ’

‘ કેવી રીતે ? ’

‘ આપ ચાલો. રાણક મહેલમાં છે. આપ જોઈએ તે કરો. ’

‘ પણ ના પાડે તો—’ રાજાને સંશય થયો.

‘ બાપુ ! એ છોકરી તો છે જિદ્દી. પણ આપ સમર્થ છો ને મેં એક બીજો રસ્તો તૈયાર રાખ્યો છે. ’

‘ શો ? ’

‘ વધુ વખત લાગે તો એને અહીંયાંથી ઉપાડી જાઓ. પછી થઈ રહેશે. ’

‘ હા. એ વાત ખરી. ’ જયસિંહદેવે વિચાર કરતાં કહ્યું, ‘ પણ ક્યાં જવું ? ’

‘ તેની મેં ગોઠવણ કરી રાખી છે. ઘડીઆ જોજન સાંઢણી તૈયાર છે. આપ નજરમાં આવે ત્યાં જઈ શકો એમ છો. ’

‘ ઠીક. પણ વંથળી નહિ ફાવે ? ’

‘ બાપુ ! સરધાર જાઓ, વઢવાણ જાઓ. નજરમાં આવે ત્યાં, પણ જેમ દૂર તેમ સારું. ’

‘ વારુ—’

‘ બાપુ !—’ સૂચક અવાજે દેશળદેવે કહ્યું.

‘કેમ !’

‘હવે જૂનાગઢ પડયું. મારે માટે આજ્ઞા—’

જયસિંહદેવે ભવાં ચઢાવ્યાં. ‘અત્યારે આજ્ઞાપત્રનો વખત છે !’ તેણે અધીરાઈથી પૂછ્યું.

'મેં વંથળીમાં તૈયાર કરાવી રાખ્યું છે. આપની નિશાની–'

'દેશળદેવ ! મારો બોલ તે બોલ. અત્યારે એના પર જ શ્રદ્ધા રાખ્યા વિના છૂટકો નથી.' મહારાજે જિદ્દી અવાજે કહ્યું. 'પરમાર ! આ બારી પર બે માણસ મૂકી મારી સાથે ચાલ.'

'બાપુ ! એને લેવો છે?' દેશળદેવે પૂછ્યું.

'હા.' સખતાઈથી મહારાજે જવાબ વાળ્યો. દેશળદેવ મૂગો રહ્યો. તેણે જયસિંહદેવને જેવા ભોગા કે ચરેજાઉ ધાર્યા હતા તેવા તે નીકળ્યા નહિ. 'ચાલો, રસ્તો બતાવો.'

દેશળદેવ આગળ થયો, પણ મહારાજ ત્યાંથી ખસ્યા નહિ. તે એકદમ ઊંડા વિચારમાં પડ્યા.

તેણે જૂનાગઢ લીધું–દેશળદેવની તરકીબથી; તે રાણકને ઉપાડી લઈ જવા જતો હતો–દેશળદેવની સલાહથી. તેની કીર્તિનું શું? તેને રાણકનું ગાંડું લાગ્યું હતું; તેને મળવા તે એક પગે થઈ રહ્યો હતો; તેને પરણી પટરાણી બનાવવાનો તેનો નિશ્ચય હતો. પણ શું મોઢું લઈ તે રાણક પાસે જશે? શું મોઢું લઈ તે મુંજાલ મહેતાને પોતાની બહાદુરીની વાત કરશે? ને શું મોઢું લઈ તે પોતાની દુર્જયતાનો દાવો સિદ્ધ કરશે? ગઈ કાલ સુધી તે વિજેતા હતો–આજે દેશળદેવે તેને ચોર બનાવ્યો. ના. તેણે હોઠ કરડ્યા. ખેંગારનું માથું ધડ પર છે ત્યાં સુધી તેની સ્ત્રીની પાસે કેમ જાય?

'દેશળદેવ!' તેણે અધીરા અવાજે કહ્યું, 'હું ખેંગાર સાથે લડવા જાઉં છું.'

'પણ બાપુ!—'

'સબૂર કરો. પરમાર! દેશળદેવ સાથે જા અને મહેલને ઘેરી બેસ. એક ચલ્લું બહાર કે અંદર જાય નહિ. હું હમણાં આવી પહોંચું છું.'

'આપ એકલા ક્યાં જાઓ છો?' પરમારે પૂછ્યું.

'દેશળદેવજી મને રસ્તો દેખાડશે. ચાલો ! પરમાર, તું અહીંયાં જ ઊભો રહે.' કહી દેશળદેવને લઈ મહારાજ ચાલતા થયા.

એક ઊંચો પહાડી સૈનિક બધાથી દૂર ઊભો રહી આ હિલચાલ જોયા કરતો હતો. તે જરા મનમાં હસ્યો. 'આખરે જયદેવનું મગજ ઠેકાણે આવ્યું ખરું.'

જયસિંહદેવ ઝપાટાબંધ ગામમાં ગયા. ગઢની અભેદ્યતા અને ગઢવીઓનું પ્રામાણિકપણું ધ્યાનમાં લઈ ખેંગારે ગામમાં થોડાક જ સૈનિકો રાખ્યા હતા; અને લડાયક પુરુષો ઘણેભાગે ચોકીઓ પર ગયા હતા. આખો દહાડો આ પુરુષોને વળાવવાનો ઉત્સાહ પહોંચ્યો હતો; અને સાંજના ખેંગારની જવાની તૈયારીનો ઉત્સાહ પહોંચ્યો હતો. એટલે અત્યારે ગામલોક નિરાંતે ઊંઘતા હતા. શેરીઓ નિર્જન હતી. કોઈક કોઈક ઓટલા પર વૃદ્ધ પુરુષો સૂતેલા દેખાતા.

છાનામાના તેઓ ગિરનારી બારી તરફ ગયા.

પરશુરામ આશરે ત્રણસોએક માણસ લઈ તે જ બારી તરફ આવ્યો હતો. આ માણસો ચુનંદા હતા એટલે સાવચેતીથી ને શાંતિથી આગળ વધ્યા હતા. તેમને છાનામાના ધાંધલ વગર કતલ ચલાવવાનો હુકમ મળ્યો હતો અને તે અમલમાં મૂકવા તેઓ તૈયાર હતા.

ગિરનારી બારી જ્યાં હાલ અડીકડી વાવ છે ત્યાં આગળ આવી હતી. બાજુમાં ખેંગારના પિતા નવઘણના નામથી અમર થએલો વિશાલ કૂવો આવેલો હતો.

જ્યારે પરશુરામના માણસો ત્યાં આવી પહોંચ્યા ત્યારે ખેંગાર સાથે બહાર પડનાર બધા માણસો ગઢની બહાર ગયા નહોતા. ખેંગાર ગઢની બહાર વજેસંગ વગેરે સામંતો જોડે વાત કરતો હતો; થોડાક માણસો બારીમાંથી બહાર નીકળતા હતા; થોડાક બારી આગળ ઊભા હતા. બધા વિજયના ઉત્સાહમાં હતા.

એકદમ જેમ એક કાળું વાદળ ગિરનારના તેજસ્વી શૃંગને ઘેરી લે તેમ કાળા, પાસે આવતા સમૂહે જોતજોતાંમાં તેમને વીંટી લીધા; અને ઊભેલા માણસો બૂમ પાડે તે પહેલાં તો તેમના પ્રાણ ગયા ને તે ધરણીએ ઢળ્યા. કોઈને કે સ્પષ્ટ દેખાયું નહિ; કોઈને કે સમજાયું નહિ. સોરઠી યોદ્ધા આ દૈવકોપ જેવી સર્વગ્રાહી વિનાશક શક્તિ જોઈ ગભરાઈ ગયા.

એકે બૂમ મારીઃ 'ઓ બાપ રે!' બીજાએ પૂછ્યુંઃ 'કોણ છે?' પણ આ શબ્દો અડધા જ બહાર પડયા; અને બોલનારા મરણને શરણ થયા.

બહાર ખેંગાર હોંસથી વાત કરી રહ્યો હતો. તે ધાંધલનો અસ્પષ્ટ અવાજ સાંભળી ચમકયો. 'એ શું છે?'

બારીમાંથી ઊભેલો એક સૈનિક દોડતો આવ્યો. 'બાપુ! સોલંકીનું સૈન્ય ગામમાં કતલ ચલાવી રહ્યું છે.'

'શું કહે છે?'

એટલામાં 'બાપ રે—'ની બૂમ સંભળાઈ ને મરતા સૈનિકની ચીસ સંભળાઈ. ખેંગારે માથું ઊંચું કર્યું. તેની આંખમાંથી તેજ ખર્યાં. હોઠ પર હોઠ પીસી તે પાછો ફર્યો.

'પાછા જઈ જોઈએ, શું છે?'

એક સામંત આગળ આવ્યો. 'બાપા' આ રસ્તે ઊતરતા જાઓ. હું તપાસ કરી આવું છું. સોલંકીઓએ ગઢ લીધો લાગે છે.'

'શું કહે છે! કે વાત!'

એટલામાં કે ઝપાઝપીનો અવાજ સંભળાયો. 'મારા ધણી!' એક સામંતે કહ્યું. 'આપ ગિરનાર પર જાઓ. આપ જીવતા હશો તો બધું ઠીક થશે.'

'ચોરની માફક સોલંકી આવે એટલે, ચોરની માફક હું નાસી

નહિ ? જ્યાં જૂનાગઢ ત્યાં તેનો રા'. સોરઠીઓ ! પાછા ચાલો.' તેણે હુકમ કર્યો ને તે બારી પાસે આવ્યો.

બારીમાંથી થોડાક સૈનિકો ગભરાઈને બહાર નીકળતા હતા, ખેંગારે ગુસ્સામાં પૂછ્યું: 'બાયલાઓ ! નાસવા કેમ માંડ્યું ? તમારા હાથ ક્યાં ગયા ? પાછા ફરો ! ' ખેંગારનો અવાજ સાંભળી એકદમ બધા થંભ્યા. તેણે તરવાર કાઢી હુકમ કર્યો: 'પાછા ફરો ! જય મહાદેવ ! અંબામાતાની જય ! ' કહી ખેંગાર બારીમાં ઘૂસ્યો.

બારીમાંના સોરઠી સૈનિકો પાછા ફર્યા ને શસ્ત્ર ચલાવવા લાગ્યા.

ખેંગાર બારીમાંથી જોરભેર કૂદ્યો. એની સાથેના યોદ્ધાઓ પણ તેવાજ જોરથી આગળ ધસ્યા. પટ્ટણી સૈનિકોની આગળ વધતી હાર તૂટી–પાંચ સાત પટ્ટણી ભોંય પર પડ્યા.

ખેંગાર એક વિપલમાં સ્થિતિ સમજી ગયો. દગલબાજીથી પટ્ટણી ગઢમાં પેઠા હતા. અત્યારે માણસ વગરનું ગામ નિરાધાર હતું–તેને બચાવવું અશક્ય હતું. તેની આશાનો અંત આવ્યો–તેની રાણીની વાણી ખરી ઠરી. તેના જીવનને અમર કીર્તિએ મઢવાની ભયાનક અણી આવી પહોંચી હતી. ઉલ્લાસઘેલો વર નવપરણિતાને ઉત્સાહથી મળવા દોડે તેમ તે આ અણીને મળવા કૂદ્યો. તેના હાથમાં લોહીની છોળો આવી. તેના હૈયામાં વિજયઘંટના નાદ થયા. તેનો અવાજ બુલંદ ને ભયંકર ગાજ્યો. 'વજેસંગ ! બારી બંધ કરો. સોરઠીઓ ! તૂટી પડો ! રાજમહેલ પર ધસો ! સતીની જય ! અંબાભવાનીની જય ! ' દરેક ઘાએ એક પટ્ટણી પડ્યો. દરેક તરવારને ઝપાટે પટ્ટણી હાર તૂટી.

કોઈ સોરઠીએ બારી બંધ કરી એટલે ખસવાનો માર્ગ બંધ થયો. તે સાંકડી જગ્યામાં પણ સોરઠીઓએ વ્યૂહ રચ્યો. પટ્ટણીઓની હાર સામે સોરઠીઓની નાની પણ હાર થઈ. ચંદ્ર અસ્ત થવાની તૈયારી કરતો હતો ને અંધકાર પ્રસરતો જતો હતો. એ અંધકારમાં બે યોદ્ધાઓની હાર સામસામી રુદ્રતાલ લેતી હતી.

રા'નું જોશ દુઃસહ હતું. જ્યાં તે ઘૂમતો ત્યાં હાર રહેવી જ અશક્ય હતી. એની તલવાર પણ અનેક વિદ્યુતની માલા જેવી ચારે તરફ, ગમે તે રૂપે ચળકતી. તેનો પગ અડગ હતો. જ્યાં હોય ત્યાંથી તે આગળ વધતો–પાછળ જતો જ નહિ.

થોડી એક પલમાં ત્યાં લોહીની નીકો વહેવા લાગી. જ્યાં બે હાર અથડાતી ત્યાં શબનાં સીમાચિહ્નો પથરાઈ રહેતાં.

ખેંગારે ઘોષણા કર્યા પછી ભાગ્યે જ કોઈ બોલતું. તલવારની આથડ ને મરણની વેદના બેને જ પરિણામે કૈં અવાજ થતો. ભૂતોની સૃષ્ટિમાં યાદવાસ્થલી ચાલી હોય એમ લાગતું.



# પ્રકરણ ચોવીસમું

## જયસિંહદેવ મહારાજ યુદ્ધમાંથી કેમ પાછા ફર્યા?

પરશુરામ પહેલાં પાછળ હતા તે સોરઠીઓનો હુમલો આવતો જોઈ આગળ ધસવા લાગ્યા. એની આગળ સોરઠીઓનો જમાવ એવો હતો કે તેને વટાવી આગળ આવવું મુશ્કેલ હતું. છતાં તે આગળ ધસ્યા. જૂનાગઢની જીત એ જ તેના પિતાનું ને બાલપણથી તેનું પોતાનું લક્ષ્ય હતું; અત્યારે આ ધન્ય પળે રાનો જીવ લઈ તે લક્ષ્ય સાધવા તે તત્પર થયા.

પણ સોરઠીઓનો ધસારો જબરો હતો; પટ્ટણીઓ પાછા હઠવા લાગ્યા. અંધારામાં બંને તરફનું બલ માપવું અશક્ય હતું; એમાંથી એકેયથી પાછળ હઠાય તેમ હતું નહિ.

એકદમ પટ્ટણીઓની પાછળથી એક અવાજે ઘોષ કર્યો: 'જય સોમનાથ!' ને કોઈએ મનુષ્યોના ઊછળતા તરંગોમાં ઝંપલાવ્યું. અવાજ સ્પષ્ટ ને ગર્વભર્યો હતો. પટ્ટણીઓએ અવાજ પારખ્યો ને તેમની છાતીમાં ઝનૂન ઊભરાયું. તેમણે અવાજ પારખ્યો ને પ્રતિશબ્દ કર્યો: 'જયસિંહદેવ મહારાજની જય!'

ખેંગારે કોઈકને આવતું જોયું અને ઘોષણા સાંભળી. તેને લાગ્યું કે જયસિંહદેવ સોલંકી આવ્યો. તેના જોમભર્યા શરીરમાં રોમેરોમ આગ ઊઠી. તેણે ઊંચી બરાડો માર્યો: 'સોલંકી! ક્યાં છે?'

સોરઠીઓમાં ફરી જોર આવ્યું અને બંને પક્ષે શ્વાસ ઘેરી એકેક પર વિનાશ વર્તાવ્યો.

જયસિંહદેવની ઘોષણા પછી શાંતિ જળવાઈ નહિ. બંને પક્ષના યોદ્ધાઓએ ગર્જના કરવા માંડી. મરેલા ને ઘવાએલાની ચીસો પણ સંભળાવવા માંડી. તુમુલ યુદ્ધની ખેંચાખેંચીમાં સોરઠીઓ રાજમહેલ તરફ આગળ વધતા હતા.

યોદ્ધાઓને અંધકાર નડવા માંડયો. કયા પક્ષના યોદ્ધા સાથે પોતે લડે છે તેનું ભાન રહ્યું નહિ; માત્ર યોદ્ધો રાજમહેલ તરફ જવા ધસે છે કે વાવ તરફ જવા ધસે છે તે પરથી જ તેનો પક્ષ પરખાતો.

અંધકારમાં પણ જયસિંહદેવ પટ્ટણીઓને મોખરે આવ્યા. એને દરેક ઘાએ એકેકો પ્રાણ જતો હોય એમ લાગ્યું. પરશુરામ તેની પડખે પડખે તેને મદદ આપવા કે જરૂર પડે તેને બચાવવા ઝઝૂમ્યા. ખેંગાર ને જયદેવ એકમેકને વૈરયજ્ઞમાં હોમવા શોધતા હતા; પણ સાંકડી જગ્યા, અને અંધકારમાં કોઈની શોધ સફલ થાય એમ નહોતું.

યુદ્ધના નાદમાં જરાક શાંતિ થઈ એટલે ખેંગારનો અવાજ ફરી સંભળાયો : 'સોરઠીઓ ! રાજમહેલ પર ધસો.' જયસિંહદેવ એ અવાજ સાંભળી તે તરફ ધસ્યા.

ચંદ્ર નીચો ઊતર્યો અને ચારે તરફ અંધકાર પ્રસર્યો. પરશુરામને આજનું સાહસ મુર્ખાઈભર્યું લાગ્યુ. અત્યારે આ યુદ્ધનું શું પરિણામ આવશે ?

એકદમ સોરઠીઓ પાછા પડયા ને પટ્ટણીઓ જયઘોષ કરી આગળ વધ્યા. કયા પક્ષના કેટલા રહ્યા હતા તેનું કોઈને ભાન નહોતું. બાકી રહેલી રાત પૂરી થયે કોણ વિજયી નીવડશે એ પ્રશ્ન બધાના હૃદયમાં રમી રહ્યો.

પરશુરામને જેમ વખત જતો હતો તેમ ચિંતા થતી હતી. તેણે જયસિંહદેવને પાછા જવા સૂચના કરવા માંડી, પણ રણે ચડયો સોલંકી કોઈનું સાંભળે એમ નહોતો.

એકદમ વાવ તરફ વિજયમાં આગળ વધતા પટ્ટણીઓ પર રાજ-મહેલ તરફથી હુમલો આવ્યો. 'સોરઠીઓ ! પટ્ટણીઓને કાપી નાખો.'

હુમલો લાવનારનો અવાજ સંભળાયો.

જયસિંહદેવ ને પરશુરામ બંનેને આ હુમલાનો અર્થ સમજાયો. ખેંગાર કોઈ જાણીતે રસ્તે આડો જઈ પાછળ હુમલો લઈ આવ્યો હતો. કેટલાક માણસ તેની સાથે હતા તે કહેવાય એમ નહોતું. પણ પટ્ટણીઓ સૂડી વચ્ચે આવી ગયા હોય એમ લાગ્યું. જયસિંહદેવ ને પરશુરામે ઊછળી ઊછળી ઘા કરવા માંડયા. 'જય સોમનાથ !' ની ઘોષણા ચારેતરફ પ્રસરી રહી. સામે સોરઠીઓએ 'રા' ખેંગારની જય !'નો પ્રતિશબ્દ કર્યો.

બે હારની અથડાઅથડીને બદલે એકમેકની કતલ ચાલી રહી. ચારે તરફ ઘોર નાદ થઈ રહ્યો. દિશા ને કાલનું કોઈને ભાન ન રહ્યું. સવાર સુધીમાં કોણ જીવતું રહેશે તે સમજાયું નહિ.

જયસિંહદેવને લાગ્યું કે તે પૂરેપૂરો ફસાયો હતો અને એ લશ્કર વચ્ચેથી બચવાનો લાગ ભાગ્યે જ હતો. નિરાશાએ તેને બલ આપ્યું. 'જય સોમનાથ !'ની ગર્જના કરી તેણે વિનાશ ચાલુ રાખ્યો.

ધીમેધીમે અણજાણતાં, યુદ્ધનું સ્થાન રાજમહેલ તરફ ખસતું જતું હતું.

જે એક ઊંચા પટ્ટણી સૈનિકને જયસિંહદેવની વર્તણૂક વિશે અભિપ્રાય દર્શાવતાં જોયો તેની પોતાની હિલચાલ વિચિત્ર હતી. જ્યાં યુદ્ધના ધાંધલનો ભણકાર એને કાને પડયો કે અનુભવી ને તેજી આહવાશ્વની ચંચલતાથી તે ઊભો થયો, અને જ્યાંથી અવાજ આવતો હતો તે તરફ ચાલ્યો; અને જ્યાં ઝપાઝપી ચાલતી હતી તેનાથી દૂર એક ઓટલા ઉપર ઊભા ઊભા તેણે જોયા કર્યું. ખેંગારના માણસોએ એક ગલીમાંથી આવી ;પટ્ટણી યોદ્ધાને પાછળથી સપડાવ્યા તે એણે જોયું. તરત તે પટ્ટણી લશ્કરની મુશ્કેલી સમજ્યો ને ઝપાટાબંધ

રાજમહેલ તરફ ગયો. ત્યાં જગદેવ પચ્ચીસ ત્રીસ સૈનિક સાથે ચોકી કરી રહ્યો હતો.

'પરમાર!' પેલા સૈનિકે સત્તાભર્યે અવાજે કહ્યું: 'મહારાજને સોરઠીઓએ બિડાવ્યા છે ત્યાં ચાલો.'

બુકાનીવાળો અજ્ઞાત સૈનિક આમ તેને સંબોધે તે જગદેવને રુચ્યું નહિ; તેમ જ તેને હુકમ અહીંયાં જ રહેવાનો હતો એટલે આ સત્તાનો આડંબર પણ તેને ગમ્યો નહિ.

'તું કોણ છે?' જગદેવે તોછડાઈથી કહ્યું.

'હું યુદ્ધ થાય છે ત્યાંથી આવ્યો છું.'

'કોણે કહ્યું કે મારે ત્યાં જવાનું છે?'

'કોઈએ નહિ, મેં.'

'તારી નફટાઈ જબરી છે. તું તારું કામ કર.'

પેલો સૈનિક જરાક ટટ્ટાર થયો. તેના અવાજમાં તીક્ષ્ણ તલવારની ધાર જેવી સચોટતા હતી.

'જગદેવ! તને આજ્ઞા પાળતાંએ નથી આવડતી ને તોડતાં પણ નથી આવડતી.' પેલા સૈનિકે સત્તાથી કહ્યું. જગદેવને અવાજ પરિચિત લાગ્યો. ને કોનો છે તે વિચાર કરે તે પહેલાં પેલો સૈનિક પાસેના સૈનિક તરફ ફર્યો ને હુકમ કર્યો: 'મૂળા નાયક! માણસ લઈ ચાલ મારી સાથે.'

'કોણ મહેતાજી?' જરા ગભરાયલે અવાજે પરમાર બોલ્યો ને પેલા સૈનિકો ચારે તરફ માનભેર તેમને વીંટાઈ વળ્યા.

'હા. તને હજુ ઓળખતાં બહુ વાર લાગે છે. તારે અહીંયાં ઊભા રહેવું હોય તો ઊભો રહે. બહાદુરો, ચાલો મારી સાથે. મહારાજને ત્યાં ખેંગારે બિડાવ્યા છે.'

'મહારાજ ! હું દેશળદેવને કહી આવું.' ગર્સ્વાઈ ગએલા જગદેવે કહ્યું.

'હા જા, કહીને આવી પહોંચ.' કહી મુંજાલ મહેતાએ સૈનિકો લઈ ચાલવા માંડયું. થોડીવાર દોડતાં સંગ્રામનું સ્થાન આવી પહોંચ્યું.

'પરમભટ્ટાર્ક જયસિંહદેવ મહારાજની જય ! જય સોમનાથ !' મુંજાલ મહેતાએ ગગનભેદી અવાજે ગર્જના કરી. તે ગર્જના યુદ્ધની ધમાચકડી છતાં પણ ચારેગમ સંભળાઈ. જયસિંહદેવ, પરશુરામ ને કેટલાક સૈનિકોએ આ પ્રચંડ અવાજ ઓળખ્યો ને જવાબ દીધો: 'જય સોમનાથ ! મુંજાલ મહેતાની જય !'

મુંજાલ મહેતાના નામથી પટ્ટણીઓમાં નવું શૌર્ય પ્રગટયું. અને મુંજાલ ને તેના માણસો તદ્દન તાજા હોવાથી તેમનો ધસારો પણ એવો સખત હતો કે થોડો વખત માણસોની હારોએ વગર સમજે આમ ને તેમ ઝોલા ખાયા જ કર્યા. હવે તો જુદા પક્ષની હાર કે દિશા જેવું કૈં રહ્યું જ નહોતું. 'જય સોમનાથ !' ને 'રા' ખેંગારની જય !'થી જ દુશ્મનો ઓળખાતા.

મુંજાલનું અદ્દભુત બળ ને તેના ધસારાના જોશની તરત અસર થઈ. નિરાશ થવા માંડેલા પટ્ટણીઓમાં વિજયની શ્રદ્ધા પ્રગટી; પરશુરામને પોતાની જોખમદારી ગઈ લાગી, જયસિંહદેવના હાથમાં બમણું જોર આવ્યું.

પણ સોરઠીઓ એમ હાર ખાય એમ નહોતું. 'ખેંગારની જય !' એ ઘોષણા પલેપલે ગાજતી; અને ધીમેધીમે તે રાજમહેલ તરફ સંગ્રામસ્થાન લઈ જતા હતા. ગામમાં રહેલા કેટલાક માણસો પણ એકડએકડ આવી પહોંચતા હતા અને બધા વચ્ચે ખેંગાર ઘૂમતો હતો. થોડી થોડીવારે તે જુદી દિશામાં જતો, સોરઠીઓને ગર્જનાથી ઉશ્કેરતો અને પટ્ટણીઓનો ઘાણ કાઢતો. એ કયાં હતો તે દિશા માત્ર સોરઠીઓની જયઘોષણા કયાં વધારે થાય છે તે પરથી કહી શકાતી; પણ

ત્યાં કોઈ પટ્ટણી મહારથી જાય તે પહેલાં તો બીજી દિશામાં તેની હાજરી જણાતી.

ખેંગારને રાજમહેલ પહોંચવાની ઇચ્છા હતી. ત્યાં તેના પૂર્વજોના જયસ્તંભ આગળ તેને પોતાનો કીર્તિસ્તંભ રોપવો હતો. તેને એમ પણ આશા હતી કે સોરઠીઓના ઝનૂનથી પટ્ટણીઓ હારે; અથવા કોઈ એક ચોકી પરથી પાછી ફરતી સોરઠી ટુકડી મદદે આવી પહોંચે. સવાર પડયા સિવાય કોણ જીત્યું તે નક્કી થાય એમ ન હતું; ને જ્યાંસુધી તે જીવતો હતો ત્યાંસુધી તે કેમ વિજયી નહિ નીવડે ?

તે ધીમે ધીમે મરણીઓ થતો ગયો. તેને જીતવાની કે જીવવાની આશા રહી નહિ. તે મૂર્તિમાન્ વિનાશકવૃત્તિ થઈ રહ્યો. તેની આંખમાંથી તણખા ખરવા લાગ્યા; તેના ગળામાંથી ગર્જના બહાર પડતી. તેના હાથમાંની તલવાર સુદર્શન ચક્ર સરખી ચારે તરફ ફરતી; તેના બીજા હાથમાંની ઢાલ તેના શરીરને અમરત્વ અર્પતી. તેને થાક નહોતો લાગતો; મહેનત પડતી નહોતી. તુમુલ નાદ કે શસ્ત્રોનું સંઘર્ષણ તેને ડારતું નહોતું. કાલભૈરવ સમો વિકરાલ તે તો માત્ર વિનાશક્રીડા જ કરી રહ્યો હતો.

જયસિંહદેવ પણ કૂદીકૂદીને લડતા હતા; પણ તેને કંટાળો આવવા લાગ્યો. આ અંધારામાં ખેંગારને શોધીને મારવો તે બને એમ નહોતું તો પછી આ યુદ્ધ લાંબું ચાલે તેમાં શો ફાયદો ?

એટલામાં એક દિશામાંથી મજબૂત ધસારો આવ્યો. ઘણા આડાઅવળા ખસી ગયા અને આ ધસારાની છોળે જયસિંહદેવ મહારાજ સંગ્રામને કિનારે ફેંકાયા. પાછલ રાજમહેલ આવ્યો હતો તે તેણે જોયો ને રાણક સાંભરી; અને રા'ખેંગાર આ અંધકારમાં જડે એમ નહોતું એટલે તેને યુદ્ધ છોડી જવાનું મન થયું. પણ રખેને એની ગેરહાજરીથી પટ્ટણીઓ હારે તો ?...

એકદમ બે ચાર મશાલોનું અજવાળું દૂરથી આવ્યું ને દોડતા સૈનિકો આવી લાગ્યા. બધા એક વિપલ વિગ્રહ છોડી કયા પક્ષના

માણસો આવ્યા તે જોઈ રહ્યા. જયસિંહદેવ છેક પાસે હતા. તેણે આગળ આવતા માણસોના નેતાઓ ઓળખ્યા. ત્રિભુવનપાલ ને લીલાદેવી દોડતાં પોતાના માણસો સહિત મોટે દરવાજેથી પેસી મદદે આવી લાગ્યાં હતાં. તેમણે જયઘોષણા કરી: 'જય સોમનાથ ! જય-સિંહદેવ મહારાજની જય !' પટ્ટણી સૈનિકોએ તે ઉપાડી લીધી.

સોરઠીઓનાં હાંજાં ગગડી ગયાં. તેમનો વિનાશ નક્કી થઈ ચૂક્યો.

જયસિંહદેવે જોયું કે હવે ત્યાં રહેવામાં મુદ્દો નહોતો. નવા આવ-નારાઓના ધસારાનો લાભ લઈ તે કોઈ ન જુએ તેમ સંગ્રામમાંથી ચાલ્યા ગયા.

આખરે પોતે ખેંગારને નમાવ્યો અને જૂનાગઢ લીધું–એ વિચારે તેનું હૈયું હર્ષથી ઊછળી રહ્યું.



# પ્રકરણ પચીસમું

## 'ખંમા મારા રા'ને'

જયસિંહદેવ મહારાજ યુદ્ધ થતું હતું ત્યાંથી જરા દૂર ગયા. થોડાક ઘા લાગ્યા હતા તે તેમણે બાંધી લીધા અને શિયાળ જેવી એક બૂમ મારી. તરત કોઈક ઠેકાણે સંતાઈ રહેલો બાબરો આવ્યો અને તેને લઈ મહારાજ તલવારને હાથમાં નાગી જ રાખી રાજમહેલ તરફ ગયા.

રાજમહેલ હજુ અંધારામાં જ હતો. તેમાં રહેનારી સ્ત્રીઓએ ગભરાટમાં દીવા પણ કર્યા નહોતા. થોડાઘણા વૃદ્ધ અનુચરો પણ મહેલનું રક્ષણ કરવા શસ્ત્ર લઈ બારણા પાછળ ભરાઈ રહ્યા હતા.

જેવા મહેલના ચોકમાં મહારાજ આવ્યા કે એક થાંભલા પાછળ લપાઈ રહેલો દેશળદેવ નીકળ્યો. તેનું મોઢું ફિક્કું પડી ગયું હતું. તેને પણ લાગ્યું હતું કે તેના જીવનનો પણ આધાર વાવ આગળ ચાલતા યુદ્ધ પર રહ્યો હતો.

'બાપુ ! શું થયું ?' ચિંતાતુર અવાજે તેણે પૂછ્યું.

'શું શું ? ખેંગારને મારી નાંખ્યો.' જયસિંહદેવે ગૌરવથી ખાતરી આપી.

'ચાલો નિરાંત થઈ.' દેશળદેવે નિસાસો મૂક્યો. 'હવે શાની વાટ જુઓ છો ?'

'કશાની નહિ. હવે રણવાસમાં ચાલો.'

'પણ બાપુ ! ત્યાં કોઈ અનુચરો હશે હોં.'

'કેમ ગભરાયા ?' હસીને મહારાજે કહ્યું. 'જયસિંહદેવને હરાવવા સહેલી વાત નથી.'

'હું ક્યાં નથી જાણતો બાપુ !' દેશળદેવે કહ્યું. તેણે આગળ ચાલવા માંડ્યું. પાછળ મહારાજ ને તેની પાછળ બાબરો એમ મહેલમાં પેઠા.

'દેશળદેવજી ! તમારી સાંઢણી તૈયાર છે કે ?'

'હા, જી. હમીર પાછળ તૈયાર ઊભો છે.'

'વારુ.' તેઓ અંદર પેઠા.

'કોણ છે ?' અનુચરે પૂછ્યું.

'જયસિંહદેવ સોલંકી !' મહારાજે કહ્યું ને જોતજોતામાં તેને વીંધી નાંખ્યો.

અંદરના ખંડમાં ત્રણચાર જણ શસ્ત્ર લઈ તૈયાર ઊભા હતા.

'બાપુ ! આ બધાને વટાવવા જોઈએ.'

'હરકત નહિ. હું જાણું છું કે તમે તો નકામા છો.' મહારાજે કટાક્ષથી કહ્યું ને પાછા ફરી બાબરાને કહ્યું : 'રસ્તો કર.'

આખા ખંડને એક છેડેથી બીજે છેડે બાબરાએ કૂદકો માર્યો ને બે જણને બાથમાં પકડ્યા. એક ગભરાટમાં નાસી ગયો. ચોથો શસ્ત્ર લઈ આગળ આવ્યો. પણ મહારાજની તલવારને એકકે ઝપાટે તે કોણ જાણે કાંઈ જઈને પડ્યો. મહારાજ અંદરના ખંડમાં ગયા.

દેશળદેવ ને મહારાજ એક નિર્જન ખંડ વટાવી બીજી નાની ઓરડીમાં ગયા.

'બાપુ ! અહીંયાં દેવડી હશે' દેશળદેવે કહ્યું. આ ઓરડીમાં એક દીવેલનો દીવો ભીંત પર લટકતા પિત્તળના કોડિયામાં બળતો હતો. તે દીવાની પાસે ભોંય પર એક સ્ત્રી બેઠી હતી. તેની સામે

ગોખલામાં અંબાજીની મૂર્તિ હતી અને તેની આસપાસ ઘીના બે દ
બળતા હતા. નીચું માથું કરી તે માળા જપતી હતી.

બીજી ભીંત પાસે એક ખાટલા પર બે છોકરાઓ એકબીજ
વળગીને સૂતા હતા. થોડીક સ્ત્રીઓ ત્યાંથી નાસી જતી હોય એમ લા

બારણામાં પેસી જયસિંહદેવ થોભ્યા. તેના હૃદયમાં ધબક
જોરથી થવા લાગ્યા. આ સ્ત્રીરત્ન વિના તેના જીવનમાં સદાય ઊ
રહી હતી એવું તેને આ પલે લાગ્યું. તેને એને પગે પડવાનું,
બાથ ભીડી હૃદય સાથે ચાંપવાનું મન થયું. જો પંદર વર્ષ પર
પરણી હોત તો તેણે શું શું કરી નાંખ્યું હોત? દેશળદેવે બે ડગ
આગળ આવી ગળું ખંખાર્યું.

'બા!' તેણે કહ્યું.

ખંડમાં શાંતિ હતી. પેલી સ્ત્રીએ ઊંચું જોયું ને ફિક્કી મે
આંખો નિર્ભયપણે દેશળદેવ તરફ ફેરવી પૂછ્યું. 'કોણ, દેશળદેવ?'

'હા બા–બા—' દેશળદેવની જીભ મહામુશ્કેલીએ ઊપ
હતી. 'જયસિંહદેવ...'

'કોણ સોલંકીને લાવ્યો છે?' કડવે અવાજે રાણકદેવ
પૂછ્યું. 'શાબાશ ભાણા! મામા જીવે છે કે—'

'દેવડી!' જયસિંહદેવે આગળ આવી કહ્યું. 'હું છું–જયદે
આપણે કેટલે વર્ષે મળ્યાં!' મહારાજનો અવાજ ક્ષોભથી ધ્રૂજતો હ

'ન મળ્યા હોત તો તમે ને હું બને સુખી થાત.'

'દેવડી! પંદર વર્ષે તું મળી. આજે મારું જીવવું સાર્થક થયુ
જરાક ઉતાવળથી મહારાજાએ કહ્યું.

'સોલંકી! હું તો રા'ની રાણી છું. તમે શું બોલો છો તે
તમને ભાન નથી.' દેવડીના અવાજમાં ગૌરવ અને ખિન્નતા બંને હ

'ના. તું રા'ની રાણી નથી, પણ આજથી સોલંકીની પટરાણી 

'ના–ના–ના—' દેવડી જાણે વેદના થતી હોય તેમ બોલી, 'સોલંકી ! હું તો રા'ને વરી છું.'

'ના.' જયસિંહદેવે કહ્યું. 'રા' તો ક્યારનો જમને ઘેર ગયો.'

'ના, નથી ગયા.' ખાતરીથી રાણીએ કહ્યું.

જયસિંહદેવ ચમક્યા. 'તેં કેમ જાણ્યું ?'

'મેં ? મને ખબર છે. મારો રા'–મારો પ્રાણ હજુ આ દુનિયા છોડી ગયો નથી. સોલંકી, તમે સિધાવો. આ દેહે મારે બીજા કોઇનું કામ નથી.'

જયસિંહદેવે ક્રોધમાં હોઠ ભીડયા. આ સ્ત્રીની વાત કરવાની રીતથી તેનો મોહ વધ્યો. તેનું ધ્યાન જે ફિક્કા પણ રૂપાળા હોઠોમાંથી શબ્દ ઝરતા હતા તે પર ઠરી રહ્યું.

'દેવડી ! આ જ દેહે તને મારી કરવી છે. તારે માટે જૂનાગઢ ઘેર્યું, તારે માટે ખેંગાર માર્યો ને તું આમ કહે તે ચાલે ? રાણક ! તું તો પાટણની પટરાણી જ શોભે.'

'મારે તમારા પાટણનું શું કામ ? મારો સોરઠ જ મારે માટે તો નિર્માયો છે.'

'ના, નથી નિર્માયો. ઊઠ ?' જયસિંહદેવે ઘાંટો પાડી કહ્યું, 'હમણાં વાત કરવાનો વખત નથી. બહાર સાંઢણી તૈયાર છે. પંદર વર્ષનું આજે સાટું વળશે. ખેંગાર તને પંદર વર્ષ પર લઈ ગયો; આજે હું પાછી લઈ જાઉં છું.'

'સોલંકી ! સોલંકી ! મને લઈ જવામાં સાર નથી.' ખિન્નતાથી રાણકે કહ્યું, 'હું તો બળતો અંગાર છું. સહાતાં બળી મરશો.'

'તારે માટે હું બળવા તૈયાર છું. ચાલ ઊઠ !' કહી જયસિંહદેવ પાસે આવ્યા.

રાણક આઘી ખસીને ઊભી થઈ ગઈ.' હં–હં. મને અડકશો નહિ.' તેણે કરગરીને કહ્યું.

'કેમ, શું છે?'

'મને–સોરઠના ધણીની સ્ત્રીને–તેના જીવતાં કેમ અડકાય?'

'ત્યારે ચાલ મારી સાથે.' મહારાજે અધીરાઈથી હુકમ કર્યો.

'રા' ને તેના દીકરા છતાં આ મહેલમાંથી મને કોણ લઈ જવા હિંમત કરશે?' જરાક સખ્તાઈથી રાણકે પૂછ્યું.

'કોણ કોણ? હું–જયસિંહદેવ–સોરઠનો, તારા રા'નો ને તાં ધણી! ચાલ.' જયસિંહદેવે મોટે અવાજે કહ્યું.

મહારાજનો અવાજ સાંભળી સૂતેલા કુંવરો જાગ્યા ને એકદ પથારીમાં બેઠા થઈ તેમણે આંખો ચોળવા માંડી.

'મા–મા!' માનાએ પથારીમાં ઊભા થઈ પૂછ્યું: 'શું છે આ કોણ છે?'

જયસિંહદેવ આ છોકરા તરફ કરડાકીથી જોઈ રહ્યા.

'આ તારા દેશનો ને તારા બાપનો કાળ—સોલંકી!'

'જયદેવ સોલંકી!' માનાએ બૂમ મારી; 'મા–મા–એ ક્યાંથી બાપા ક્યાં?'

'પૂછ સોલંકીને' છેડાવતી આંસુ લહોતાં રાણકે કહ્યું. 'બાપુડા આપણું પુણ્ય પરવાર્યું.'

'શું બાપા મરાયા?' છોકરાએ પથારી નીચેથી એક ના તલવાર લેતાં પૂછ્યું.

'હા. છોકરા!' મહારાજે જવાબ આપ્યો, 'તારો બાપ મરાયે તારી મા મારી જોડે પરણશે ને તારા બાપથી અધિક જયસિંહ તને જૂનાગઢની ગાદીએ બેસાડશે.

'અરરર!' રાણકદેવીએ કાને હાથ દીધા. 'બોલતાં તમારી જી ડામ નથી પડતા!'

'મારો બાપ ! મારો બાપ ! મારી સતી માતાને–' કહી માનો તલવાર કાઢી જયસિંહદેવ તરફ દોડયો. મહારાજે રમતની માફક પોતાની તલવારથી કુંવરની તલવાર દૂર ફેંકી દીધી.

'જેવો બાપ તેવો ઝેરીલો દીકરો છે.' જયસિંહદેવે કહ્યું. 'રાણક ! હવે વિલંબ થાય છે. ચાલ, જોઈએ તો છોકરાં સાથે લઈ લે.'

'પાપી ! મારા છોકરાં લઈ હું નાતરે આવું ?' દેવડીની આંખોમાં ક્રોધ આવ્યો.

'ત્યારે છોકરાં વગર આવ.' જયસિંહદેવ અડધો ગુસ્સામાં, અડધો લિપ્સામાં કાંપી રહ્યો હતો. તેને એમ પણ થતું હતું કે જો વધારે વાર થશે તો જરૂર મુંજાલ મહેતા ને લીલાદેવી આવી પહોંચશે.

'બા, ઊઠો !' દેશળદેવ વચ્ચે બોલવા ગયા.

'ભાણા !' તિરસ્કારથી રાણકે કહ્યું. 'મારા દોષથી અપવિત્ર થઇ રહ્યો હતો તે તારું નો મોઢું કાળું કર. બોલંકી ! દુઃખીઆને દુઃખી શા માટે કરો છો ? તમે પણ જાઓ.'

'હું તારા વિના નથી જવાનો. રાણક ! રાણક ! તું તો મારું જીવન છે. તારે જોઈએ તે માગ, જોઈએ તે ગહત કર, પણ અત્યારે તારા વિના હું અહીંયાંથી જવાનો નથી.'

'મારી માને લઈ જાય, શું ?' માનાએ બૂમ મારી.

એટલામાં નાનો કુંવર જે દૂર ઊભો ઊભો જોઈ રહ્યો હતો તે એકદમ પાછળથી આવ્યો ને તેણે માનાની પડેલી તલવાર ઊંચકી જયસિંહદેવના પગ પર પાછળથી ઘા કર્યો. જયસિંહદેવે વેદનાથી બરાડો માર્યો ને વેદનાના ઝનૂનમાં પોતાના હાથમાંની નાગી તલવાર કુંવરને ઘોંચી દીધી. તેણે હોઠ પીસ્યા ને દુઃખ શમાવવા પ્રયત્ન કર્યો. રાણકે આંખે હાથ દીધા. માનાએ રડવા માંડયું. એક હૃદયભેદક ચીસ પાડી કુંવર ભોંય પર પડયો ને તેના પ્રાણ ગયા.

તરત જયસિંહદેવને પોતાના અવિચારી સાહસનો પશ્ચાતાપ થયો. પુત્રનું લોહી વહેતું હતું ને કૈં રાણક માનવાની હતી? પણ પશ્ચાતાપ કરવાનો કે ભૂલ થાય તો તેને માટે ક્ષમા યાચવાનો તેમનો સ્વભાવ ન હતો. તે ઊલટા જીદે ભરાયા. તેમણે નીચા વળી ઘા બાંધ્યો ને ક્રૂર બની તે રાણક તરફ ફર્યા.

‘ આ તારા છોકરા—’

‘ મા–મા—’ રડતા રાગે માનાએ કહ્યું.

‘ દીકરા ! ’ રાણકે શાંતિથી કહ્યું: ‘ મરતાં મા ન સંભારીએ. કુલની કીર્તિ લાજે. ’

આ શાંતિથી જયસિંહદેવ છેડાયા. તેનો ઉગ્ર સ્વભાવ હાથથી ગયો. તે ઝનૂનમાં આગળ વધ્યા. ‘ હું થાકી ગયો છું. ચાલ, નહિ તો ઉપાડી જઈશ.’ તેમણે કહ્યું ને તે આગળ વધ્યા.

‘ દુષ્ટ ! ’ કહી, માનો મહારાજ આગળ આવે તે પહેલા કૂદ્યો ને જેમ ઝાડની ડાળ પર ચઢતો હોય તેમ તેમની ડોકે તેણે ઝુંડ ભેરવી.

છોકરો જબરો હતો, એટલે જોરથી વળગી રહ્યો. જયસિંહદેવને હાથે ઘા હતા, પગે સખત ઘા પડયા હતા એટલે ઝુંડ ભેરવી તેને કરડવા પ્રયત્ન કરતા છોકરાના તોફાન તે ઘણા સશક્ત છતાં એકદમ થમાવી શકયા નહિ. તેમની પાઘડી પડી ગઈ. તેમણે તલવાર ફેંકી દીધી ને બે હાથે માનાનું કરડવા આવતું મુખ મહામહેનતે દૂર રાખ્યું.

‘ રાણક ! તારા છોકરાને આઘો બોલાવ ! ’ મહારાજે ગુસ્સામાં બૂમ મારી, પણ રાણક કૈં બોલી નહિ. દેશળદેવ પાસે આવી કાંપતે હાથે છોકરાને છોડાવવા નિષ્ફળ મહેનત કરી રહ્યા. જયસિંહદેવે છોકરાને છૂટો કરવા જબરો પ્રયત્ન કર્યો, પણ તે સફલ થાય તે પહેલાં તો એ પ્રયત્નના બલથી તેને ગોળ ફરવું પડયું. એકદમ તેનું કાંડું માનાના મોંમાં આવ્યું ને તેણે ઘણા જોરથી દાંત પેસાડયા. ત્યાં જ આગળ જયસિંહદેવને ઘા પડયો હતો એટલે તેની વેદનાનો પાર ન રહ્યો.

'ઓ !—' કહી તેમણે બૂમ મારી અને માનાને છૂટો કરવા પોતાના જબરા શરીરને એવા જોરથી આંચકો આપ્યો કે માનો એકદમ છૂટો થયો ને આંચકાના જોરથી પાસેની ભીંત પર જઈ અફળાયો. માનાનું માથું ભીંત સાથે અફળાયું–ભયંકર અવાજ થયો. તેનું માથું ભાંગી ગયું ને તે ભોંય પર બેભાન બની પડયો.

મહારાજે પાઘડી ને તલવાર લઈ લીધાં ને શ્વાસ ખાધો.

'રાણક ! હવે ચાલે છે કે નહિ ?' પોતે કરેલા વિનાશ તરફ ક્રૂરતાથી જોઈ તેમણે પૂછ્યું.

દેવડીનું મુખ સખત થઈ ગયું હતું. તે ઊભી થઈ ગઈ ને બોલી:

'મેં શું કર્યું ? મારા છોકરા મુઆ–મારો ધણી હજુ હયાત છે.'

જયસિંહદેવે હોઠ કરડયા. આ જિદ્દી વૈરીને મહાત કરવાની એક અવિચારી ઊર્મિ આવી.

'ચાલે છે કે નહિ ?' કહીને હાથ પહોળા કરી તે તેને પકડવા આગળ આવ્યા.

'સબૂર !' દેવડીએ ક્રોધમાં હાથ આગળ ધર્યો. તે એકદમ ટટાર થઈ ગઈ. તેના મોઢા પર તેજ પ્રસરી રહ્યું. તેની આંખો એકદમ ચમકી. આ ફેરફાર જોઈ જયસિંહદેવ ખંચાઈ ઊભા. જાણે શ્વાસ રૂંધાતો હોય તેમ રાણકે ચારે તરફ જોયું ને તેણે કારમી ચીસ પાડી.

'મારા રા'—મારા નાથ–મારા ધણી !' તેણે ફાટે ડોળે બોલવા માંડયું; 'ધણી ખંમા ! ખંમા–ખંમા !' તેણે ગળે હાથ મૂકયો. 'જય અંબે ! જય અંબે ! ખંમા મારા રા'ને—' તેનો અવાજ તૂટયો. 'ઓ મારા રા'—રે' તેણે છાતીફાટ ચીસ પાડી ને ધ્રુસકાં ભેર રડી પડી તે ભોંય પર પડી ગઈ.



# પ્રકરણ છવ્વીસમું

## જેમાં રાણક રા'નો મહેલ છોડે છે

જયસિંહદેવને આંખે અંધારાં આવ્યાં. જાણે ખેંગાર તે જ પલે મરી ગયો હોય એમ લાગ્યું. તે ક્યાં હતો તે તેને સમજાયું નહિ. તે ત્યાં શું કરતો હતો તે તેને યાદ રહ્યું નહિ. વાતાવરણ અપાર્થિવ તેજથી દીપ્ત થયું. તેની ને રાણક વચ્ચે જાણે તેજ:પુંજનો રચેલો હોય એવો પુરુષ આવીને ઊભો. તેણે તેને ઓળખ્યો. ખેંગારની તેની મુખરેખા હતી. તેના હાથમાં ખડ્ગ હતું. તેની આંખમાં વિજય હતો. તેના મોં પર હાસ્ય–તિરસ્કારનું હાસ્ય–હતું. અમાપ અંતર તેની આ તેજસ્વી મૂર્તિ વચ્ચે વિસ્તરતું...

જયસિંહદેવ બેચાર ડગલાં પાછળ ફર્યા ને કપાળ પર હાથ ફેરવ્યો.

તેજ જતું રહ્યું. અંધકાર પ્રસરી રહ્યો. એક ઝીણા દીવેલના દીવાના આછા પ્રકાશમાં બે મરેલા કુંવરો, બેભાન દેવડી, ને ખૂણામાં હાથમાં મોં ઘાલી ધ્રૂજતો દેશળદેવ તેણે જોયા. પાછળ અંધારા બારણામાં બાબરો બેઠો હતો. તેને બધું ભાન આવ્યું.

'બાબરા! બાબરા! ઊંચક આ દેવડીને.' તેણે બેઠેલે ઘાંટે હુકમ કર્યો. તેણે દેશળદેવને જઈ લાત મારી કહ્યું: 'ઊઠો.'

બાબરાએ કૂદી રાણકને ઉંચકી લીધી ને દેશળદેવે ઊભા થઈ ચાલવા માંડ્યું. વિરોધી ભાવોથી ને ભય, ક્રોધ, ને કામથી ચીરાતા જયસિંહદેવ પાછું જોયા વિના ચાલ્યા ગયા.

'દેશળદેવજી ! સાંઢણી ક્યાં છે?'જયસિંહદેવે પૂછ્યું.

'બાપુ–બાપુ–આ તરફ–' કહી દેશળદેવ એક બારણેથી બહાર નીકળ્યો.

બહાર સાંઢણી લઈ હમીર ઊભો હતો.

'બાબરા, ચડી જા.' મહારાજે હુકમ કર્યો. તરત બાબરો રાણકને લઈ સાંઢણી પર ચડ્યો. મહારાજ તેની પાછળ ચડવા જતા હતા તેને દેશળદેવે રોક્યાં.

'બાપુ !'

'કેમ ?'

'બાપુ, હું આવું ?'

'ક્યાં ?'

'વઢવાણ !'

'મારે તમારું કામ નથી.' તોછડાઈથી જયસિંહદેવે કહ્યું.

'પણ બાપુ—'

'શું છે ?'

'પેલું આજ્ઞાપત્ર—'

'કયું ?' જરાક વિસ્મૃતિ થવાથી જયસિંહદેવે પૂછ્યું.

'મને જૂનાગઢ આપવાનું—'

'જયસિંહદેવનો પિત્તો ઊછળી આવ્યો. 'કૂતરા ! મામાને માર્યો, મામીને વેચી ને હવે જૂનાગઢ લઈ મને ગરદન મારવો છે? દુષ્ટ !–'

'બાપુ ! તમારું વચન.'

'પિશાચ !' જયસિંહદેવે ગર્જના કરી. 'તારી સાથે વચન ! આજ રાતનાં બધાં ઘોર કર્મનું પાપ તારે માથે છે.'

'મારે લીધે તો–' હાથ જોડતાં દેશળદેવ બોલ્યો.

'હા, તારે જ લીધે આજે મારે આ બધું કરવું પડ્યું. પાપી! તારે હવે પૃથ્વી ભારે મરવા દેવી ન જોઈએ. એ લે આ તારો શિરપાવ–' કહી મહારાજે દાંત કચકચાવી એકકે ઝપાટે તેનું શિર ઉડાડી દીધું ને તે સાંઢણી પર ચઢી બેઠા. 'હમીર! મોટે દરવાજે હાંક.' સાંઢણી ચાલી એટલે મહારાજે દેશળદેવ તરફ જોયું ને બબડ્યા: 'સારામાં સારું કામ તો મેં આજ કર્યું.'

હમીરે પણ જોયું કે અત્યારે આજ્ઞાંકિત થવામાં જ મુદ્દો હતો એટલે તેણે સાંઢણી હાંકી મૂકી.

દૂરથી યુદ્ધનો ઘોંઘાટ આવતો હતો. બાકીનું જૂનાગઢ સ્મશાનસમું શાંત હતું અને સૂની શેરીમાં માત્ર સાંઢણીના દાબડા જ સંભળાતા.

તે મોટે દરવાજે પહોંચ્યા ત્યારે ત્યાં પટ્ટણી સૈનિકોની ચોકી હતી. તેના નાયકે તરત બૂમ મારી: 'કોણ છે?'

'નાયક કોણ છે?' મહારાજે પૂછ્યું.

'કેમ?' કહી નાયક આગળ આવ્યો.

'કોણ ખેમો નાયક?'

'કોણ અન્નદાતા?' ચકિત થઈ ખેમા નાયકે કહ્યું. તેણે આગળ બેઠેલા બાબરાને તેના હાથમાં પડેલા શરીર તરફ ગભરાતાં ગભરાતાં જોયું.

'ચૂપ, આમ આવ.'

ખેમો મહારાજની પાસે ગયો.

'ખેમા, હું જરૂરને કામે જાઉં છું. હમણાં કોઈને કહેતો નહિ. ખેંગાર મરાયો. હવે આ યુદ્ધ શમશે. એ શમે ત્યારે મુંજાલ મહેતાને કહેજે કે હું વંથળી ગયો છું. મારી ફિકર કરે નહિ.'

'જેવી આજ્ઞા.'

'દરવાજો ઉઘાડ.'

'જી' કહી એમાએ દરવાજો ઉઘાડયો ને મહારાજા બહાર પડયા.

'હમીર ! વઢવાણનો રસ્તો લે.' ધીમેથી મહારાજે કહ્યું.

'જેવી આજ્ઞા—'

એમાએ પાછો દરવાજો બંધ કર્યો.

એકેક ઘડી ગઈ ને એક ઘોડાનાં પગલાંના પડઘા પડયા. એમો એકદમ ચમકીને ઊભો થયો. એક ઘોડેસ્વાર દોડતે ઘોડે આવી પહોંચ્યો.

'એમા !' એક પરિચિત અવાજે બૂમ મારી.

'કોણ કાકભટ્ટજી ?'

'હા. જરાક આમ આવ તો.'

'કેમ ?' કહી એમો આવ્યો.

'હમણાં અહીંયાંથી કોઈ ગયું ?'

'બાપુ ! તમને કહેવામાં કે બાધ નથી, પણ મનમાં જ રાખશો. મહારાજ હમણાં જ ગયા.'

'મને લાગ્યું તો ! સાથે એક સ્ત્રી હતી ?'

'એક કાળા ભૂત જેવો કોઈ હતો—'

'બાબરો ?—'

'હા. તેના ખોળામાં કોઈક બેભાન પડયું હતું.'

'ત્યારે તો સાંઢણી હશે !'

'હા.'

'કયાં ગયા ?'

'મને તો કહ્યું કે સવારે મુંજાલમહેતાને કહેવું કે મહારાજ પંથણી ગયા છે.'

કાક હસ્યો. 'પણ ગયા કયે રસ્તે ?'

'આ ઉતરાદે ગયા.'

'કેટલી વાર થઈ ?'

'બે ચાર ઘડી થઈ હશે.'

'અરે–તારી—' કાકે નિસાસો નાખ્યો. 'હરકત નહિ. દરવાજો ઉઘાડ.'

'જેવી આજ્ઞા' કહી ખેમાએ દરવાજો ઉઘાડયો અને કાક બહાર નીકળ્યો. જે રસ્તે મહારાજ ગયા તે રસ્તે તેણે ઘોડો મારી મૂક્યો. એટલામાં ખેમાને યાદ આવ્યું કે ભૃગુકચ્છની હકીકત કાકને કહેવી રહી ગઈ.

'ભટ્ટજી ! બાપુ !—' તેણે બૂમ પાડી, પણ કાકનું ધ્યાન હતું નહિ. તેણે તો ઘોડાના પડખામાં એડીઓ લગાવીને તેની ગતિ વધારવાના પ્રયત્ન કરવા માંડયા.



# પ્રકરણ સત્તાવીસમું

## જેમાં કાક કેમ આવી ચઢયો તે સમજાય છે

કાક જયસિંહ પાછળ કેમ પડયો તે જોઈએ.

રા' ખેંગારને વિદાય કરી કાક આસાએશ લેવા ઉપર અગાસી પર ગયો. તેનું મગજ પણ જરા અશાંત હતું. ભાવિના ભણકારા તેને વાગી રહ્યા હોય એવું લાગ્યું. થોડીવાર તેણે વિચાર કર્યો અને પછી તેને ઊંઘ આવવા લાગી.

તે કેટલીકવાર ઊંઘ્યો તેનો તેને ખ્યાલ રહ્યો નહિ. પણ જેવો જાગ્યો તેવો તે બેઠો થઈ ગયો, અને કાન માંડી સાંભળી રહ્યો. મેંદરડા આગળ તો તોફાન ચાલુ જ હતું. પણ જાણે ગઢમાં કંઈક થતું હોય એવું લાગ્યું. શું થતું હતું તે સમજાયું નહિ, શાનો અવાજ હતો તે કળાયું નહિ, ક્યાંથી આવતો હતો તે પણ જણાયું નહિ. તેણે તરત શસ્ત્ર સજ્યાં અને તે ગઢ તપાસવા નીકળ્યો.

તે મહેલમાંથી નીકળી, ગઢ પર થઈ, મોટા દરવાજા તરફ ઝપાટાબંધ ચાલ્યો. એકદમ તેને ગિરનારી બારી તરફથી ઘૂમરાણ સંભળાયું; 'જય જય' ઘોષ સંભળાયા. વહેમ પડ્યો–શું પરુણિઓ ગઢમાં પેઠા!

તે એકદમ ઘૂમરાણ તરફ જવા ફર્યો ને સામેથી પચ્ચીસેક માણસો આવતાં તેણે જોયાં, આ માણસો સોરઠી નહોતા.

'કોણ છે ?' તેણે બૂમ મારી.

તેના જવાબમાં પેલા માણસો તેના પર તૂટી પડયા. કાક તરત ચેતી ગયો કે પટ્ટણીઓએ ગઢ લઈ લીધો. તેણે જોયું કે આ માણસોની સામે થવામાં કંઈ માલ નહોતો, એટલે તે નિરાધાર બની, પકડાઈ ગયો. તેમાંથી કોઈએ તેને ઓળખવાની તસ્દી લીધી નહિ, અને તેણે પોતાને ઓળખાવવાની પરવા કરી નહિ. શું સ્થિતિ છે તે બરોબર જોયા વિના કંઈ પણ કરવું તેને ઠીક લાગ્યું નહિ. કઈ રીતે અહીંયાંથી છૂટી, ખેંગારને આપેલું વચન પાળવા તે રાણકદેવી ને કુંવરોને બચાવી શકે તેના ઘાટ તેણે ઘડવા માંડયા.

પેલા માણસો મોટે દરવાજે ગયા ને તેના ચોકીદારોને પકડી ઝબ્બે કરી દરવાજાનો કબજો લીધો. પકડેલા સૈનિકોને પણ કાકની જોડે બેસાડયા. કાકે બેઠાંબેઠાં બધા પટ્ટણી સૈનિકોને ધ્યાનથી જોવા માંડયા. એટલામાં એમના નાયકનો તેણે અવાજ સાંભળ્યો ને તેને ઓળખ્યો. તેનો ખેમો નાયક આ ટુકડીનો ઉપરી હતો !

ખેમો નાયક તેની આગળથી ગયો એટલે તેણે બૂમ મારી : 'અરે ખેમા નાયક ! હું તો સોરઠીઓનો પણ કેદી ને પટ્ટણીઓનો પણ કેદી ?'

ખેમાએ તેના માલિકનો અવાજ ઓળખ્યો, ને મરેલા માનેલા ભટરાજને અહીંયાં જોઈ તે હર્ષઘેલો, 'કોણ મારા ભટરાજ !' કહી હાથ લંબાવી દોડતો આવ્યો.

'પણ કોઈ મારા હાથ છોડશે કે નહિ ?' કાકે હસીને કહ્યું.

'ગધેડા !' ખેમા નાયકે જે સૈનિકે કાકના હાથ બાંધ્યા હતા તેને આ પ્રાણીનો ઇલ્કાબ આપ્યો અને તેના લક્ષણ યાદ લાવવા એક લાત મારી. 'લાટનો થઈ ભટરાજને ઓળખતો નથી ?' ખેમાએ કાકના બંધ છોડયા, અને કાક ખેમાને ભેટયો.

'તું તો ઘણો વિશ્વાસુ થઈ ગયો છે !'

'હા.'

'અહીંયાં કયાંથી ?'

'બારીએથી છાનામાના આવ્યા છીએ.'

'કોણ કોણ ?'

'મહારાજ, દંડનાયક, પરશુરામ ને પેલો પરમાર.'

'કેટલા જણ છો ?'

'ચારસેંએક.'

'કયારના આવ્યા છો ?''

'ચારેક ઘડી થઈ હશે.'

કાકને નિરાંત વળી. જો પટ્ટણીસૈન્ય ચારેક ઘડી પહેલાં જ આવ્યું હશે તો તો ખેંગાર ગઢ છોડી કયારનો બહાર પડી ગયો હશે.

એટલામાં એક સૈનિક એમા પાસે દોડીને આવ્યો : 'નાયક ! નાયક ! બહાર માણુસો આવ્યા છે.'

એમો ને કાક ઝપાટાબંધ દરવાજા પાસે ગયા ને આંખબારીથી જોયું. ચારસે પાંચસે સૈનિકો આવી લાગ્યા છે.

'કોણ છે ?' એમાએ બૂમ મારી.

'જય સોમનાથ !' બહારથી બૂમ પડી.

'ત્રિભુવનપાલ મહારાજની જય !' એક બે સૈનિકોએ ઘોષ કર્યો.

'કોણ મારા મહારાજ !' કાકે કહ્યું. 'જય સોમનાથ ! ત્રિભુવન-પાલ મહારાજની જય ! એમા, દરવાજો ઉઘાડ. અલ્યા એ ! પેલી તરફ ખૂણામાં મશાલ હશે તે ચેતાવ.'

તરત દરવાજા ખુલ્યા. મશાલો ચેતી, અને ત્રિભુવનપાલ મંડલેશ્વર ને લીલાદેવી અને તેની સાથેનાં માણસો દાખલ થયાં.

જયસિંહદેવ મહારાજની ગોઠવણ તો એવી હતી કે ત્રિભુવનપાલ ને લીલાદેવીની ટુકડીએ મોટી ચોકી પર પાછળથી છાપો મારવો, કે

જેથી મેંદરડાથી આવતા લશ્કરને સહાય મળે; અને આથી સવાર સુધી લીલાદેવી પણ જૂનાગઢમાં આવી શકે નહિ.

પણ મુંજાલ મહેતા ગમે તેટલી ખાતરી આપે તોપણ તે તેના પતિને વધારે સારી રીતે ઓળખતાં હતાં. લીલાદેવી એમ ગાંજ્યાં જાય એમ નહોતાં. જેવાં એ મહારાજથી છૂટાં પડયાં કે એમણે ત્રિભુવનપાલને મોટા મહારાજ વિશે ચિંતા દર્શાવવા માંડી, રખેને ખેંગાર હરાવે, મારી નાંખે વગેરે ભય પલેપલે વધતો ગયો અને આ ચિંતા દરેક પળે એટલી વધતી ગઈ કે આખરે એમની સૂચનાને આધીન થઈ ત્રિભુવનપાલે મોટી ચોકી તરફ જવાનું માંડી વાળ્યું અને આ ટુકડી મોટા દરવાજા તરફ વળી.

તેમને ખાતરી હતી કે જો બધું સમેસૂતરે ઊતર્યું હશે તો મોટો દરવાજો પટ્ટણીઓના કબજામાં હશે.

પણ અત્યારે કાકને મોટે દરવાજે જોઈ તેમના હર્ષનો પાર રહ્યો નહિ. ત્રિભુવનપાલ તો તેને કોટે જ વળગી ગયા. લીલાદેવીની આંખો હસુંહસું થઈ રહી.

'કેમ, મહારાજની શી ખબર?' લીલાદેવીએ પૂછ્યું.

'મને ખબર નથી.' કાકે કહ્યું. 'મને તો પહેલાં પટ્ટણીઓએ પણ પકડયો. મારા નશીબમાં તો કેદ જ પકડાવાનું લખ્યું લાગતું હતું. એટલામાં આ ખેમો મળ્યો ને મને છોડાવ્યો.'

'ચાલો ત્યારે મહારાજને શોધી કાઢીએ.' લીલાદેવીએ કહ્યું.

'ચાલો.' કહી કાક, ત્રિભુવનપાલ ને લીલાદેવીએ માણસો સહિત જે દિશામાં રમખાણ સંભળાતું હતું તે તરફ દોડવા માંડયું.

એ બધાં જ્યાં યુદ્ધ ચાલી રહ્યું હતું ત્યાં કેમ પહોંચ્યા એ તો આપણે જોઈ ગયા. પણ ત્યાં પહોંચ્યા એટલે કાકે વિચાર્યું કે હવે આ તોફાનમાંથી છટકી જઈ, રાણકદેવી અને તેના કુંવરોને કોઈ ઠેકાણે મૂકી આવવા. મોટે દરવાજે ખેમો ચોકીદાર હતો એ પણ એક

નિરાંત હતી. આ કારણથી પહેલાં તો તેણે સંગ્રામમાં ઝુકાવ્યું, ને પોતાની હાજરી જણાય એમ જયઘોષણા કરી. એટલામાં મશાલો હોલવાઈ ગઈ ને હતો તેવો અંધકાર છવાઈ રહ્યો, તરત કાક યુદ્ધમાંથી છૂટો થયો ને ને દોડતો દોડતો રાજમહેલે ગયો.

રાજમહેલ શાંત અને અંધકારગ્રસ્ત હતો. શું પટ્ટણીવિનાશકતા મહેલ પર ફરી વળી ? તે અંદર પેઠો. બધા દ્વારપાળો ત્રાસીને નાસી ગયા લાગતા હતા. તે સાવચેતી રાખી રણવાસમાં ગયો. એક બારણા આગળ તેને પગે માણસ અથડાયું. તેણે તરત ચકમક કાઢી કાકડો ચેતાવ્યો અને બે માણસો મરેલાં પડેલાં જોયાં. કાકને ફિકર થઈ. તે તો ધારતો હતો કે જયસિંહદેવ મહારાજ યુદ્ધમાં જ હતા; પણ એમની પધરામણી રણવાસમાં તો નહિ થઈ હોય ?

તે અંદરના ખંડમાં ગયો. ત્યાં ભીંત પર દાવેલનો દીવો બળતો હતો. ખંડ નિર્જન લાગ્યો–પણ ધ્યાનથી જોતાં બે કુંવર ત્યાં ભોંયપર પડ્યા હતા. ગોખલામાં બેઠેલાં અંબાભવાની, ઘીના દીવાના ચંચળ તેજમાં જાણે સજીવ હોય તેવાં, આ ભયંકર નિર્જનતાને ક્રોધથી જોઈ રહ્યાં હતાં.

'હાય હાય ! હું મોડો પડયો.' કાક બોલ્યો ને પેલા બે છોકરાને તપાસવા બેઠો. તેમને તપાસતાં તેનું મોં ઊતરી ગયું. બંને કુંવરો મરી ગયા હતા.

કાકને ક્રોધ ચઢયો. અધમતા, ક્રૂરતા, વિનાશકવૃત્તિની પણ હદ થઈ ગઈ તેને લાગી. માતાને વશ કરવા તેના પુત્રોને ઠાર કરનાર પ્રણયીનો રાક્ષસી સ્વાભાવ કેવો હોવો જોઈએ ? આ તેનો ધણી; આ તેનો રાજા; આને સેવતાં તેણે જીવન ખોયું ! તેને પોતાના તરફ તિરસ્કાર આવ્યો. આ નરાધમને શિક્ષા કરવાને તે આતુર થઈ ગયો.

'કોઈ છે કે ? એ તો હું –કાક. કોઈ છે કે ?' જવાબમાં એ જ શબ્દોનો પ્રતિશબ્દ આવ્યો. બધા જ ગભરાટમાં ક્યાંઈ ભરાઈ ગયા હતા.

'અરે ભોળાનાથ! સોરઠના ધણીના આ હાલ? અંબામા! તું પણ શું બેઠીબેઠી જોયા કરે છે? આ તારો ન્યાય?'

કાકને ત્યાં વધુ વખત રોકાવું દુરસ્ત લાગ્યું નહિ. તેણે એક નજર કુંવરો તરફ નાંખી ને શ્મશાનથી પણ ઘોર એવા ખંડમાંથી અંદરના ખંડમાં તે ગયો. ત્યાં પણ કોઈ નહોતું. જયસિંહદેવ જ આવી ગયા એ તેને ચોક્કસ લાગ્યું અને તે રાણકને પણ ઊપાડી ગયા હોવા જ જોઈએ. નહિ તો આમ કુંવરોને મરેલા નાખી દેવડી જાય નહિ. દેવડીને ક્યાં શોધવી? જયસિંહદેવ એને અહીંયાં રહેવા દે એવા કાચા નહોતા.

તેણે ધ્યાનથી જોયું તો એક જગ્યા પર લોહીથી ખરડાએલી નાગી તલવાર સાધી રાખેલી હોવાથી ત્યાં લોહીનું ખાબોચીઉં થયું હતું અને ત્યાંથી પછી એ તલવારમાંથી પડતાં ટીપાં બહાર નીકળતાં હતાં. તે બહાર નીકળ્યો ને આગલા ખંડમાં મરેલો પડેલો બીજો અનુચર જોયો. તેણે ધ્યાનથી જોયું તો એ તલવાર ભોંય પર રાખી ઘસડવામાં આવી હતી. ધ્યાનપૂર્વક એ તલવારે મૂકેલાં ચિહ્નો જોતો તે બહાર નીકળ્યો. ત્યાં આગળ દૂરથી તેણે એક જણને પડેલો જોયો. કાકે જઈ તેને જોયો ને ઓળખ્યો. દેશળદેવનું ધડ ને માથું જુદાં થઈ પડયાં હતાં.

'દુષ્ટ! તું પણ ઠીક મુઓ.' કાકે દાંત પીસી કહ્યું. એક સાંઢણી ત્યાં જ આગળ બેઠી હતી એમ તેને લાગ્યું. 'મને લાગે છે કે જયસિંહદેવ પલાયન થઈ ગયા. ક્યાં જાય? દેવડીને લઈ વંથળી તો શું મોઢું લઈને જાય? લાવ મોટે દરવાજે તપાસ કરું.'

તે તરત ઘોડારમાં ગયો ને એક પાણીદાર ઘોડો છોડી પલાણ્યો ને મોટે દરવાજે ગયો. ત્યાં ખેમા જોડે શી વાતચીત થઈ તે આપણે જોઈ ગયા.

# પ્રકરણ અઠ્ઠાવીસમું

## 'જય સોમનાથ'

ત્રિભુવનપાલના માણસો આવ્યા ને સોરઠીઓનું આવી બન્યું. હવે સામા પડવાની વાત નહોતી, પણ કયે રસ્તે સોરઠીઓને વીણીવીણી ઠાર કરાય તે વાત હતી. 'રા'ખેંગારની જય' કે 'જય અંબે' કરતાં 'જય સોમનાથ'ની ઘોષણા ત્રણગણી વધારે થતી. ઘણી વખત તો પટ્ટણીઓ એકબીજા સાથે અથડાઈ પડતા તે એક બે ઘા માર્યા પછી પોતાના માણસોને ઓળખતા.

પણ સોરઠીઓ અદ્‌ભુત પરાક્રમો દાખવી રહ્યા હતા. દરેક જણ બધી દિશામાં ઘૂમતો. અને સચોટતાથી દુશ્મનના પ્રાણ લેતો. ઘણી વખત પડેલો સોરઠીઓ ઊભો થઈ લડવા લાગતો; કોઈ વખત સૂતોસૂતો કોઈક સોરઠી જરાક ઊંચો થઈ ઊભેલા પટ્ટણીના પગ કાપી નાંખતો. જ્યાં ને ત્યાં શબોના ઢગ થઈ ગયા.

ખેંગારે લડતાંલડતાં પણ પટ્ટણીઓના નવા સૈન્યને આવતાં જોયું; ને તેના બાહુમાં નવું ઝનૂન આવ્યું. તેને આખે અંગે રુધિર વહેતું હતું. તેણે અનેકવાર હાથ બદલ્યા હતાં; તે કેટલીએ વાર પડીને બેઠો થઈ ગયો હતો. પણ તેની વીરતાએ હદ વાળી. તેનું ભાન જવા માંડયું પણ તેના હાથ અટકયા નહિ.

એક જ વૃત્તિ તેને રહી—વિનાશ કરવાની. તેનું મગજ બીજું કૈં કામ કરતું અટકી ગયું.

જાણે એક પ્રચંડ કાળા વાસણમાં માણસો ખદખદતાં હોય એવો તેને ભાસ થતો ગયો. અંધકાર વલોવાતો હોય, શસ્ત્રધારી પુરુષો તેમાં ઉપરતળે થતા હોય, અને એ બધું ગોળ ને ગોળ જાણે ફરતું હોય એમ જ તેને લાગવા માંડ્યું. આ ચક્રાકાર પ્રવૃત્તિનો પોતે મધ્યબિંદુ હતો; એ ફરતો તેમ બધાં ફરતાં.

પણ એ બધા શું કામ ફરતા તે પણ એને યાદ રહ્યું નહિ. બધા ફરતા નહોતા પણ ગોળ ને ગોળ નાચતા હતા. બધાને તાન આવ્યું હતું. કોઈને કોઈની પરવા ન હતી. પોતે બધાંથી વધારે જોરથી નાચતો હતો ને 'જય અંબે! જય અંબે!' પોકારતો હતો. પોતાને કેટલા હાથ હતા તે પણ તેને યાદ ન રહ્યું. પણ પોતાના ધડ કે હાથ ચકરચકર ફરતા હતા.

ધીમે ધીમે તેના મગજ આગળથી અંધકાર ખસી ગયો. લાલ ને પીળાં વાદળાં દેખાવા માંડ્યાં. તે રંગબેરંગી વાદળાં કાંચળીઆં થઈ થઈ નાચવા માંડ્યાં. તે રંગમાં અવારનવાર ધોળી વીજળીઓ જાણે ઝબૂકતી ને બધું ચકરચકર ફરતું. તે પોતે પણ જાણે એ વાદળો પર નાચતો હોય એમ લાગ્યું. પોતે ભોંય પર પગ પણ મૂકતો હતો કે કેમ તે તે વીસરી ગયો.

વાદળાં રાતાં થયાં, ઘેરાં થયાં, તેની આંખે માત્ર લાલ જ રંગ દેખાયો. તે લાલ રંગ નાચ્યા જ કરતો. તેમાં કાળી વાદળીઓ આવવા માંડી; પણ તે તો નાચ્યે જ ગયો. તેને કાને ધમકારા–મોટા વીજળીના કડાકા જેવા સંભળાયા કર્યા. તેને જાણે કોઈનો અવાજ, પરિચિત હોય તેવો 'જય અંબે' ગર્જતો સંભળાયો. તેને હસવું આવ્યું.

એકદમ લાલ વાતાવરણમાં સફેદ મૂર્તિ દેખાઈ. તેણે તેને ઓળખી. એ મૂર્તિ સ્ત્રીની હતી. એ કોણ હતી? એને ઘણી પરિચિત હતી. એની તે પ્રાણ હતી. ઓળખી–એ તેની રાણક–સતી! તે ક્યાંથી આવી, કેમ આવી, એ ગૂંચવાડો થયો. તે સતી હતી. તેની મોટી આંખો ગર્વમાં

જોઈ રહી હતી. 'સતીનો જય !' 'જય અંબે !' તેણે પોકાર કર્યો. પોકાર બહુ જ દૂરથી આવતો સંભળાયો. છતાં પણ તે તો જાણે નાચતો જ ગયો.

રાણક શ્વેત રંગની હતી તે ઝાંખા થવા માંડી. વાદળાં રાતાં હતાં તે કાળાં પડવા માંડયાં. તેણે તાકીતાકીને જોયું, ને નાચતો જ ગયો. તેણે 'જય અંબે' નો પોકાર કરવા માંડયો, પણ ગળામાં કૈં નડયું. તે ખંખારવા ગયો ને 'સતીનો જય' કરીને બોલ્યો.

એકદમ વાદળાં ને મૂર્તિ,—આખું દશ્ય ડામાડોળ થવા માંડયું, ઊંધુંચતું થઈ ઊઠયું. તે તેને સીધું કરવા ગયો, તો તે કાળું થતું ગયું. એકદમ કૈં નડયું. બધું ગોળગોળ ફર્યું. તેણે બૂમ મારવા પ્રયત્ન કરવા માંડયો, પણ થયો નહિ—ને અંધકાર પ્રસરી ગયો.

ખેંગાર ભોંય પર પડયો. થોડીવારે તે ભાનમાં આવ્યો ને ઊઠવા ગયો. એક લાલ વીજળીનો ઝબકારો થયો ને—અંધકાર પાછો પ્રસરી ગયો. તે પાછો પડયો—બેચાર શબોએ રચેલી શય્યા પર. તેના મુખમાંથી લોહી નીકળ્યું ને તેના પ્રાણ ગયા.

દગલબાજીનો ભોગ થઈ આમ જૂનાગઢનો છેલ્લો સ્વતંત્ર રા' પડયો. ચુડાસમા કુલનો મુકુટમણિ એ મધ્યકાલિન ગૂજરાતની વીરતાનો અપ્રતિમ પ્રતિનિધિ તો હતો જ; પણ એની ભલમનસાઈ ને સ્મરણો શતાબ્દીઓ સુધી લોકહૃદયમાં વસી રહ્યાં છે. એનું ઔદાર્ય જે ન કદી ખૂટતું ને ન કદી બદલાતું; એનું શૌર્ય જે વર્ષોનાં વર્ષો સુધી પાટણની સર્વભક્ષી સત્તાથી પણ ન ઘટયું કે ન પાછું હટયું; એનું ગૌરવ, જેણે દારિદ્ર, નિરાધારી, ને વિપત્તિમાં પણ સોરઠનાં માન ને મહત્તા ટકવી રાખ્યાં; એનો ટેક, ગિરનાર સમો અડગ, જેણે ઘેરાઈ રહેલી મુશ્કલીઓમાં પણ એના ચારિત્ર્યને નિષ્કલંક રાખ્યું; એનાં સ્વદેશદાઝ ને સ્વાતંત્ર્યપ્રેમ જેણે જીવનને વિશુદ્ધ રાખવા તેને આપદ્-યજ્ઞમાં જ હોમી દીધું—આ બધાં મધ્યકાલિન હિંદુની વીરકથામાં પણ

એને અગ્રગણ્ય સ્થાન અપાવે છે. રજપૂતનાના રજપૂતવીરોમાં મેવાડના શૂરા મહારથીઓમાં પણ એની સરસાઈ કરનારા ભલે કોઈ મળે, એને વિસરનાર કોઈ જડતો નથી. કરુણાત્મક ભવ્યતામાં એને વિસરાવનાર જોવા હજારો વર્ષની ઇતિહાસયાત્રા કરી, ભારતકાલના અરપષ્ટ જીવનમાં વીરોમાં વીર, દાતામાં દાનેશ્વર–ટેકવાળામાં પણ ટેકીલો, પાપસૃષ્ટિમાં પણ પુણ્યધામ સરખો, અસ્વાભાવિક માતાથી માંડીને તે અન્યાયી ગુરુ સુધી બધાની અનુદાતાએ રચેલા પ્રતિકૂલ સંયોગો સામે સમરાંગણમાં સતત મચ્યા રહેતા દાનેશ્વરી કુંતીપુત્ર કર્ણ સુધી જવું પડે એમ છે.

ખેંગાર સાથે જૂનાગઢનો ટેક ગયો; સોરઠનું સ્વાતંત્ર્ય ગયું; માત્ર શૌર્ય પર રચાએલી સત્તાની ભાવના ગઈ–અને એની પાછળ અમર કીર્તિ; રડતી રૈયત ને સતી રાણકને મૂકતો ગયો...

ધીમે ધીમે 'જય અંબે'ની બૂમો ફરી છવાઈ થવા માંડી, ને પછી તો માત્ર નામની સંભળાવા માંડી. ઘણી વખત 'જય સોનનાથ'ની બૂમ પાડતાં યોદ્ધાઓ જ સામાસામી અથડાવા માંડયા છતાં રખેને સોરઠીઓ કે દાવ ખેલે એવી બીકે પટ્ટણીઓ ફર્યા જ કર્યા.

'મહારાજ ! લીલાબા ! પરશુરામ ! ત્રિભુવનપાલ ! જગદેવ ! બધા છો કે ? પટ્ટણીઓ જીત્યા લાગે છે. બોલો જય સોમનાથ !'

'જય સોમનાથ'ની ઘોષણા ચારે તરફ ગાજી રહી. 'મહેતાજી હું પરશુરામ,' 'હું લીલાદેવી' એક ઓટલા પર બેઠાં બેઠાં રાણીનો અવાજ આવ્યો. 'હું જગદેવ !'

'મામા !' એક ખૂણેથી ત્રિભુવનપાલનો અવાજ આવ્યો. 'હું જીવું છું પણ મારો પગ ઘવાયો છે, ને મારા પર ત્રણ મુડદાં પડ્યાં છે. ગભરાશો નહિ.'

'મહારાજ ! અમે બધા પટ્ટણી જ છીએ.' જીવતા રહેલા સૈનિકોએ બૂમ પાડી.

'પણ મહારાજ ક્યાં ?' પરશુરામે કહ્યું.

'મહારાજ ! મહારાજ !' મુંજાલે બૂમ પાડી.

'ને કાક ક્યાં ?' લીલાદેવીએ પૂછ્યું.

'કાક ! કાક !' પરશુરામે બૂમ પાડી.

'ક્યાં ગયા અલ્યા સૈનિકો ! જાઓ, મશાલ લઈ આવો.' મુંજાલ મહેતાએ હુકમ કર્યો.

થોડાક સૈનિકો મશાલ લેવા દોડયા. એટલામાં એક ભોંય પડેલો સોરઠી અડધો ઊભો થયો ને મુંજાલ મહેતાને તરવારનો ફટકો માર્યો ને બોલ્યો 'જય અંબે'. બીજી પલે મહાઅમાત્યે તલવારથી ભોંય સાથે તેને જડી દીધો. ને 'જય સોમનાથ' મંત્રીએ કહ્યું. 'તેં પણ ઠીક મરતાં મરતાં મને ઘા કર્યો. ગભરાતો નહિ જરાક જ વાગ્યું છે. હું પેલે ઓટલે બેસું છું.'

એટલામાં રાજમહેલના ચોક આગળના એક ઘરની બારીએથી લાલ ધુમાડો નીકળ્યો; અને થોડીવારમાં ઘરના છાપરામાંથી ભડકો ભભૂકી રહ્યો; ચારે તરફ લાલ પ્રકાશ થઈ રહ્યો. કોઈએ ઘર ચેતાવી મૂકયું હતું. એ ઘર લાગ્યું ને તરત બીજું લાગ્યું ને ચોમેર આગઆગા-કાર થઈ રહ્યું.

તે પ્રકાશમાં રણક્ષેત્ર કારસું દેખાઈ રહ્યું. સાતસેં આઠસેં મુડદાં એકમેક પર, ગમે તેમ પડયાં હતાં. અવારનવાર વેદનાની બૂમો સંભળાતી. રુધિરથી રંગાએલા બસેંએક પડછાયાઓ જાણે પ્રેતલોકમાંથી પાછા ફર્યા હોય તેમ ધીમેધીમે એક પાસ આવતા હતા. યુદ્ધમાં વૃદ્ધ થએલા સૈનિકો પણ આ દૃશ્ય જોઈ કાંપી ઊઠયા.

'પરશુરામ ! ઊઠો. પાણીની તજવીજ કરો. કોઈએ ગામ ચેતાવ્યું છે.' મુંજાલ મહેતાએ પગે પાટો બાંધતાં બૂમ મારી.

સશક્ત સૈનિકોને પરશુરામે વાવ તરફ મોકલ્યા. અને ઘરોમાં

ભરાઈ રહેલાં બૈરાંછોકરાં ગભરાતાં, કોલાહલ કરતાં, ઘરની બહાર નીકળ્યાં. મુંજાલ મહેતા લંગડાતા ગયા.

'કોઈ ગભરાશો નહિ. જૂનાગઢમાં જયસિંહદેવ સોલંકીની આણ ફરે છે. બધા નિર્ભય થઈ જાઓ. ચાલો, આગ હોલાવો. પરશુરામ! તું આગ હોલવ. પરમાર! તું મશાલ લાવ. જલદી કર ને મહારાજ અને કાકને ખોળી કાઢ.'

બધાએ ઝપાઝપ મૂગે મોઢે આજ્ઞા પાળવા માંડી. સ્ત્રીઓએ ઘરમાંથી પાણી આણવા માંડ્યું; પટ્ટણી સૈનિકોએ વાવમાંથી પાણી આણ્યું ને આગ છાંટવાનો પ્રયાસ ચાલુ થયો; ગામના કેટલાક રહ્યાસહ્યા માણસો આગની બીકે આવી પહોંચ્યા. તેમને તરત પટ્ટણીઓએ પકડી પકડી બાંધવા માંડ્યા.

એટલામાં એમો નાયક મશાલો લઈને આવી પહોંચ્યો.

'કોણ એમો?' મુંજાલ મહેતાએ કહ્યું. 'તું ક્યાંથી આવ્યો?'

'હું મોટે દરવાજે ચોકી કરું છું.'

'તું ને પરમાર આ મુડદાં જોવા માંડો, મરેલા ને જીવતાને જુદા કરો. સૈનિકો! ચાલો જલદી કરો. મહારાજ ને કાક બે જડતા નથી. પરમાર, જલદી કરો!' મુંજાલે કહ્યું.

'બાપુ! એક વાત કહું?' એમાએ મુંજાલ પાસે આવીને કાનમાં ધીમે રહીને કહ્યું. 'એમાંથી કોઈની શોધ કરવાની જરૂર નથી.'

'કેમ?'

'મહારાજ ગામબહાર ગયા છે ને કહેતા ગયા છે કે તમને મારે કહેવું કે, એ વંથળી ગયા છે.'

'વંથળી! શા માટે?'

'મને શી ખબર?'

'—ને કાક?'

'ભટરાજ ઘોડે બેસી પાછળ નીકળ્યા છે.'

મુંજાલ ચકિત થયો. 'બન્ને સાથે ગયા ?'

'ના બાપુ. પહેલાં મહારાજ ગયા.'

'ઘોડા પર ?'

'ના. સાંઢણી પર.'

'કેટલા જણ હતા ?'

બેમો ગૂંચવાયો.

'ગભરા નહિ; જે હોય તે સાચું કહે.'

'એક ભૂત હતો ને એક બેભાન સ્ત્રી હતી.'

મુંજાલ મહેતાની આંખ ચમકી રહી.

'બેમા ! એક સાંઢણી તૈયાર કર. હું હમણાં આવું છું.' તેણે ધીમેથી કહ્યું ને પછી મોટેથી તેણે પરશુરામને કહ્યું; 'પરશુરામ ! મહારાજ જરા વંથળી ગયા છે. હું પણ જાઉં છું. તમે જૂનાગઢ કબજે કરો ને આગ હોલવો. હું સવારે પાછો આવીશ. જો જો સોરઠિયો દગો નહિ દે. લીલાબા ! આમ આવો તો.' મુંજાલે કહ્યું.

લીલાદેવી મુંજાલ પાસે આવ્યાં. મુંજાલે તેને ધીમેથી કહ્યું : 'તમે મારી સાથે ચાલો.'

રાણી ચેતી ગઈ અને મુંજાલ જોડે જવા તૈયાર થઈ.

મુંજાલ અને રાણી ધીમેધીમે મોટે દરવાજે ગયાં. ત્યાં સાંઢણી તૈયાર હતી, તેના પર બંને ચડ્યાં.

'બેમા ! મહારાજ કયે રસ્તે ગયા ?'

'આ પેલે રસ્તે.'

'એ રસ્તો ક્યાં જાય છે ?'

'મેં અહીંયાંના માણસોને પૂછ્યું છે. એ રસ્તો વઢવાણ જાય છે.'

'અહં, મને વંથળી લઈ જાય એવો માણસ આપ.'

'બાપુ! સાંઢણીવાળો સોરઠી છે, પણ રખેવાળ આપણો છે. એ બધા રસ્તા જાણે છે.'

'વારુ ચલાવ જોઉં!' મુંજાલે કહ્યું અને સાંઢણી ચાલી.

ગામ બહાર નીકળ્યા પછી મુંજાલે ધીમેથી રાણીને કહ્યું : 'બહેન! શિકાર છટકી ગયો.'

'કેમ?'

'રાણકને લઈ મહારાજ જતા રહ્યા.'

'એમ?' તિરસ્કારથી લીલાદેવીએ કહ્યું.

'હા. હરકત નહિ. હું એને પાતાળમાંથી શોધી કાઢીશ. હમણાં તો વંથળી જઈ મીનળબાને ખબર આપીએ, ને મહારાજા ગયા છે તે વાત ઢાંકેલી રહે તેની પેરવી કરીએ.'

'મહેતાજી! તમે આ લોકોને ક્યાં સુધી ઢાંકયા કરશો?'

'જીવીશ ત્યાંસુધી. હું ગમે તેવો પણ પાટણનો ચાકર ને?' હસીને મુંજાલે કહ્યું.



# પ્રકરણ ઓગણત્રીસમું

## જેમાં એક ભાવિ મહાપુરુષની પહેલીવાર ઓળખાણ થાય છે.

મહારાજાની આજ્ઞાથી બનતી ઉતાવળે હમીરે સાંઢણી દોડાવી.

હમીરનાં તો હાજાં જ ગગડી ગયાં હતાં. જૂનાગઢનું પતન, ખેંગારની ને તેના ધણી દેશળદેવની અવદશા, જયસિંહદેવ જેવા મહાપ્રતાપી મહારાજનું સાન્નિધ્ય અને બાબરા જેવા અમાનુષી ને ભયંકર જીવની સોબતથી એ એવો ગભરાઈ ગયો કે પાછળ જોયા વિના એ હાંકે જ ગયો.

સવાર પડતાં બેભાન રાણકને જયસિંહદેવને આપી બાબરો સાંઢણી પર પાછળથી ઊંધે માથે રહ્યો. બાબરાની જોડે કોઈપણ પરિચયમાં ન આવે માટે દિવસના એને બધાથી દૂર રાખતા: અને ન છૂટકે સાથે લેવો પડે તો તે ઊંધું માથું રાખી પડી જ રહેતો.

સવાર પડતાં એક નાના ગામ આગળ સાંઢણી રાખી ઝાડ નીચે બધાં ઊતર્યાં. હમીર મહારાજને માટે થોડુંઘણું રાંધવામાં પડયો, અને મહારાજે પાણી છાંટી રાણકને ભાનમાં આણવાનો પ્રયત્ન કર્યો. મહામહેનત કર્યા પછી રાણક ભાનમાં આવી. જેવી તે ભાનમાં આવી તેવી તે દૂર જઈ બેઠી ને માથું પકડી ગઈ રાતની કારમી બિના યાદ કરવા લાગી. તેનું મોઢું કરમાઈ ગયું હતું.

'મને ક્યાં લઈ જાઓ છો?' તેણે ભાવહીણા અવાજે પૂછયું.

'વઢવાણ. આપણે ત્યાં પરણીશું.'

'શું કરવા નકામાં ફાંફાં મારો છો?'

'કેમ?'

'જ્યાં લઈ જશો ત્યાં મારો તો એક જ રસ્તો છે.'

'શો?'

'મારા રા'નો.' તેની આંખોમાં આંસુ નહોતાં પણ તેથીએ વધારે શોકદર્શક શુષ્કતા હતી.

'રાણક! ઉતાવળી થા માં. આપણે વઢવાણ જઈ નિરાંતે વાત કરીશું.'

રાણકે જવાબ ન આપ્યો. ત્યારથી તે મૂગી થઈ ગઈ. તેણે ખાવાની ના પાડી. તે મૂગે મોઢે સાંઢણી પર ચઢી અને હમીરે સાંઢણી હાંકી મૂકી.

થોડીકવારે પાછળ ઘોડાના જેવાં પગલાં સંભળાયાં. મહારાજે હમીરને સાંઢણી ઊભી રાખવાનો હુકમ કર્યો. સાંઢણી ઊભી રહી ને રાજાએ કાન માંડ્યા, પણ તે ઘોડાનાં પગલાં આ તરફ આવતાં હતાં કે નહિ તે સમજાયું નહિ; અને પછી પગલાં સંભળાતાં બંધ થઈ ગયાં. માત્ર ભણકારા જ હશે એમ માની મહારાજે સાંઢણી દોડાવી મૂકવાનો હુકમ કર્યો.

સાંજના પાછો તેમણે થાક ખાધો. અવારનવાર પડઘીઆણાં રસ્તામાં આવતાં; પણ પાટણના રાજાનો સંદેશો લઈ જાઉં છું એમ બાનું આપતાં રસ્તો મોકળો થઈ જતો.

રાતના ચંદ્રમાના અજવાળામાં પણ તેમણે મુસાફરી જારી જ રાખી. અવારનવાર રાજાને ઘોડાનાં પગલાંના ભણકારા વાગતા પણ તેણે તેની પરવા કરી નહિ. ચંદ્રમા આથમવા આવ્યો ને તે વઢવાણ આવી લાગ્યા.

મહારાજની આજ્ઞાથી હમીરે બારીમાંથી ચોકીદારને બોલાવ્યો.

'કોનું કામ છે?'

'વિજયધવલ ગઢવીને બોલાવ.' મહારાજે આજ્ઞા કરી.

'કોણ છો તમે?'

'જયસિંહદેવ સોલંકી.'

ચોકીદાર સ્તબ્ધ થયો, અને બોલ્યા વિના ગઢવીને બોલાવવા ગયો. થોડીવારમાં બળતી મશાલના મોભ્ભા સાથે વિજયધવલ ગઢવી આવી લાગ્યો.

'ગઢવી! બારણાં ઉઘાડ. મને ક્યાંસુધી આમ ઊભો રાખવો છે?' મહારાજાએ બૂમ મારી. વિજયધવલે બારી ઉઘાડી જોયું, અને મહારાજને ઓળખી ચકિત થઈ ગયો. તેને કૈં બોલવું સૂઝયું નહિ, એટલે તેણે એકદમ બારણાં ઉઘાડયાં.

'અમને રાજગઢમાં લઈ જા, ને મારા આવ્યાની ખબર બહાર ન પડે. ધ્યાન રાખજે.'

'જેવી આજ્ઞા' કહી વિજયધવલ આગળ ચાલ્યો.

રાજગઢ પાસે જ હતો. તે નવું મકાન હતું, પણ અત્યારે ઘણાં-ખરાં માણસો લડવા ગયાં હોવાથી તેમાં અત્યારે કોઈ નહોતું. અંધારી રાત્રીમાં તે નાના પર્વત જેવું ઘેરું દેખાતું.

'અન્નદાતા!' વિજયધવલની જિજ્ઞાસા કેમે કરી દબાઈ નહિ.

'કેમ?'

'બા કેમ છે?'

'ઠીક છે.' રાજાએ તુચ્છકારથી જવાબ આપ્યો. વિજયધવલની હિંમત વધારે પૂછવાની ચાલી નહિ.

'વિજયધવલ! રા' પડયો ને જૂનાગઢ લીધું.'

'હેં!' ચકિત થએલા ગઢવીએ આમ આવેલા રાજા સામે જોતાં કહ્યું.

'હા.' રાજાએ કહ્યું.

રાજગઢ આવી લાગ્યો ને ગઢવીના માણસોએ દરવાજા ઉઘાડી આપ્યા.

'હમીર ! બાને અંદર જઈ બેસાડ, હું આ આવ્યો.' મહારાજાએ આજ્ઞા કરી.

રાણકદેવી સાંઢણી પરથી ઊતર્યા પછી તે મૂગે મોઢે રાજાની પાછળ ચાલ્યા કરતી હતી. તેના નિસ્તેજ મુખપર એક જાતની નિશ્ચલતા છવાઈ રહી હતી અને જાણે વગર સ્વેચ્છાએ તે ચાલતી હોય એમ લાગતું હતું.

રાજાએ આજ્ઞા કરી એટલે તે યંત્રવત્ હમીર જોડે ઓટલો ચઢી અંદર ગઈ. સાથે એક મશાલચી અંદર ગયો. રાજા ગઢવી તરફ ફર્યા. 'ગઢવી !'

'અન્નદાતા !'

'અહીંયાં કોઈ બ્રાહ્મણ છે ?'

'બાપુ—'

'રાજગઢનો પૂજારી નથી ?' રાજાએ અધીરાઈથી પૂછ્યું.

'અન્નદાતા !' હાથ જોડી ગઢવીએ કહ્યું. 'અહીંયાં કોઈ નથી એટલે તે ગામમાં સૂવા જાય છે: પણ જોઉં, એનો કોઈ શિષ્ય હોય તો—'

જાણે ગઢવીના વાક્યનો જવાબ મળતો હોય તેમ એક દૂર આવેલી ખોલીમાંથી વેદોચ્ચાર આવ્યા—

चत्वारि शृंगात्रयोऽस्यपादा द्वे शीर्षे सप्तहस्तासोरिऽस्य ।

'કોઈ બામણો દેખાય છે ખરો.' રાજાએ કહ્યું. ગઢવી ત્યાંથી તે ખોલી તરફ દોડતા ગયા ને થોડીવારે એક ઊંચા છોકરાને સાથે લઈ આવ્યા. રાજા એટલી વાર અધીરાઈથી ઊભા રહ્યા.

'અન્નદાતા ! આ છોકરો છે.'

નવો આવનાર હતો માત્ર પંદરેક વર્ષનો છોકરો. તેણે એક નાની પોતડી પહેરી હતી, અને શરીરે ભસ્મ કરી હતી, અને કપાળે ત્રિપુંડ હતું. ગઢવીનાં વચન સાંભળી તે અભિમાનથી હસ્યો. 'છોકરો લાગ્યો તો મને લાવ્યા શા માટે?' ને

गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः।

કોઈ સમજે એમ નહોતું છતાં આત્મસંતોષને ખાતર ઉમેર્યું.

'છોકરા !' અધીરા રાજાએ પૂછ્યું. 'કેવો બ્રાહ્મણ છે?'

'કાન્યકુબ્જમાં મારો જન્મ છે.'

'કંઈ આવડે છે?'

ફરીથી તે છોકરો અભિમાનથી હસ્યો. 'શું કામ છે?'

'ગઢવી! તમે જાઓ.' રાજાએ વિજયધવલને આજ્ઞા કરી. સવાર પડે પાછા આવજો.'

કંઈ વિચિત્ર પ્રસંગ આવી લાગ્યો હતો એમ ગઢવીને સ્પષ્ટ લાગતું હતું. પણ રાજાની આજ્ઞાનો અનાદર થાય એમ નહોતું એટલે ન છૂટકે રજા લીધી.

'બ્રાહ્મણ ! તને લગ્ન કરાવતાં આવડે છે?'

'તમારે બ્રહ્મ કે ગાંધર્વ, પૈશાચ કે રાક્ષસી કઈ વિધિ જોઈએ છે તે કહોની.'

'કોઈ પણ ચાલશે, ચાલ.'

'અને અન્નદાતા !' જરા ટાઢે કલેજે છોકરાએ કહ્યું. 'એમ ઉતાવળા કેમ થાઓ છો? આપ કોણ તે તો કહો.'

'હું ગમે તે છું; તું ચાલ.'

'આ આવ્યો. પણ તમને જેટલી પરણવાની ઉતાવળ છે, તેટલી મને તમને ઓળખવાની ઉતાવળ છે.' છોકરાએ ટાઢે કલેજે કહ્યું.

'કેમ ?' છોકરાની નફ્ફટપણે બોલવાની રીતથી વિસ્મય પામી રાજાએ કહ્યું.

'હું યોગ્ય દક્ષિણા વગર આપની ઉતાવળે કૈં કરાવતો નથી. તમે ઉતાવળમાં છો ને કોઈ મોટા માણસ લાગો છો.'

'તારે શું જોઈએ છે?' ગુસ્સામાં મહારાજે કહ્યું.

'આપ કોણ છો ?' હસીને શાંતિથી છોકરાએ પૂછ્યું.

'પાટણનો જયસિંહદેવ સોલંકી.' કંટાળી રાજાએ કહ્યું. 'મને ઓળખતો નથી ?'

'અહો પૃથિવીપતિ !' છોકરાએ હસીને હાથ જોડ્યા. 'મારાં પણ ધનભાગ્ય. ચાલો શું કરવું છે ?'

'તારે શું જોઈએ છે ?'

'હવે મને દક્ષિણાની પરવા નથી. પરમ ભટ્ટારક જયસિંહદેવ મહારાજનાં તો ચરણની રજ છું. ચાલો.' કહી જરાક હસીને પેલો છોકરો આગળ ચાલ્યો.

'તારું નામ શું ?' રાજાએ પૂછ્યું.

'મારું નામ ભાવ.' છોકરાએ આત્મશ્રદ્ધાથી કહ્યું. રાજાએ બહુ ધ્યાન આપ્યું નહિ. તેને એ નામ ભવિષ્યમાં કેટલે વર્ષે ને કેવી રીતે કાને અથડાશે તેની ખબર નહોતી.

રાજાને આ છોકરો ઘણો જ વિચિત્ર લાગ્યો અને તેની નાની વય જોતાં તેની બોલવાની રીત અસાધારણ લાગી પણ અત્યારે એ છોકરા વિશે વિચાર કરવાની તેમને ફુરસદ નહોતી. તેમણે છોકરાને અંદર આવવાની આજ્ઞા કરી.

મહારાજા અંદરના ખંડમાં ગયા. પરોઢિયું થવા આવ્યું હતું એટલે મહેલમાં કૈંક અજવાળું પડ્યું. તે અજવાળામાં તેણે એક ખૂણે રાણકને બેઠેલી જોઈ. હમીર થોડે દૂર ઊભો હતો.

'હમીર ! બહાર જા, અને સાંઢણીની ખબર કાઢ.'

'જેવી આજ્ઞા.' હમીરે કહ્યું, અને ત્યાંથી ચાલ્યો ગયો. તે જેવો ગયો કે તુરત જ રાજાએ જઈ બારણું બંધ કર્યું અને આગળો દીધો. પેલો છોકરો આ બધું ધ્યાનથી જોઈ રહ્યો.

'દેવડી !'

રાણકદેવીએ જવાબ આપ્યો નહિ.

'રાણક !' જયસિંહદેવે ગળું ખંખારી કહ્યું. 'આ બ્રાહ્મણ તૈયાર છે. ચાલ, હવે લગ્ન કરી લઈએ.'

રાણકદેવીએ નીચું રાખેલું માથું ઊંચું કર્યું. તેની ફિક્કી આંખો રાજાને જોઈ રહી. 'મને શું કામ રીબાવો છો? મારા સોરઠનો જીવનહાર જતે હું તો મરી જ રહી છું.'

'રાણક ! ના, હવે આ જયસિંહદેવની પટરાણી થશે ત્યારે તું સજીવન થશે.'

'જયસિંહ ! જયસિંહ ! ખેંગાર જેવા રણધીર પડ્યા પણ તમારો ગર્વ ગળ્યો નહિ. મારો સોરઠનો અજીત રા' ગયો તો તમારો શો હિસાબ ?' રાણકે જરાક અધીરાઈથી કહ્યું.

'મારો હિસાબ આખી પૃથિવી ગણે છે, ને આજે તારે ગણવાનો છે.' ગર્વથી રાજાએ જવાબ આપ્યો.

'ગાંડા રાજા ! મારે મન એક જ મર્દ હતો. તે મૂઓ ને મને ને પૃથિવીને બંનેને રંડાપો આવ્યો. પૃથિવી ભલે હવે તને સ્વીકારે—હું તો તેની જ હતી ને રહેવાની.'

'રાણક ! પૃથિવી તેની કદી હતી નહિ ને થવાની નથી. તું પણ તેની કદી હતી નહિ ને રહેવાની નથી. ઊઠ ! ચાલ આ બ્રાહ્મણ ખોટી થાય છે. મહારાજ, ચાલ, તારે ભણવું હોય તે ભણવા માંડ.'

'ખબરદાર !' દેવડીએ ભાટને કહ્યું. તેના બેસી જવા આવેલા

અવાજમાં પણ જરાક સત્તા દેખાઈ. 'બ્રાહ્મણનો દીકરો થઈ આ અત્યાચાર જોઈ રહે છે?'

'મા!' ઘણી જ શાંતિથી ભાવે કહ્યું. 'આવી જીદ શું કામ કરો છો? શાસ્ત્રનાં વચન છે કે જેણે દેશ જીત્યો તેણે દેશાધિપના દયિતાએ જીતી. મહારાજાનો આપને પરણવાનો અધિકાર છે; આપનો મહારાજને વરમાળ આરોપવાનો અધિકાર છે.'

રાણકદેવીએ કંટાળાભર્યા મુખથી કાને હાથ દીધો. 'મને જૂનાગઢ રહ્યાં રહ્યાં શું ખબર કે આવો કળિકાળ આવ્યો છે? આ રાજા ને આ ભૂદેવ! જાઓ–જાઓ! તમારાં કાળાં મોઢાં બાળો. મને શું કામ સતાવો છો?'

'રાણકદેવી!' રાજાએ અધીરાઈથી કહ્યું. 'જે છું તે છું. ચાલ.' કહી તેણે હાથ લંબાવ્યો. રાણકે પોતાનો હાથ સોડિયામાં ઘાલી દીધો.

'હાથ લાવ.'

'સાત ભવ ફાંફાં મારીને મરશે તોએ એ હાથનો ધણી તું થવાનો નથી.' દેવડીએ જરાક ગુસ્સામાં કહ્યું.

'હું જોઉં કે તું કેમ ના પાડે છે!' રાજાએ હોઠ પર હોઠ પીસી કહ્યું. તેની આંખોના ડોળા બહાર પડયા. તેનાં નસકોરાં ફૂલી રહ્યાં. તેના કપાળપરની વચલી નસ તરી આવી. 'આ પળે તું મરીને પડશે તોએ મારી સ્ત્રી થઈ ને મરશે. ચાલ, હાથ લાવ.' રાજાએ બરાડો માર્યો ને પોતાનો હાથ છેક રાણકની પાસ આણવા માંડયો. ભાવ પાણિગ્રહણ થાય કે મંત્રોચ્ચાર કરવા તત્પર થઈ રહ્યો.

રાણકે વધારે જોરથી હાથ સોડમાં ઘાલ્યો.

'લાવ, નહિ તો આખો ખેંચી લઈશ.' રાજાએ ગુસ્સાના આવેશમાં બૂમ મારી

'મને અડકવાનું પાપ કરશે? દુષ્ટ! ભવેભવ તું જીવતા નરકમાં જશે.' રાણકે હોઠ કચકચાવ્યા.

એકદમ ભવિષ્યવાણી બોલતી વખતે જે શબવત્ ને નિશ્ચેતન મુખ તેનું થઈ રહ્યું હતું તેવું થયું. તેની આંખની કીકીઓનો રંગ કૈંક બદલાયો ને તેમાં જ્યોતિ પ્રગટી. ભાવ આ ફેરફાર જોઈ ચકિત થયો; રાજા જરાક ખંચાયા.

તરત રાજાનો ક્રોધ પાછો ફાટી નીકળ્યો. તેના હૃદયમાં ભેગાં થયેલાં બધાં–વિષમતા, ક્રૂરતા, ઝનૂન ને ક્રોધ–માંથી મોટી જ્વાલા નીકળી. કોઈ સામે થતું તે તેનાથી સાધારણ રીતે ખમાતું નહિ ને આ પ્રસંગે આ જિદ્દી સ્ત્રીની હઠ તોડવાની પ્રબળ ઇચ્છાએ તેનું બધું ભાન વીસરાવ્યું.

'તું–તું મારી સામે થાય છે–' તેણે દાંત પર દાંત પીસ્યા. તેની આંખો લોહીઆળી થઈ ગઈ. તેણે ક્રૂરતાથી હાથ ઉગામ્યો.

અમાનુષી શુષ્કતાથી–ધીમેથી–રાણકે જવાબ આપ્યો : 'હા.'

રાજાનો હાથ જોરથી રાણકને ભોંયપર પટકવા વેગના આરંભનો ઝણઝણાટ અનુભવી રહ્યો.

સૂર્યોદય થતાં પૂર્વની જાળીમાંથી એક રાતું કિરણ તેજસ્વી લોહીની રેખા સમું ખંડમાં વચ્ચે પડ્યું. બહારથી કોઈએ બંધ બારણાને લાત મારી.

'બારણાં ઉઘાડો !' એક પ્રચંડ અવાજ આવ્યો.

●

# પ્રકરણ ત્રીસમું

## જેમાં પ્રધાન અને રાણીથી રાજાને વિખૂટા રાખવામાં શું ડર છે તે સમજાય છે

જયસિંહદેવ આ એકદમ આવેલા અવાજથી ચમક્યા, ને પાછળ ફરી રાણકને મારવા ઉગામેલો હાથ તલવારની મૂઠ પર લઈ ગયા. એની હિંસકવૃત્તિ સતેજ થઈ. તે બારણા તરફ ફર્યા.

'અન્નદાતા ! એ ભલે કોઈ બૂમ પાડે: તમે તમારું કામ કરોની.' ભાવે રાજાને સલાહ આપી. 'નકામો વખત શા સારુ ખુઓ છો ?'

મહારાજાને આ સલાહ સારી લાગી અને પાછા રાણક તરફ ફર્યા. પણ બહાર આવનારની અધીરાઈ પણ વધતી હતી; અને તેણે જોરથી બારણું ઉઘાડવાના પ્રયત્ન કરવા માંડયા હોય એમ લાગતું હતું. તેણે એક–બે–ત્રણ–ચાર લાત એવા જોરથી મારી કે બારણાંનો આગળો ઢીલો થઈ ગયો, અને રાજા રાણકને અડકે તે પહેલાં પાંચમી લાતે આગળાના બે કડકા થઈ ગયા, અને ફડાક લઈને બારણાં ઊઘડી ગયાં. મહારાજા ગુસ્સામાં ફર્યા. બારણામાં રૌદ્ર સ્વરૂપ ધારણ કરી રહેલો કાક હાથમાં ઉઘાડી તલવાર સહિત ઊભો હતો.

કાકનું મોઢું ક્રોધમાં લાલચોળ હતું. તેની આંખો જાણે એક દૃષ્ટિપાતે બધાને બાળી ભસ્મ કરવા તત્પર થઈ હોય એમ લાગતી હતી. તે હાંફતો હતો, છતાં તેનું સ્વાસ્થ્ય હતું તેવું ને તેવું જ હતું.



ચિત્રકાર] આગળ્યામાં રૌદ્રસ્વરૂપ ધારણ કરી રહેલા કાક હાથમાં ઉઘાડી તલવાર સહિત ઊભા હતા. પૃ૦ ૫૦૩ [શ્રી. કલાબ્ધિ

'તમે અહીંયાં !' કાકે કટાક્ષથી કહ્યું. 'પાટણનો ધણી લશ્કર મૂકી, છાવણી મૂકી, ચોરની માફક આ દેવડીને લઈ આમ નાસતો ફરે છે?' કાકની નજર ભાવ પર પડી. 'તું કોણ? બ્રાહ્મણ છે? અહીંયાં કેમ? શું રાજાને પરણાવવા આવ્યો છે?' કાક તિરસ્કારથી હસ્યો.

'તું કેમ આવ્યો? ચાલ્યો જા.' ગૂંગળાતા ક્રોધના આવેશમાં હતા એટલે મહારાજે મહામુશ્કેલીએ શબ્દો કાઢ્યા.

'ફિકર કરશો નહિ., મહારાજ !' કાકે જરાક શાંતિથી કહ્યું. 'હું અહીંયાં જ રહેવાનો છું. આ સતી થશે પછી જઈશ.'

'કાક ! નફટ ! નીમકહરામ ! તું મારી પાછળ આવ્યો? ઊભો રહે.' કહી રાજાએ એકદમ તલવાર કાઢી ધસવા માંડયું.

'સબૂર કરો.' કાકે કહ્યું. 'તમે માલિક હતા ને છો. તમારી સામે મારે શસ્ત્રનો ઉપયોગ નથી કરવો, પણ જો તમારી એમ દાનત હોય કે દેવડીબાને પરણવું—'

'મારી નજરમાં આવે તે કરીશ.'

'હું તમને તેમ કરવા દેવાનો નથી.'

'તું–તું કોણ ! મારો દાસ—'

'હા. પણ અત્યારે મારું માનો. મારું લોહી ઊકળેલું છે. હું કૈં ને કૈં–' પણ તે વધારે બોલે તે પહેલાં તો મહારાજા તેના પર છલંગ મારી કૂદ્યા. કાક સાવધાન હતો. રાજાની તલવાર તેની તલવાર સાથે જોરથી અથડાઈ ને તેમાંથી તણખા ખર્યા. બંનેએ તલવાર પાછી લઈ લીધી ને રાજાએ કાકને ઘાયલ કરવા ફરી તલવાર ઉગામી.

'જયસિંહદેવ !' ગર્જના જેવાં ગંભીર સ્વરે કાકે કહ્યું. 'તમારે મરવું છે?'

જવાબમાં રાજાએ એક ફટકો લગાવ્યો. કાકે એક બાજુ પર કૂદી ફટકો ચૂકવ્યો અને રાજા પાછા તૈયાર થાય તે પહેલાં તો તેની પાસે જઈ ચઢયો.

મહારાજા તલવાર પાછી ખેંચી ઉગામવા માટે જેવો તેને ઝોક આપવા ગયા એટલામાં કાકે એકદમ પાસે આવીને તેનું કાંડું પકડીને આમળ્યું. કાકે મહારાજાનું કાંડું એટલી ઝડપથી પકડયું ને એવા જોરથી આમળ્યું કે મહારાજને ભાન આવે તે પહેલાં તો તેને તેનો હાથ કોણીમાંથી તૂટતો લાગ્યો.

'તલવાર છોડી દો, છોડો–છોડો.' તેણે કાંડાને આમળ આપતાં કહ્યું. 'નહિ તો હમણાં આ હાથ ભાગી જશે.'

રાજાએ કાકના મોં સામે જોયું. તેની આંખો ઊંડી જતી રહી હતી. ને તેનાં ફિરણો જાણે દઝાડતાં હોય એમ તેને લાગતું હતું. તેણે જોયું કે કાક અત્યારે જરા પણ માન કે દયા રાખે એમ નહોતો. રાજાએ દાંત કચકચાવી તલવાર પડતી મૂકી. કાકે તેના પર પોતાનો પગ મૂકયો ને મહારાજનો હાથ જતો કર્યો.

'જયસિંહદેવ ! હવે દૂર જઈ બેસો. હું દેવડીને લઈ જાઉં છું.'

'તું—!' ક્રોધથી ડોકું ધુણાવી મહારાજે કહ્યું. 'હું જોઉં છું.'

'જુઓ ત્યારે.' કહી કાકે દેવડી તરફ એક ડગલું ભર્યું. દેવડી ઊભા થવા જરાક ટટ્ટાર થઈ. મહારાજાએ એક છલંગ મારી કાકને કેડમાંથી પકડયો. તલવાર ગયા પછી આમ શારીરિક યુદ્ધ મહારાજા આરંભશે એમ કાકે ધાર્યું નહોતું. તે એકદમ પાછો હટયો–પાછો હટતાં આડો પડયો. કાકને ક્રોધ ચટયો. તેણે તલવાર ફેંકી દીધી ને પાછળ વળગેલા મહારાજને ઊંધે હાથે પકડયા. થોડીક પળ બે જણાના સામસામી જોરથી બંને અડગ ઊભા. મહારાજાએ દબાણ કર્યું. કાક નીચો વળ્યો. હમણાં બોચબેગો થતો હોય એવો તે દેખાયો ને એકદમ અનહદ જોરથી પાછલે હાથે મહારાજને તેણે પકડી વાંકા વાળ્યા.

મહારાજાએ એકદમ વણીએર જેવી ચીસ પાડી. પણ ચીસ પાડતાં તેનું ધ્યાન જરાક વ્યગ્ર થયું; એટલે કાકે તેને વાંકા વળી, પોતાના શરીર પરથી છૂટા કરી, એક ખૂણામાં ફેંકયા. રાજા સશબ્દ બાંયે પટકાયા, પણ માનભંગ થઈ જેમતેમ ઊઠવામાં રોકાયા.

કાકે રાજાની ચાસ સાંભળી હતી એટલે બારણા તરફ નજર કરી તે ઊભો રહ્યો. એકદમ એક કાળું સ્વરૂપ કોણ જાણે ક્યાંથી ખંડમાં કૂદીને આવ્યું.

'બાબરા ! આને પકડ.' રાજાએ હુકમ કર્યો.

બાબરો કાક પર તરાપ મારવા ફર્યો ને કાકે કહ્યું: 'ખબરદાર બાબરા, જો મને છેડ્યો છે ! એક વખત તો જીવતો જવા દીધો પણ ફરી નહિ જવા દઉં.'

બાબરાએ ભવાંના મોટા વાળ ઊંચા કરી નજર નાખી ને તેના વિજેતા કાકને ઓળખ્યો. તેનું ડગલું હતું ત્યાં ઠરી ગયું. તેની આંખ બીકથી સફેદ થઈ ગઈ. તેનું કાળું મોઢું પણ ફિક્કું થતું દેખાયું.

'પકડ એને'–જયસિંહદેવે હુકમ કર્યો. જવાબમાં બીધેલું કૂતરું ઘૂરકે તેમ બાબરો ઘૂરક્યો ને પાછો હઠ્યો. નીચલો હોઠ લબડતો રાખી તે કાકને એકી ટસે જોઈ રહ્યો. રાજા આ ફેરફાર જોઈ ગભરાઈ ગયા.

કાક ખડખડ હસ્યો. 'કેમ મહારાજ ! જોર આવી રહ્યું ? હજુ કોઈને બોલાવો છો ? ચાલો. પેલે ખૂણે બેસી રહો.'

રાજાએ તોરમાં જવાબ નહિ આપ્યો ને બાબરા તરફ તિરસ્કારથી જોયું. 'તારું મોત આવ્યું છે !'

'બાપુ ! પારકી આશ સદા નિરાશ.' કાકે કહ્યું.

રાજાએ તેના તરફ જોયા વિના બારણા તરફ જવા માંડ્યું. કાક બારણા વચ્ચે જઈ ઊભો.

'બાપુ ! આ બધો મિજાજ હમણાં જવા દો. બહારનું બારણું મેં બંધ કર્યું છે, ને વિજયધવલ ગઢવાને ઘાયલ કરી મેં એક ઓરડીમાં પૂર્યો છે. ડાહ્યા હો તો છાનામાના એક ખૂણે બેસી જાઓ.'

મહારાજા મૂગે મોઢે બારણા વચ્ચે ઊભા રહ્યા.

'ચાલો બેસી જાઓ.'

જયસિંહદેવે જોયું કે તે વધારે ગડબડ કરવા જશે તો કાક તેને જોરજુલમથી બેસાડશે. તે મૂગા મૂગા દૂર જઈ ઊભા. બાબરો આઘું પાછું જોતો ચાલ્યો ગયો.

'એ છોકરા ! અહીંયાં આવ.'

'કેમ, શું છે ?' ભાવ એક દૂર ખૂણામાં ઊભો હતો તે આગળ આવ્યો.

'આમ આવ.' કાકે બૂમ મારી હુકમ કર્યો. ભાવ પાસે આવ્યો.

'રાજગઢમાં ભોંયરું ક્યાં છે ?'

ભાવે જવાબ ન વાળ્યો.

'કેમ સાંભળે છે કે નહિ ?' કાકે પૂછ્યું.

'અંદરના બીજા ઓરડામાંથી જવાય છે.'

'તને રસ્તાની ખબર છે ?'

'હા.'

'ચાલ, રસ્તો બતાવ.' ભાવે મહારાજા તરફ જોયું.

'સાંભળ્યું કે ?' ભાવનો કાન પકડી કાકે કહ્યું.

'હા.' કાન ચોળતાં ચોળતાં ભાવે કહ્યું.

'ચાલ ત્યારે.' કાક મહારાજા પાસે ગયો. 'અન્નદાતા, આગળ ચાલો.'

'ક્યાં ?' તોરમાં રાજાએ પૂછ્યું.

'હું કહું છું ત્યાં. પેલા ભોંયરામાં.' મહારાજાએ ચકિત થઈ કાકની સામે જોયું. તેનું મોઢું ભયંકર નિશ્ચયમાં બીડાઈ રહ્યું હતું. 'ચાલો.'

'કેમ ?' રાજાએ ચારે તરફ પોતાની નિરાધારીના લક્ષણો જોતાં પૂછ્યું.

'પ્રધાન ને રાણી વિના એકલો રાજા શોભે નહિ. થોડા વખત

છૂટા પડયા તેમાં તો જુઓને આપે શું શું કરી નાખ્યું ? હવે આપ એ ભોંયરામાં બેએક દહાડા મોજ કરો. હું મુંજાલમહેતા અને લીલાબાને સંદેશા મોકલતો આવ્યો છું. બેએક દહાડામાં રા'નું માથું લઈ રાણકબાને ચિતાએ ચઢાવવા આવી પહોંચશે. પછી આપ ચાહો તે કરો. હમણાં તો હું કહું છું એમ કરવાનું છે. આવો પધારો.'

મહારાજાએ કાકની સામું જીદે ભરાઈ જોયું. સામે થવાનો વિચાર આવ્યો. તેણે તરત જોયું કે અત્યારે સામા થયે શો ફાયદો ?

'કેમ મહારાજ, પગ નથી ચાલતા કે ? ચલાવું ?' હાથ જરા ઊંચો કરી કાકે કહ્યું.

મહારાજાએ તિરસ્કારની એક દૃષ્ટિ કાક પર નાખી હોઠ પર હોઠ ચઢાવ્યા અને દેખાડેલે રસ્તે ધીમેધીમે ચાલવા માંડયું. કાકે બંને તલવાર પોતાની કેડે ખોસી પાછળ ચાલવા માંડયું.

'ચાલ ભૂદેવ ! રસ્તો બતાવ !' કાકે ભાવને કહ્યું. ભાવને આ વિચિત્ર ને દુર્જય યોદ્ધાની બીક પેસી ગઈ હતી. તેણે ધીમેધીમે રસ્તો બતાવવા માંડયો.

'બા ! જરા બેસજો, હું આ આવ્યો.' કાકે રાણકદેવીને કહ્યું.

આગળ ભાવ, પાછળ મહારાજ ને છેલ્લો કાક એમ ત્રણે જણ એક બે ખંડ વટાવી અંદરના ભાગમાં ગયા. ત્યાં એક અડધા અંધારા ખંડમાં તેઓ આવી પહોંચ્યા.

'મહારાજ ! આ રહ્યું ભોંયરું.' ભાવે કહ્યું.

'પથ્થર ઉપાડ.' કાકે કહ્યું.

'મારા એકલાથી કેમ ઊપડે !'

'અન્નદાતા ! જરાક નીચા વળો; આબરુ નહિ જાય.'

જયસિંહદેવે અદબ વાળીને ડોકું ધુણાવ્યું.

'હજુ તમને તમારી સ્થિતિનું ભાન નથી, કેમ ?' કાકે કઠોર

અવાજે પૂછયું. 'હું નીચો વળું એટલે તમારે કૈં તોફાન કરવું હશે કેમ? ચાલો.' કહી કાકે મહારાજનું બાવડું પકડયું. આંખમાં દ્વેષ, ને ક્રોધની જ્વાલાઓ હતી છતાં જયદેવ નીચા વળ્યા ને કાકને પથ્થર ઉપાડવામાં મદદ કરી. પથ્થર ઉપડયો એટલે દાદરબારી દેખાણી.

'ચાલ, દાદરબારી ઉઘાડ.' કાકે ભાવને આજ્ઞા કરી. ભાવે પગથતી દાદર ધકેલીને બારી ઉઘાડી. દાદરબારી ઊઘડી એટલે અંદરથી પવનનો સુસવાટો આવ્યો.

'ચાલો ભોંયરું છે તો સારું. પધારો અન્નદાતા!' કાકે મહારાજાને કહ્યું.

જયસિંહદેવે છેલ્લી વખત કાક તરફ જોયું.

'ખબર છે કે આ માટે તારી શી વલે થશે?' દ્વેષભર્યે અવાજે રાજાએ કહ્યું.

'હું તમને સારી રીતે ઓળખું છું.' કાકે હસે પેરે જવાબ આપ્યો. 'મારી ફિકર કરશો નહિ. ચાલો.'

'તારી ફિકર હવે કરવાની શી રહી છે?' તિરસ્કારથી રાજાએ કહ્યું. 'તારાં બૈરીછોકરાં ભૃગુકચ્છમાં ભૂખે મરે છે, ને તને હું અહીંયાં પૂરો કરીશ.'

'શું?' ડોળા કાઢી કાકે પૂછ્યું.

રાજા બેદરકારીથી ભોંયરામાં જવા ઊતર્યા. કાકનાં ભવાં ભેગાં થઈ ગયાં. તેણે મહારાજાની બોચી પર હાથ મૂકયો.

'બોલો, શું કર્યું?'

'કૈં નહિ.' રાજાએ જવાબ વાળ્યો. કાકે તેમની બોચી પકડી ને હલાવ્યા.

'બોલો, શું કર્યું?'

'શું શું? રેવાપાલે લાટમાં બંડ ઉઠાવ્યું છે. તારાં બૈરીછોકરાં

ગઢમાં ભરાયાં છે, ને ત્યાં ખાવાનું ક્યારનું ખૂટી ગયું છે. અત્યાર પહેલાં તો તેઓ પરવારી ગયાં હશે.'

'કેમ જાણ્યું?' કાકે ગર્જના કરી.

'તારો કોઈ સોમેશ્વર હતો તે કહી ગયો.'

'પછી તમે શું કર્યું?' કાકની આંખો ફાટી ગઈ. એના સ્વસ્થ મગજને અપરિચિત એવું તોફાન એના મનમાં ઊલટ્યું.

'કંઈ જ નહિ. તું જાણે ને તારું લાટ જાણે.'

'કૃતઘ્ની, ઘાતકી, અવિચારી, દંભી, તમે તે બ્રાહ્મણી પેટે ક્યાંથી અવતર્યા?' ને સાપના મુખમાંથી ફૂંફાડા નીકળે તેમ કાકે ફૂંફાડાથી કહ્યું. 'ને યાદ રાખજો કે મારી સ્ત્રી કે છોકરાંને કંઈ થયું તો તમારું નામ કે નિશાન રહેવા દેવાનો નથી.' ભયંકર તોફાનમાં વીજળીના કડાકા સાથે ઘોર ગર્જના થાય ને જેવું વાતાવરણ પ્રસરે તેવું પ્રસરી રહ્યું. મહારાજની આંખમાં ડર પેઠો ને તે ભોંયરામાં ઊતરી પડ્યા. કાકે પાછળ ભાવને ઊતરવા સૂચવ્યું.

'હું?' ભાવે કહ્યું. 'પણ મારે શું?'

'બહાર જઈ તડાકા મારવા છે? ને પછી મહારાજની તહેનાતમાં કોણ? ચાલ ઊતર.'

'પણ હું—ને આ—'

'હું પણ બ્રાહ્મણ છું. બ્રાહ્મણ બ્રાહ્મણનું પાપ નહિ, ચાલ ઊતર.'

'તમે જબરા માણસ છો.' બબડતો ભાવ ભોંયરાનો દાદર ઊતર્યો.

'હું થોડા વખતમાં બધું ખાવા કરવાનું લઈ આવું છું. હું તમને ભૂખે નહિ મારું.' કાકે રાજાને સંદેશો કહ્યો.

કાકે ભોંયરાનાં દાદરબારી દઈ દીધાં ને પથ્થર બરોબર સાચવીને સજ્જડ કરી ઉપર ગજ દીધો. અને રાણકદેવી પાસે ગયો.



# પ્રકરણ એકત્રીસમું

## મહારાજા છૂટયા

કાક ત્યાંથી બહાર નીકળ્યો ત્યારે તેના હૃદયમાં ક્રોધ શમી ચિંત પ્રગટી હતી. જે ઉત્સાહથી તે આવ્યો હતો અને જે ઝનૂન તેને પ્રેર રહ્યું હતું તે અદષ્ટ થયાં, અને નિરાશાનાં શીત તેના હૃદયમાં પ્રસરવા લાગ્યાં.

શું મહારાજે ખરું કહ્યું? શું ભૃગુકચ્છમાં બંડ ઊઠયું? શું મંજરી ગઢમાં પડી ભૂખે મરી ગઈ? એ કેમ થયું? પટ્ટણીલશ્કર શું કપાઈ મર્યું? શું રેવાપાલે વચન નહિ પાળ્યું? શું દેવોનાયક નિમકહલાલ નીકળ્યો? શું ગઢમાંથી દાણોપાણી ચોરાઈ ગયાં? આવા અનેક સમતાવિષમતાના ભયંકર પડઘાથી તેનું મગજ ગભરાઈ રહ્યું. કદી નહિ અનુભવેલી એવી બીક તેના મનમાં વસી.

તેની ક્રોધથી તપતી આંખો નિસ્તેજ થઈ ગઈ. તે ધીમેધીમે બહાર રાણકદેવી પાસે આવ્યો.

'બા!' તેણે ગળું ખંખારી કહ્યું. 'હવે કંઈ ચિંતા નથી.'

'ભાઈ! આ બબ્બે ઉપકાર કયે ભવે વાળીશ?'

'બા! આ જ ભવે વાળવાનો વખત આવ્યો છે.'

ચકિત થઈ રાણકે સામે જોયું. 'કેમ?'

'મારા અન્નદાતાએ મને હમણાં કહ્યું કે ભૃગુકચ્છમાં બંડ ઊઠયું છે ને મારાં બૈરીછોકરાં ગઢમાં ભૂખે મરે છે. બા! સતી! તમારી આશિષ

આપો. મને એ આશિષની બહુ જરૂર છે. મારાં નિરાધાર છોકરાં– મારી–મારી–' કાકના ગળામાં ક્ષોભનું દબાણ થયું–'મંજરી ભૂખે મરતી હશે. હું અહીંયાં–એ ત્યાં.' કાકે કપાળેથી પરસેવો લૂછ્યો. 'ભોળાનાથ ! મને આવા ધણીની સેવા સ્વીકારવાની ક્યાં બુદ્ધિ આપી ?'

'મારા ભા !' રાણકદેવીએ મૃદુ અવાજે આશ્વાસન આપ્યું. 'અંબામા તારાં સારાંવાનાં કરશે. મારી વારે ધાનારને મા કદી દુઃખી કરે નહિ. તું અહીંયાંથી હવે જા.'

'ના, બા !' કાકે માથું ધુણાવી કહ્યું. 'પેલો મારો અન્નદાતા ઝેરી નાગ જેવો છે. મારી પૂંઠ વળે તો કોણ જાણે શુંએ કરે ! એ તો આમ આટલા દહાડા તો બે વધારે; રાણી આવશે એટલે હું તમને તેને સોંપીને પછી જઈશ. બા ! તમે હવે નિરાંતે બેસો. હું બહાર જઈ બધી તજવીજ કરી આવું, ને કંઈ ખાવાપીવાનો બંદોબસ્ત કરું.' કાક ત્યાંથી ઊઠ્યો અને બહાર નીકળ્યો.

પહેલાં બહારની એક ઓરડીમાં ઘાયલ ગઢવી તેણે બાંધીને નાખ્યો હતો તેની ખબર લીધી.

'ગઢવીજી, હવે તમે નિશ્ચિંત રહેજો. એ તો હું શું કરું ? મહારાજના હુકમ પ્રમાણે મારે કરવું પડ્યું. બહુ વાગ્યું તો નથી ને ? હમણાં સારા થઈ જશો. મહારાજ કહે છે કે કોઈને એક અક્ષર ન કહેશો. નહિ તો જીવ પર વાત આવશે.'

ગઢવીએ કપાળ કૂટ્યું. 'મારો તે એવો શો ગુનો–'

'ગઢવીજી ! એ પૂછવામાં સાર નથી. તમારું ઘર ક્યાં છે તે મને કહો તો હું માણસ લઈ આવું. તમે મને નહિ ઓળખ્યો ?'

'ના–'

'મારું નામ ભટરાજ કાક.'

'ભૃગુકચ્છવાળા—'

'હા, હું જાતે જ. જુઓ, ખેંગારની રાણીને સતી થવું છે તેથી મહારાજ અહીંયાં લાવ્યા છે. પણ લોકોને જણાવવું નથી. એક બે દહાડામાં મીનળબા, મુંજાલ મહેતા ને રાણીઓ આવશે એટલે રાણકદેવી સતી થશે. ત્યાં સુધી બધું છૂપું રાખવું છે.'

'વારુ.'

'એટલે તમે ઘેર જાઓ ને મને ચાર પાંચ વિશ્વાસુ માણસ આપો.'

'ભટરાજ ! આટલું જ હતું તો પહેલેથી કહીએ ને ? નકામો મારો પગ શા માટે કાપી નાખ્યો ?' કચવાઈ ને ગઢવીએ કહ્યું.

'હરકત નહિ, કાલે સારો થશે.'

ગઢવીએ કાકને પોતાના ઘરનો પત્તો આપ્યો એટલે તેણે ત્યાં જઈ માણસોને ખબર કરી. માણસો ગઢવીને ડોળીમાં ઘાલી ઘેર લઈ ગયા, અને ગઢવીએ થોડાક માણસો કાકની તહેનાતમાં આપ્યાં.

કાંક પૂજારીને બોલાવી રંધાવ્યું, પોતે ખાધું, ને પછી રાજાને અને ભાવને ખાવાનું આપી આવ્યો. થોડીવાર પછી બે એક ગદેલાં લઈ જઈ તેણે મહારાજને આપ્યાં, અને નિશ્ચિંત જીવે સૂવાની સૂચના કરી.

કાકે બહાર આવી જૂનાગઢ પડ્યું તેની વધામણીનો ઢંઢેરો પિટાવ્યો; અને સાથે સાથે વિજયી જયસિંહદેવ ત્યાં આવવાના હતા એમ કહી તેમને આવકાર દેવા ઉત્સવ કરવાની આજ્ઞા કરી. થોડાક સૈનિકો મહારાજાને આવકાર આપવા સામે પણ મોકલ્યા.

આ બધું કર્યું ખરું, પણ કાકનું સ્વાસ્થ્ય હતું તેવું રહ્યું નહોતું. એના મગજ પર ભાર ઘણો હતો એ એની આંખો કહી આપતી. હમેશાં જે શાંત રહેતો તે અત્યારે દબાએલી લાગણીના જોરથી અસ્પષ્ટ રીતે અશાંત દેખાતો હતો. સાંજે એના હૃદયની વ્યથા વધી

પડી. ગઢ પર ચઢી તે ભૃગુકચ્છની દિશામાં ક્યાં સુધી જોઈ રહ્યો. શાંત સંધ્યામાં આર્ત પ્રિયતમાનું આક્રંદ સંભળાતું હોય એમ તેને લાગ્યું. સમય ને સ્થલનું અંતર વીસરી, તેના દેહને છોડી, મંજરી પાસે જવાને ઉત્સુક એવા તેના હૃદયે પ્રયાણ આરંભ્યું.

પહેલાં અનેકવાર તે મંજરીને છોડી રણે ચઢયો હતો; પણ કોઈ પણ વખત આવી બીક તેને લાગી ન હતી. આ વખતે કેમ લાગી તે તેને સમજાયું નહિ. આવી અપરિચિત બીક જાણે ભયંકર પરિણામની આગાહી આપતી હોય એમ તેને લાગ્યું.

સાંજનો મંદ પવન તેના શરીર પર વાવા માંડયો. તે પવન જાણે મંજરીના હસ્તસ્પર્શની મૃદુતા, તેના મુખની ઉચ્છ્વાસગંધ લઈ આવ્યો હોય, તેના ચુંબનનો સ્પર્શ જાણે ગાઈ પળે જ થયો હોય એવો ભાસ થયો.

અત્યાર સુધી યુદ્ધના ચાલુ વ્યવસાયમાં ને નિરંતર રાજખટ-પટમાં સૂક્ષ્મ ભાવો અનુભવવાનો કે તેનું પૃથક્કરણ કરવાનો તેને વખત ન હતો. પણ અત્યારે આખી જિંદગીમાં સંચય કરી રાખેલા સંસ્કારોએ ભાવપરંપરા પ્રગટાવી. મંજરીનું અત્યારે તેના અંતરમાં શું સ્થાન હતું તેનું તેને અસ્પષ્ટ ભાન થયું. તે જુદા દેહવાળી સ્ત્રી, તેની ભાર્યા કે તેનાં છોકરાંની મા નહોતી; ને તેની પ્રાણની ઈશ્વરી તરીકે નિરાળા સિંહાસન પર પણ બિરાજતી નહોતી; તે તેની પ્રાણ હતી–તેના જીવમાંનો પણ જીવ હતી. એ હતો માત્ર તેને જ આધારે અને જેમ જીવ જવાની તયારી કરે ત્યારે આખો દેહ તેની પાછળ જવા તૈયાર થાય તેમ મંજરીપર દુઃખ પડતાં પોતે તેની પાસે દોડી જવા તૈયાર–પગભર થઈ રહ્યો. તેનું મગજ એક જ ચિંતન કરતુંઃ મંજરીને મળવાનું; તેની રગો એક જ કાર્ય માટે તલસતીઃ મંજરીને જઈ મળવા માટે. ભીમે ફાડેલા જરાસંધનાં અડધીઆં જેમ ભેગાં મળવા આકર્ષાતાં તેમ કાક મંજરી ભેગો થવા અધીરો બન્યો.

તેને ઘણી વખત એમ થયું કે રાણકને હવે અહીંયાં મૂકીને જવામાં કૈં ભય નહોતો. પણ સતીને આમ છોડી જવામાં તેને જોખમ જણાયું. તેની કર્તવ્યપરાયણતા ને તેની મિત્રભક્તિ એ જોખમ તેને ખેડવા દે એમ નહોતી.

બીજે દિવસ પણ એમ જ ગયો. ત્રીજે દિવસે એની અધીરાઈનો પાર રહ્યો નહિ. એણે થાકીને સામે જવાનો નિશ્ચય કર્યો. આખરે ત્રીજે દિવસે સાંજના એક ઘોડેસ્વાર મીનળબા વગેરેના આવ્યાની ખબર લાવ્યો. કાક ઘોડે બેસી સામે લેવા ગયો.

વઢવાણથી પાંચેક કોસ પર મીનળબા, લીલાબા ને મુંજાલમહેતા રસાલા સાથે આવી લાગ્યાં. એ બધાં ઉતારામાં બેઠાં હતાં ને દોડતે ઘોડે કાક આવી પહોંચ્યો.

બધાએ કાકને જોયો ને જરાક ચમક્યાં. તેનું મોઢું દઢતાથી બિડાએલું હતું, તેની આંખો ફાટેલી હતી, અને તેમાં બાવરાટભરી નિસ્તેજ સ્થિરતા હતી.

મુંજાલમહેતા ઊઠીને આગળ આવ્યા. 'કેમ શું છે, કાક !' મહાઅમાત્યે ઉંમર વધતાં વાત્સલ્યભાવ અજબ રીતે કેળવ્યો હતો.

'બધાં સારાં વાનાં છે.' તેણે બોખરે ઘાંટે કહ્યું ને ચારે તરફ જોયું અને બંને રાણીઓને નમસ્કાર કર્યા. મુંજાલે આંખ ફેરવી એટલે અનુચરો દૂર જઈ ઊભા.

'બા–મહેતાજી ! આ વખત મેં પાટણની કીર્તિ સાચવી છે— છેલ્લી વખત.' કાકે શ્વાસ ખાધો.

ત્રણે જણ જિજ્ઞાસાથી જોઈ રહ્યાં. 'શું થયું ?' મીનળદેવીએ પૂછ્યું.

'બા ! હું આવ્યો ત્યારે એ બ્રાહ્મણ પાસે લગ્ન કરાવતા હતા. બારણું તોડી હું અંદર દાખલ થયો. મહારાજને નિઃશસ્ત્ર કર્યા. તેમના બાબરા ભૂતને ડાર્યો ને મહામહેનતે એમને ભોંયરામાં પૂર્યા છે.'

ગામમાં ઢંઢેરો પિટાવ્યો છે. તમે જાઓ એટલે કાલે રાણકદેવી સતી થશે. હું હવે પરવાર્યો. રા'નું શબ લાવ્યાં છો ?'

'હા, ડોકું આણ્યું છે' મુંજાલે કહ્યું. મહારાજ ભોંયરામાં પુરાયા છે એ ખબર સાંભળી લીલાદેવીના મુખ પર અસ્પષ્ટ હાસ્ય આવીને ચાલ્યું ગયું.

'સારું કર્યું બા !' મીનળબા તરફ ફરી કાકે કહ્યું. 'એ સતીનો આશીર્વાદ માગો કે પાટણનું રાજ્ય અમર તપે. એને છંછેડવામાં માલ નથી. ચાલો હવે રજા ?'

'રજા !' મીનળદેવીએ પૂછ્યું.

'ક્યાં જાય છે ?' લીલાદેવીએ અજાયબ થઈ આંખો ફાડી.

'હું !' દાંત પીસી કાકે કહ્યું. 'બા ! તમારા છોકરાની સેવા કરવામાં સાર નથી. મેં તેમને ભોંયરામાં પૂર્યા ત્યારે મને તેમણે ખબર આપી કે મારાં બૈરીછોકરાં ભૃગુકચ્છના ગઢમાં ભૂખે મરે છે. આટલા વર્ષની સેવા માટે આ શિરપાવ. ને તમને કોઈને ભૃગુકચ્છ લશ્કર મોકલવાની પણ ફુરસદ નહિ !' ગુસ્સામાં તે મુંજાલ સામે જોઈ રહ્યો.

'કાક ! ધીરો પડ.' મુંજાલે કહ્યું. 'મેં તારા સોમેશ્વર ને ઉદાના છોકરા વાહડને કયારના લશ્કર લઈ મોકલ્યા છે, ને આપણે હમણાં જઈએ છીએ.' કાક થોડીવાર ઘૂરક્યા કર્યું :

'મહેતાજી ! આ લાટ જીતવાની વાત નથી, પણ ગઢમાં પહોંચવાની વાત છે. લશ્કર લઈ રેવાપાલને હરાવતાં કેટલોક વખત ચાલ્યો જાય. મારે તો જઈ ગઢમાં ખાવાનું લઈ જવું છે. મને તમારી જીત-હારની હવે પરવા નથી. હું મારી સ્ત્રીને બચાવીશ કે મરીશ.'

મુંજાલે જઈ કાકના વાંસા પર હાથ ફેરવ્યો.

'ભાઈ ! આકળો થા નહિ. તારી વાત સાચી છે. ભલે તું જા.

તને માણસ જોઈએ છે? તું બેસ. હવે આમ ને આમ બે ઘડીમાં કે બગડી જવાનું છે?'

કાક નિસાસો નાખી બેઠો.

'મારે માણસનું કામ નથી. બેમાને લાવ્યા છો?'

'ના, એ તો જૂનાગઢ રહ્યો.'

'ઠીક. હું એકલો બસ છું. હું બે સાંઢણી ખંભાતથી લઈ જાઉં છું. મને સોમનાથ પાટણથી જોઈતી મદદ મળે એવું આજ્ઞાપત્ર લખી આપો.

'હા. અને અમે થોડા દહાડામાં આવીએ છીએ.'

કાક કઠોર રીતે હસ્યો.

'બા!' મુંજાલે મીનળબાને કહ્યું; 'જરા અંદર આવો: વાત કહું.' મુંજાલની સાથે મીનળદેવી ઊઠીને અંદર ગયાં. લીલાદેવીએ હેતભરી આંખો કાક પર ઠારી.

'કાક! આમ અકળાય છે શું કામ? ભોળાનાથ બધાં સારાં વાનાં કરશે.'

કાકે મૂગે મોઢે ડોકું ધુણાવ્યું.

'તેં આ બધું મારે માટે કર્યું તેનો કેમ બદલો વાળું?'

કાકે ઊંચું જોયું. 'બા! મને કંઈ સમજાતું નથી. મને કંઈ થાય તો રાંકડાં લાટ સામે જોજો. હવે કોઈ રહ્યું નથી.'

'કાક! એવું અપશુકનિયાળ શું બોલે છે! તને શું થવાનું છે?'

'મને કંઈ સમજાતું નથી.' કાકે ડોકું ધુણાવ્યું. કાકને આમ અસ્થિર, નિરાશ, રાણીએ કદી પણ જોયો નહોતો. તેના હૃદયમાં પણ ન સમજાય એવી બીક પેઠી.

કાકે થોડી વારે માથું ઊંચું કર્યું. 'મહેતાજી! આજ્ઞાપત્ર લખ્યું?'

'આ રહ્યું.' કહી મુંજાલમહેતાએ તે કાકને આપ્યું.

'ભોંયરું અંદરના ખંડમાં–રાણકબા છે ત્યાંથી ત્રીજા ખંડમાં છે. ઉપર પથ્થર છે. રાણકબાને મેં બતાવ્યું છે.'

'વારુ, તું ચિંતા નહિ કર, જા.'

કાક એક અક્ષર બોલ્યો નહિ. બહાર જઇ સાંઢણી પર બેઠો.

મુંજાલમહેતા ને લીલાદેવી જોઈ રહ્યાં ને શાંત કૌમુદીના–કૂર પ્રકાશમાં દૂર ને દૂર જતી કાકની સાંઢણી વિલુપ્ત થઈ ગઈ.



# પ્રકરણ બત્રીસમું

## ભોગાવાને તીરે

મોડી રાતે મીનળબાની સ્વારી વઢવાણ પહોંચી અને વાજતેગાજતે રાજગઢમાં પેઠી.

સાંઢણી પરથી ઊતરી મીનળદેવી તરત જ રાણકદેવી પાસે ગયાં. મીનળબાને રા'ખેંગાર પર ગમે તેટલું વેર હોય અને પોતાના પુત્રને છોડી રા'ને પરણવા માટે રાણક પર ગમે તેટલો દ્વેષ હોય, પણ અત્યારે પડેલા વેરીની વિધવાને યોગ્ય માન આપવા તે તૈયાર થયાં. તે પોતાના પુત્રની સ્ત્રીઘેલછાને સારી રીતે પિછાનતાં હતાં, અને તેને તેની ગેરવર્તણૂક માટે પશ્ચાતાપ થતો હતો.

તે અને રાણી રાણકદેવી પાસે ગયાં અને 'જય અંબે!' ગણગણતી સતીને પગે લાગ્યાં. રાણકની આંખમાં દૈવી તટસ્થતા આવી ગઈ હતી.

'અંબાભવાનીમા તમારું ભલું કરે.' સતીએ દુશ્મનની મા અને સ્ત્રીને આશીર્વાદ આપ્યો. 'મીનળદેવી! મારા રા'ને લાવ્યાં છો?' તેની આંખ સુકાઈ ગઈ હતી.

'હા, માથું આણ્યું છે.'

રાણકે નિસાસો મૂક્યો. 'કાલે સવારે મારે સતી થવું છે.'

'જેવી સતીની આજ્ઞા.'



ચિત્રકાર ] તે થોડી થોડી વારે મારા રા' સિવાય બીજો શબ્દ ઉચ્ચારતી નહિ. પૃષ્ઠ ૫૫૩ [ શ્રી. રાવળ

'મારા રા'ને અહીંયાં મોકલાવો.'

'માના ! લાવ તો.' મીનળદેવીએ અનુચરને આજ્ઞા કરી.

અનુચર શાલમાં વીંટેલું રા'નું માથું લઈ આવ્યો. રાણકના મોઢા પરથી પલવાર ફિક્કાશ જતી રહી. તે એકદમ ઊભી થઈ ને આગળ આવી અનુચર પાસેથી માથું લઈ લીધું.

રાણકે માથું પોતાના હાથમાં–જાણે કપડાંમાં વીંટાએલું નાનકડું બાળક હોય તેમ–રાખ્યું ને ધીમેથી, અનિર્વાચ્ય મૃદુતાથી ઉપરનો છેડો ખસેડયો.

'મારા રા'—' રાણકનો અશ્રુપૂર્ણ અવાજ આવ્યો. પણ તેની આંખમાં આંસુ નહોતાં.

તે થોડીવાર ઘવાએલા રા'ના મુખ તરફ જોઈ રહી; ને ઘણા જ હેતથી લોહીથી ખરડાએલા કપાળ પર આવેલાં જુલ્ફાં ઊંચાં કર્યા.

ધીમેથી તે હસી–મ્લાન વદને. 'મારા રા' ! મારા સોરઠના ધણી ! હું આવી.' કહી તેણે પતિનું મસ્તક છાતી સાથે ચાંપ્યું.

મીનળદેવી ને લીલાદેવીની આંખો ભીની થઈ ગઈ.

રાણકે રા'નું માથું પાટલા પર મૂક્યું. 'મને ઘીનો દીવો કરવો છે.'

'હા હમણાં મોકલાવું' કહી મીનળબા ઊઠયાં, અને બંને પટ્ટણી રાણીઓ ત્યાંથી ચાલી ગઈ.

થોડીવારે બે ઘીના દીવા રા'ના માથા આગળ મૂકી રાણક તેની સામે બેઠી ને તેની સામે એકચિત્તે જોઈ રહી. તેની આંખોમાં કૈં કૈં ભાવ આવ્યા ને ગયા.

તે થોડી થોડી વારે 'મારા રા'' સિવાય બીજો શબ્દ ઉચ્ચારતી નહિ.

રાત ધીમે ધીમે જવા માંડી.

પહો ફાટયો તોપણ રાણક ત્યાંની ત્યાં જ બેસી રહી હતી.

મુંજાલ મહેતા આવ્યા. એક બે વિશ્વાસુ માણસને લઈ બારોબાર અંદરના ખંડમાં ગયા અને ભોંયરું શોધી કાઢી, પોતે ઉઘડાવ્યું ને અંદર ઊતર્યા. એ ગદેલાં પર જયસિંહદેવ, સુક્કા ને નિસ્તેજ થઈ ગએલા પડયા હતા.

'કેમ આવ્યો ?' જયસિંહદેવે નિર્બલ અવાજે પૂછ્યું.

'એ તો હું છું, મહારાજ !' મુંજાલે કહ્યું.

રાજા જેમતેમ કરતા હાથ ટેકવી બેઠા થયા.

'કોણ મહેતાજી ! તમે આવ્યા ? કયાં ગયો પેલો ભામટો ? એને પકડો, નાસી ના જાય.'

'ગભરાઓ નહિ. બધું બરોબર કર્યું છે. ચાલો.'

રાજા મૂગે મોઢે ઊઠયા ને મુંજાલની પાસે આવ્યા. 'તમારી સાથે બ્રાહ્મણ હતો તે કયાં છે ?'

'આ રહ્યો.' ભાવ ખૂણામાંથી આગળ આવ્યો.

'જો છોકરા !' મુંજાલે સખત અવાજે કહ્યું. 'મૂગા રહેતાં આવડે છે ?'

'અરે તેમાં મને કહેવું નહિ પડે.' ભાવે જરાક હસીને કહ્યું.

'મને પછી મળજે.'

'હા જી, જરૂર.' ભાવે કહ્યું.

મુંજાલ મહેતા મહારાજને ઉપર લઈ ગયા. મહારાજના દિલ પર ધૂળ હતી ને તેમના પગ લથડતા હતા.

'મહારાજ ! બારોબાર રણવાસમાં જાઓ ને નાહીધોઇ જમી લો.'

'બીજું કોણ આવ્યું છે ?

'મીનળબા ને લાટીરાણી.'

'બધા ગામને જ તેડતા આવવું હતું ને.' રાજાએ કચવાઈ ને કહ્યું. 'પેલો કાક ક્યાં ગયો ?'

'ક્યાંએ ગયો નથી. તમે હમણાં સ્વસ્થ તો થાઓ.'

'પણ છે ક્યાં ?' રાજા જિદ્દી થયા.

'જયસિંહદેવ !' મુંજાલે જરાક સખતાઈથી કહ્યું. 'અમારા શ્રાવકોનું પાંચમું વ્રત છે. એ કરે તેને પરસ્ત્રીગમન વિરમણ એ પુણ્ય લાગે ને કરાવે તેને પણ પુણ્ય લાગે. તમે હું કહું છું તે તો હમણાં કરો. પછી થઈ રહેશે.'

રાજાને જવાબ દેવાનું મન થયું પણ કે શક્તિ નહોતી એટલે મૂગા રહ્યા. રણવાસમાં લીલાદેવીના શાંત તિરસ્કાર ખમવા જવું તે તેમને જીવલેણ લાગ્યું. પણ બીજો રસ્તો ન હોવાથી તેમણે મુંજાલની સલાહ સ્વીકારી.

*

સવાર પડતાં પહેલાં આખું વઢવાણ ગામ ઘર બહાર નીકળ્યું. પુરુષો ને સ્ત્રીઓ ખેંગારની રાણી સતી થતી હતી તેને પૂજવા કંકુ ને ફૂલ લઈ બહાર પડયાં. રસ્તે લોકોની ઠઠ માતી નહોતી, અને બધાં ભોગાવાને તીરે સ્મશાન તરફ જતાં હતાં.

ડંકા ને શરણાઈના અવાજ ગાજી રહ્યા. ઘોડેસ્વાર અને પાળાની સ્વારી ચાલી. આખા ગામમાં 'જય અંબે ! જય અંબે !' ની ઘોષણા ગાજી રહી.

સૂર્યોદય થતાં રાજગઢમાંથી સ્મશાનીઆઓ નીકળ્યા. ઠાઠડી પર ફૂલોના ઢગમાં ખેંગારનું માથું મૂકયું હતું અને ચારે તરફ જરીનો શણગાર મૂકયો હતો. સ્મશાનીઓમાં દુઃખી દેખાતા મહારાજાધિરાજ જયસિંહદેવ ને મહાઅમાત્ય મુંજાલને લોકો જોઈ રહ્યા.

પાછળ સતી રાણક 'જય અંબે' ઉચ્ચારતી આવી. તેની પાછળ રાજ્યમાતા ને રાણી અને બીજી સ્ત્રીઓ હતી.

સતી જ્યાં જતી ત્યાં હજારો માણસો 'જય અંબે' ઉચ્ચારતાં, કંકુ ઉછાળતાં ને ફૂલ વેરતાં. 'સતી માતાનો જય' એ અવાજે સંભળાતા. રસ્તામાં બે તરફ ઊભેલાં સ્ત્રીપુરુષો સતી પાસે આવતાં, સાષ્ટાંગ દંડવત્ પ્રમાણ કરતાં, ને આશીર્વાદની યાચના કરતાં. વઢવાણનો રાજમાર્ગ સતીના પાદસ્પર્શથી કચરાએલા પુષ્પો વડે સોહાઈ રહ્યો.

બધા સ્મશાનીઆઓ ભોગાવાને તીરે આવ્યાં. સૈનિકો ચારે તરફ ઊભા રહ્યા, વચ્ચે ડાઘુઓ ને સ્ત્રીઓ ઊભી રહી. બધાંની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં.

ચિતા ખડકાઈ ગઈ ને ધીમેથી, નિડરતાથી રાણક તેના પર ચઢી. તેના મુખ પર આનંદ છવાઈ રહ્યો હતો. બ્રાહ્મણે તેને લલાટે કંકુ કર્યું, પાસે શ્રીફળ મૂકયાં ને રા'નું માથું તેને આપ્યું.

'ખમ્મા મારા રા'ને' કહી રાણકે પતિનું માથું લઈ, હેતથી ખોળા પર મૂકયું ને 'જય અંબે, જય અંબે, જય અંબે' તે બોલી.

જયસિંહદેવે આગ મૂકી—ને ડંકા, શરણાઈ ને તૂરીના અવાજે ગગન ભેદાઈ ગયાં. ચારે તરફ ગુલાલ ને કંકુએ વાતાવરણ લાલ કરી મૂકયું.

'જય અંબે! સતી માતાનો જય!' એ ઘોષણા થયા જ કરી.

ચિતાની ચારે પાસે કંકુ ને ગુલાબ ઊછળી રહ્યાં. વૈશ્વાનર લાકડે લાકડે ફૂટ્યો. એક મહાજ્વાલ ભભૂકી ને રાણકના વાળ જળી ઊઠયા.

ચારે તરફ તુમુલ નાદ થયો. ચારે તરફ વાતાવરણ કંકુમય થઈ રહ્યું. એક 'જય અંબે'ની બૂમ—એક ચીસ આ ઘોંઘાટમાં સંભળાઈ ન સંભળાઈ અને સતી રાણક દેહ છોડી રા'ની સાથે જઈ વસી.

અને ભોગાવો આ સતીની ભક્તિની પરમ કસોટી જોઈ રહી.



# પ્રકરણ પહેલું

## ભૃગુકચ્છના ગઢમાં

ભૃગુકચ્છના ગઢમાં ક્રમે ક્રમે દિવસો જતા નહિ. મંજરીનો ઉત્સાહ બધો ભાંગી ગયો હતો. થોડોક વખત તે મહાદેવના મંદિરમાં કે છોકરાંની પાસે ગાળતી, અને બાકીનો બધો વખત કોટ પર, નષ્ટ થએલા રાજાની રાજ્યલક્ષ્મી નિર્જન પ્રસાદોમાં ફરે તેમ, માનધારી છતાં સુંદર, નિસ્તેજ છતાં મોહક, તે ફર્યા કરતી. વારંવાર તે નદીના મુખ તરફ દૃષ્ટિ નાખતી. ઘણી વખત આમ જોતાં તેની આંખમાં અવર્ણનીય ભાવો દેખાતા. આ રાતે જ કાક આવશે એમ એને થતું અને પ્રણયીની અધીરાઈથી તે તેના આવવાની વાટ જોતી હતી.

પ્રણયીની વાટ જોવી તેનાથી વધારે હૃદયભેદક અનુભવ જીવનમાં એક પણ નથી. કે પણ બીજે તેનું ધ્યાન ચોંટતું નહિ. કોઈ નથી આવ્યું એમ ખાતરી છતાં આવેલાને જોવાની તેની ઉત્સુકતા વધી પડતી. હજારો કામ પડતાં મૂકી માત્ર નજર ટેકવી જોઈ રહેવામાં જ તેને જીવનનો સાર જણાતો. રખેને ત્યાંથી ખસતાં આવનાર આવવાનું માંડી વાળે એવી કૈં બીક લાગતી. ત્યાં ઊભા રહીને આદરેલી તપશ્ચર્યાના બળથી આવનાર ખેંચાઈ આવશે એવી પણ કૈં શ્રદ્ધા દેખાતી.

અને છતાં આવનાર આવતો નહોતો. પાંદડું પડે કે કાંકરા ખરે તો તેનો પરિચિત પગરવ તેને સંભળાતો. ક્ષિતિજ પર સૂર્યકિરણ પડતાં પતિની આવતી હોડી દેખાતી: ઊડતું પંખી તેની હોડીનો સઢ

હોય એવી આશા પેદા કરતું. પવનના સુસવાટમાં, દૂરથી આવેલા કોઈ પણ ધ્વનિમાં કાકનો જ અવાજ સંભળાતો. આ અનુભવ થતાં પલવાર હૈયું ધબકી ઊઠતું; ને આશાભરી તે ચારે તરફ જોતી, આશાએ રચેલું મૃગજળ પારખતી અને બીજી પળે અકળાવતી, ગૂંળાવતી નિરાશા ચારે તરફ પ્રસરી તેને ડુબાડી દેતી.

આમ આવતા પ્રણયીની વાટ જોવામાં મંજરીને ચોરાસી લાખ ફેરાનાં દુઃખો સમાઈ ગયાં. એક પલમાં એક યુગના અનુભવો તેણે કર્યા; એક પલની ઊર્મિ કે વેદનામાં જીવનભરની કરુણ કથા આવી ગઈ અને છતાં તે હિંમત હારી નહિ. તેના પતિની શક્તિમાં, હિંમતમાં ઉસ્તાદીમાં તેને વિશ્વાસ હતો. તેના નસીબમાં તેને શ્રદ્ધા હતી. તે આવ્યા વિના રહેવાનો નથી એમ તેને ખાતરી હતી.

જ્યારે છોકરાંઓ અધીરાઈ દેખાડતાં ત્યારે તેને હિંમત રાખવી કઠણ થઈ પડતી. મહાશ્વેતા કોઈક વાર દયામણે મોઢે પૂછતીઃ 'બા ! બાપા ક્યારે આવશે ?' ત્યારે તેને જવાબ આપતાં મંજરીની આંખો સજલ થઈ જતી.

પણ આવી નિર્બલતા તે વધારે વખત આવવા દેતી નહિ. આ નિર્બલતાથી પોતાના પતિનું ગૌરવ ખંડિત થતું એમ તે માનતી અને તેની મહત્તાનો પોતે કીર્તિધ્વજ છે એમ માની તે હિંમત રાખતી. તેનું સુકુમાર શરીર દુબળું થતું હતું. તેનું કોમળ મુખ નિસ્તેજ થતું હતું. તેની મોટી આંખો વધારે ને વધારે મોટી દેખાતી હતી પણ તેનું ગૌરવ હતું તેનાથીએ વધારે અડગ થતું જતું અને રખેને નિર્બલતા વધી પડે તેથી અંતરના ભાવો તે અંતરમાં જ સમાવતી.

શસ્ત્ર વાપરતાં તેને નથી જ આવડવાનું એવી તેને ખાતરી થતી જતી હતી, છતાં તે શીખવાનું તેણે ચાલુ રાખ્યું હતું; તેથી તેનો વખત જતો, રાતે ઊંઘ આવતી, અને પોતે પતિને લાયક થતી જાય છે એવે વિચારે હૃદયમાં કંઈક સંતોષ વળતો.



ચિત્રકાર] 'હું કોની ? મારા દુર્ગપાળની કે જન્મ આપ્યો તે છોકરાંની ?' [શ્રી. રાવળ

પૃષ્ઠ ૫૫૭

આંબડ મહેતા થોડા દહાડામાં નવેઅવતારે આવ્યા હતા. તે ગંભીર થઈ ગયા હતા, અને તેનો મોહ તદ્દન જતો રહ્યો હતો. તેને થયું હતું કે પાટણની કીર્તિ તેની હિંમત પર અવલંબે છે; એટલે તેનાં છોકરવાદ ને અવિચાર અદૃષ્ટ થયાં. પાટણના સત્તાધીશ તરીકે તેને જે ગર્વ હતો તેણે ટેકને વિસ્તારનાં સ્વરૂપ લીધાં હતાં. કાક ને ત્રિભુવનપાલ, પરશુરામ ને મુંજાલ, દેવપ્રસાદ, વિમલ મંત્રી ને પરમ બાણાવાળી ભીમની જ્વલંત કારકિર્દીનાં સ્મરણો તેના ચારિત્ર્યને ઘડી રહ્યાં હતાં. આ બધાની કીર્તિનો વારસ તે પોતે, વારસપદની લાયકાત મેળવવા મથી રહ્યો હતો. તે બધાને ઉત્સાહ આપતો, ગઢની ચારે તરફ નજર રાખતો ને ભૃગુકચ્છમાં શું ચાલે છે તે પર ધ્યાન દેતો. ગંભીર ને સત્તાશીલ તે બાલક મટી વીર થઈ રહ્યો.

મંજરી તરફ પણ એની દૃષ્ટિ બદલાઈ ગઈ. તે મંજરીને ચાહતો–પણ જુદા જ ભાવથી. તેની સગવડ જોવામાં, તેને શીખવવામાં, તેનો ઉત્સાહ કાયમ રાખવામાં, તે સદા મચ્યો રહેતો–પ્રણયઘેલછાથી નહિ પણ ભક્તિથી. તેને મન મંજરી પાર્થિવ નહોતી, દૂર તેના જીવનની અધિષ્ઠાત્રી–કોઈ દેવી; અસ્પર્શ્ય શક્તિ–તે હોય એમ તેના તરફ તે જોઈ રહેતો. તેની દૃષ્ટિમાંથી વિકાર ગયો અને તેની ભક્તિમાંથી વાસના ગઈ. વિશુદ્ધ ઊર્મિઓના અર્ઘ્યથી જ સદા પૂજાવાને યોગ્ય એવી તેની મંજરી તેને મન જોગમાયા હતી. માતાનો નિર્મલ પ્રેમ, બહેનનું નિખાલસ હેત જે મંજરી તેના તરફ રાખતી તે તેને પૂરતાં હતાં. કાકના સ્મરણથી તે હવે કચવાતો નહિ પણ કાક જાણે પોતાનો જ હોય, તેનાં સ્મરણો જાણે પોતાના ગૌરવને વધારતાં હોય તેમ તેને લાગવા માંડ્યું.

મહાશ્વેતા અને વૌસરી બંને છોકરાંના અજ્ઞાન મગજ પર પણ વાદળ છવાયું હતું. બધાં તેમને લડાવતાં પણ તેમને ચેન પડ્યું નહિ. ગંભીર બની રહેલો મણિભદ્ર રાંધતો ને છોકરાં રાખતો. નેરાની સ્ત્રી ગાંગલી ધાંચણ બધું કામ કરતી, દેવો કોટની ચોકી કરતો, અને નેરો કામમાં હોવાનો ડોળ કરતો.

એક દહાડો સવારે દેવો આંબડ મહેતાને કોટ પર બોલાવી લઈ ગયો. નીચે એક સૈનિક દસ બાર બીજા સૈનિકોને ગઢમાંથી ઊતરવાના રસ્તા દેખાડતો હતો. આ જોઈ આંબડને ચિંતા થઈ.

'એ શું ચોકી મૂકે છે?'

'એમ જ લાગે છે.' દેવાએ કહ્યું.

'કેમ રેવાપાલને હમણાં ફુરસદ નથી?'

'જીતી પરવાર્યા હશે.' દેવાએ કચવાઈને કહ્યું. 'બા ક્યાં છે?'

'પૂજા કરવા ગયાં છે. કેમ?'

'અન્નદાતા! દેવાએ ધીમે અવાજે કહ્યું. 'બાને, કીકાભાઈને ને ફોઈબહેનને અહીંયાથી મોકલી દેવાં જોઈએ.'

આમ્રભટ ચકિત થયો. 'કેમ?'

'દસ–અગિયાર દહાડા થયા પણ કૈં ખબર નથી આવી. ભાઈ–' દેવાનો અવાજ તૂટ્યો. 'નહિ આવવાના.' તેણે ડોકું ધુણાવ્યું. 'એ ગયા ત્યારે મારી છાપરી પર ઘુવડ બોલતું હતું.' જાણે બધી બીકને પુષ્ટિ આ અપશુકનથી મળતી હોય તેમ ડોસાએ ઉમેર્યું.

'પણ આપણે અહીંયાં હજુ દાણો પુષ્કળ છે.'

'આઠ દહાડા પણ નહિ ચાલે.'

આંબડે આંખ ફાડી. 'હેં!'

'હા, આજથી અમે એક વખત ખાવાના છીએ.'

થોડીક વાર આંબડ મહેતા ધ્યાનથી જોઈ રહ્યા. સ્થિતિ ગંભીર થતી લાગી.

'ને આ જોયું—' દેવાએ ફરીથી નીચે ઊભેલા માણસોની હિલચાલ તરફ આમ્રભટનું ધ્યાન ખેંચ્યું.

આમ્રભટે મૂગે મોઢે જોયા કર્યું.

'બહાર નીકળવાનો રસ્તો બંધ થઈ જવાનો.'

'ત્યારે ?'

'આ ને છોકરાંઓને ગામમાં જઈ સંતાડી દો. આપણે ગઢ ટકાવી રાખીશું.'

આંબડે થોડો વખત વિચાર કર્યો ને ડોકું ધુણાવ્યું. દેવો કહેતો હતો તે વાત વાજબી લાગી. 'ઠીક. હું બાને કહી જોઈશ.'

તે ગયો. દેવો થોડીવાર જોઈ રહ્યો ને બબડયો: 'નહિ તો મારી ખોપરી પર ઘુવડ બોલે કેમ ?'

આંબડ ત્યાંથી મહાદેવના મંદિર તરફ વળ્યો. આ વખતે હમેશા મંજરી પૂજા કરવા જતી હતી. આંબડે ત્યાંથી જઈ દેવને નમસ્કાર કર્યા ને મંદિરને ઓટલે બેઠો.

મંજરી પૂજા કરીને બહાર આવી. તે પહેલાં શ્વેત હતી, પણ અત્યારે તે ફિક્કી લાગતી હતી. તેના મુખ પર ચિંતા હતી.

'બા !'

'કેમ ભાઈ?' તેના જવાબમાં મૃદુતા હતી.

'આપણું ખાવાનું ખૂટવા માંડયું લાગે છે.' આંબડે કહ્યું.

'મને મણિભદ્રે વાત કરી.' મંજરીએ જવાબ દીધો. 'શું હજી ત્યંથળી ખબર નહિ પહોંચી હોય ?'

'બા ! આ તો અશાંતિના દિવસો છે. ખબર નએ મળી હોય.'

'આજથી એ બધા એક વખત ખાવાના છે.'

'હા. એથી બીજા પંદર દિવસ વાંધો નહિ આવે. પણ પછી શું ?'

'હું પણ એક વખત ખાવા માંડવાની છું.'

'આમ્રભટ ઓટલા પરથી ઊભો થઈ ગયો.

'કે ગાંડાં થઈ ગયાં.'

'કેમ?'

'તમે એકાશણું કરશો તો ગઢ કેમ સચવાશે?' મંજરીની સુકુમાર કાયા કરમાઈ જવાની ધાસ્તી આંબડને થઈ. 'તમારે જોઈનું ધાન છે.'

'પણ બધા એક વખત ને હું બે વખત ખાઉં?'

'ના. તમે, છોકરાં ને હું–બે વખત ખાઈશું. છલ્લે સુધી ગઢ આપણે ટકાવી રાખવો છે. પાંચ દિવસ વાટ જોઈએ. પછી જરૂર પડશે તો જોઈ લઈશું. તમે ભૂખ્યાં કેમ રહી શકશો?'

'બીજાં બૈરાંઓ તો દહાડા ને દહાડા નકોરડા કાઢે છે.'

'એ તો ભૂખે મરી મરીને રીઢાં થઈ ગયાં હોય છે. તમે તો મરી જશો.'

'ઠીક, જોઈશું.' હસીને મંજરીએ કહ્યું. 'પણ એમ કર્યા વિના આખરે છૂટકો નથી.' મંજરીનું હાસ્ય હજુ તેવું જ મોહક હતું.

'બા! એના કરતાં એક કામ કરીએ તો કેમ? તમને ને છોકરાંઓને ગામમાં સંતાડી રાખીએ તો કેમ? અમે ગઢ સાચવીશું.' મંજરીનું હાસ્ય અદૃષ્ટ થઈ ગયું. તેની મોટી આંખો સ્થિર થઈ ગઈ.

'આંબડ મહેતા! આ ગઢ તમારા રાજાનો નથી; મારા દુર્ગપાલનો છે. દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું તો અહીંયાં જ રહેવાની.'

'પણ બહુ વેઠવું પડશે, બા!' આંબડે કરગરીને કહ્યું, 'ને અમે ગઢ સાચવીએ.'

'આંબડ મહેતા!' મંજરીએ ગર્વમાં માથું ઊંચકીને કહ્યું. 'ગઢ છોડવો પડશે તો જીવતાં છોડવાની નથી. દુર્ગપાલ આવે ને હું કોઈ ઠેકાણે સંતાઈ બેસું! ના! એ પણ નક્કી કરી બેઠા હશે કે એ નથી એટલે છલ્લે સુધી હું જ ગઢ સાચવવાની.'

આંબડ મહેતાએ જોયું કે મંજરી માનવાની નથી એટલે તે મૂંગો રહ્યો. આ સ્ત્રીની સરલ દૃઢતાથી તે હંમેશાં મહાત થઈ જતો.

# પ્રકરણ બીજું

## નેરા બોખડાનું છેલ્લું પરાક્રમ

તે જ દહાડે દેવો, મણિભદ્ર અને ગંગલીએ ધાનના ભાગ પાડ્યા અને મંજરી, છોકરાં ને આંબડ મહેતા સિવાય બીજાં બધાંએ એક જ વખત ખાવું એવો નિશ્ચય કર્યો.

આટલા દહાડામાં ખરેખરું દુઃખ નેરા ભટને પડ્યું હતું. સ્વચ્છંદે ફરવું, દહાડામાં ચાર કે છ વખત પેટ ભરી આરોગવું, બપોરે ચાર છ ઘડી આસાયેશ લેવો, અને સેક્યો પાપડ બને ત્યાં સુધી ભાંગવો નહિ એ તેના જીવનના અચલ સિદ્ધાંતો હતા; અને તેણે ધાર્મિક શ્રદ્ધાથી આટલાં વર્ષ ચુસ્ત રીતે પાળ્યા હતા; અને તેથી એક જગ્યામાં ભરાઈ રહેવું અને દેવાની તાબેદારી કરવી, દહાડામાં બે વખત ખાવું અને બપોરે ઊંઘવું નહિ—આવી ભયંકર આપત્તિપરંપરાની અસર તેના પર થવા માંડી હતી. તેની આંખમાં સદાએ દુઃખ દેખાયા કરતું. તેની ત્રણ હડપચીઓ ખાલી થતી કોથળીની તરાહ લટકી પડી હતી. તેની વિશાલ ફુંડ લચી પડવા લાગી અને તેના પાતળા પગ થરથરભમર થઈ ગયા હતા. ઘણો વખત તો તે એક ખૂણે ફસાઈને પડી રહેતો ને કોઈને પણ જતાં જુએ તો મરવા સૂતેલા કૂતરાની દયામણી નજરે જોઈ રહેતો.

આટલા આટલા દુઃખના ડુંગરો પછી એને આંબડ મહેતાનો ધાક નહોતો રહ્યો; મંજરીને માટે માન નહોતું રહ્યું; છોકરાંને માટે

લાગણી નહોતી રહી,—એને બધાં દુશ્મન દેખાતાં. તે બધાં નહોતાં તેને પેટપૂરતું ખાવા આપતાં, નહોતાં તેને જંપીને ઊંઘવા દેતાં; ને નહોતાં તેને ગામમાં નાસી જવા દેતાં. તેમાં એની ધાંચણુથી તો તે તોબા થઈ ગયો હતો. તેની ભયંકર જીભ દેવાના ડંડાથી પણ જબરી હતી; અને ભૂખ ને દુઃખ છતાં જે કૈં જીવ તેમાં રહેતો તે બધો ગંગલી કાઢયા વિના રહેતી નહિ. જ્યારે તે બોલવા માંડતી ત્યારે બિચારા નેરાને પ્રેતલોક પણ આવકારદાયક લાગતો. જેમ બંસાસુરને મન કાલિકા હતી તેમ તેને મન તેની ધર્મપત્ની હતી. તેનાથી તે ત્રાસતો. અને તેના ધાકના સકંજામાં તરફડતાં ફીફલાંની મનોદશાનો અનુભવ કરતો.

તે એક ભીંતની ઓથે પડયો. વસ્લું મોં કરી, પેટમાં લાગેલી ભૂખ હવા ખાઈ સંતોષવાનો નિષ્ફલ પ્રયત્ન કરતો હતો. આ સુખ વધુ પડતું હોય તેમ ત્યાં તેની ધર્મપત્નીએ શાસન બહાર પાડયું કે આજથી એક જ વખત ખાવાનું છે. પહેલાં તો નેરાએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું.

'બહેરો થયો છે ?' ગંગલીએ કહ્યું. 'હવેથી એક જ વખત ખાવાનું છે. ધાન ખૂટયું છે—ધાન.' જેમતેમ કરી નેરો બેઠો થયો. ધાન ખૂટવાનો અકસ્માત કેમ થયો તે તેને સમજાયું નહિ.

'ક–ક–ક–કેમ કરતાં ખ–ખૂટયું ?'

'નસીબ તારું.'

'એક વ–વાર ખ–ખ–ખાવાનું—' નેરાના હોઠ વાંકા થઈ લટકી રહ્યા. આ નવું દુઃખ એટલું મોટું લાગ્યું કે તેની સામે પોકાર કરવાની પણ તેની છાતી રહી નહિ. અત્યાર સુધી બે વખત ખાવાનું મળતું હતું તે તો તેને માત્ર પાણી પી અપવાસ કર્યા બરોબર લાગતું હતું.

'હા. એક વાર—'

'ચ–ચ–ચાલની અહીંયાં–થી જ–જ–જતાં રહીએ.' તેણે ગંગલીને આજીજી કરી. તેની અડધી સૂજેલી આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. ભૂખને દુઃખે તેની જીભ પણ લબડી ઊઠી હતી.

'કે શરમ આવે છે, નફ્ફટ?' ઘાંચણે ડોળા કાઢ્યા. 'આ ને ફીકાભાઈ ને બધાંને છોડીને જતાં રહીએ? જન્મીને જોભર્યાં સિવાય કે બીજું જાણ્યું છે? તને તે પાટણનો ભટ કયા દોશી વાણિયાએ બનાવ્યો? તારી માને પેટે પથ્થર પડ્યો હોત તોએ સારું કે લૂગડાં ધોવા તો ખપ લાગત.' ગંગલીએ પોતાનું માન પ્રદર્શિત કર્યું. 'બોલ, અત્યારે ખાવું છે કે બપોર પછી?'

નેરાએ નિરાશામાં ડોકું નાંખી દીધું. એને મરણ સિવાય બીજો આરો દેખાયો નહિ. 'અત્યારે!' ફીણવાળા મોઢામાંથી શબ્દ નીકળ્યો. ગઈ કાલે રાતે ખાધા પછી બીજી ઘડીથી તેને કકડીને ભૂખ લાગી હતી.

'પછી કાલ બપોર સુધી રહેવાશે કેમ?'

'ર—ર—રહેવાશે!' કહી નેરાએ પથ્થર ફાટે એવો નિસાસો નાખ્યો; પણ તેની સ્ત્રીના હૈયામાં કૈં તડ સરખી પણ પડી હોય એમ દેખાતું નહોતું. તે જઈ ખાવાનું લઈ આવી, અને પત્નીધર્મથી પ્રેરાઈ થોડું પોતાના ભાગમાંથી પણ તેમાં મૂક્યું.

ખાવાનું આવ્યું એટલે નેરો બેઠો થઈ ગયો ને તેના સામે જોઈ રહ્યો. તેની આંખમાં ગાંડપણનું તેજ આવ્યું; તેના મોંમાં પાણી આવ્યું; તેના મોઢા પર લિપ્સાનું કઢંગું હાસ્ય પ્રસરી રહ્યું; તેના ગળામાંથી હર્ષનો ઘરઘરાટ થયો. તે કાલોઘેલો થઈ ગયો.

ગંગલી તેની સામે તિરસ્કારથી જોઈ રહી.

'ચાલો, જોભરો. આ રહ્યું પાણી, હાથ તો ધુઓ.'

પણ તે બોલી રહે તે પહેલાં તો નેરાએ ખાવા માંડ્યું હતું. દોઢ રોટલો, બે કડછી ભાત દાળ, કાંદો ને મીઠું—જોતજોતામાં હતાં નહોતાં થઈ ગયાં. ખાઈ રહી, વધારેની આશાથી નેરાએ ગંગલી સામે જોયું. 'બ—બીજું—'

'બીજું શું, કપાળ તારું! આ તો એક રોટલો તારો હતો, ને અડધો મેં મારો આપ્યો. હવે કૈં નથી.'

'પણ કાલે તો બે હતા.' નેરાએ પોતાનો વાંધો દર્શાવ્યો.

'આજથી એકેકા જ મળશે.' ગંગલીએ ગુસ્સામાં કહ્યું.

'ક–ક–કાલ સુધી ક–કૈં નહિ ?' નેરાએ વિસ્મય પામી પૂછ્યું.

'વધારેમાં જોઈએ તો ડામ.' કહી થાળી લઈ ગંગલી ચાલી ગઇ.

'ક્યાં સુધી નિરાધાર બની નેરાએ જોયા કર્યું; પછી દૂરથી ગિરિગહ્વરમાં જ સંભળાય એવો એક મહાનિઃશ્વાસ નાખી મોઢું ધોયું ને પાણી પીધું.

કેટલાએ દહાડા થયાં તેની ક્ષુધા સંતોષાઈ નહોતી; આજે તો માત્ર તે છંછેડાઈ જ. ને તેના પર એક આખો દિવસ નિરાહાર રહેવાની વિપત્તિ ! શા માટે આ મૂર્ખ લોકો અહીંયાં પડી રહેતાં હશે ? શા સારુ એને અહીંયાંથી જવા નહિ દેતા હોય ? તે એટલો થાકી ગયો હતો કે વધારે વિચાર કર્યા વિના ઝોકાં ખાવા બેઠો.

તેને ઊંઘમાં હલવાઈની દુકાનો, લાડુ–દૂધપાકની ન્યાતો, માલપુઆ ને જલેબીની ગંભારોનાં સ્વપ્નાં પર સ્વપ્નાં જ આવ્યા કર્યાં. હમેશા મોં અગાડી ભર્યુંભાણું દેખાતું ને પાપી ગંગલી તે ખૂંચવી લઈ જતી–અને પોતે તેવો ને તેવો જ ભૂખ્યો રહેતો, પેટમાં જાણે સતત હોળી સળગી રહી હોય એવું કૈં થયા જ કરતું.

તે થોડીવારે જાગ્યો. દુઃખમય સ્વપ્નું જતું રહ્યું કે નહિ તે જોવા તે ઊંચો થયો, અને તેને પરિસ્થિતિનું ભાન આવ્યું. સુખ તો માત્ર સ્વપ્નામાં હતું કે લાડુ ને માલપુઆ જોઈ મોંમાં પાણી આવતાં; જાગતાં તો માત્ર નિર્જન ગઢ ને અનંતકાળ સુધી નિરાહાર, એ જ હતાં. પીડાઓની પરંપરાથી કચરાઈ રહ્યો હોય તેમ તેને ધ્રુસકું આવ્યું. દોઢ રોટલો તેણે બપોર પહેલાં ખાધો હતો કે નહિ તે પણ યાદ રહ્યું નહોતું. તેના પેટમાં તો દિવસો થયાં અન્નનો દાણો પણ ન ગયો હોય એવી દશા હતી.

થોડીવાર તેણે હોઠ ચાટયા ને સૂજેલી આંખે આકાશ સામે જોયા કર્યું. તેના મુખની રેખાપરથી તે નિરાહારી જેવી વેદના સરજાવવા માટે સરજનહાર સામે પોકાર કરી રહ્યો હોય એમ દેખાયું. પેટ કીધું તો પેટભર ખાવાનું કેમ નથી દેતો? થોડીવારે તેણે દેવા નાયકને ત્યાંથી જતો દીઠો એટલે બૂમ મારી : 'ન–ન–નાયક !'

'કેમ ?' દેવાએ આ આળસુ તરફ સખતાઈથી જોતાં પૂછ્યું.

'આજે બ–બીજી વાર ખ–ખ–ખાવાનું નહિ ?'

'ના—' દેવાએ કહ્યું.

જાણે માથા પર ઉજ્વલેણ ફટકો પડયો હોય એમ નેરાએ માથું ભોંય પર નાખી દીધું. આ આળસુ ને ભુખાળા તરફ દેવાને એટલો તિરસ્કાર હતો કે શબ્દ પણ બોલ્યા વિના તે ત્યાંથી ચાલતો થયો. એનું ચાલત તો તે નીચે જઈ રેવાપાલને આ પદૂણી સૈનિક એનાયત કરી આવત.

થોડીવાર નેરો પડી રહ્યો. તેને એમ લાગ્યું કે આ બધાં તેને જાણી જોઈને ભૂખે મારતાં હતાં. તેને તેની સ્ત્રી પર કાળ ચઢયો. 'શં—' કહી તે ગાળ કાઢવા જતો હતો, પણ તેને ઘણી જ નિર્ગતિ લાગી એટલે મૂગો મૂગો પડી રહ્યો.

એનું મોઢું સુકાઈ ગયું, ને એની જીભ તાળવે ચોંટી ગઈ હતી. તે કેમે કર્યો બેઠો થયો ને ઘસડતો કૂવાની પાસે આવ્યો. ત્યાં એક ઘડો અડધો ભરેલો પડેલો હતો તે મોઢે માંડી બધું પાણી પી ગયો.

તેને જરાક ઠીક લાગ્યું. જરાક પગમાં જોર આવ્યું હોય એમ લાગ્યું. તે ઊભો થવા ગયો, પણ આથડિયું ખાધું. મહામહેનતે ઘૂંટણને ટેકો દઈ આખરે તે ઊભો થયો. સૂર્ય આથમવા લાગ્યો હતો. સંધ્યકાળ થવા આવશે એટલે ખાવાની વખત થશે એમ તેને લાગ્યું. પણ એટલામાં તેની સ્ત્રીના શબ્દો યાદ આવ્યા : 'એક જ વખત ખાવાનું !' પણ

એક વખતે ક્યાં ખાધું હતું? તે જેમતેમ કરતાં રસોડા તરફ ગયો. ત્યાં બધે શાંત હતું. રસોડે સાંકળ વાસી મણિભદ્ર ચાલી ગયો હતો. રસોડામાં કૈં પણ હોવું જોઈએ એમ માની તે અંધારાની વાટ જોવા માથે હાથ મૂકી ભીંતે અઢેલી બેસી રહ્યો. રખેને ગંગલી એને જોઈ જાય એવી બાકે તે ખૂણામાં લપાઈને બેઠો.

કેમે કર્યો વખત જતો નહોતો, ને તેના પેટમાં આગ વધતી જતી હતી. તેના માથામાં ચક્કર આવતાં હતાં એટલે તેણે માથે હાથ દીધા, પણ માથું મટયું નહિ. એક બે વખત ખાલી ઊલટી થઈ. તેનો જીવ ચૂંથાવા માંડયો.

અંધારું થયું એટલે તે હિંમત કરી ઊઠયો ને તેણે રસોડાની સાંકળ ઉઘાડી. અંદર અંધારું હતું. ચોરની માફક તે બધે ખાખાં-ખોળાં કરવા લાગ્યો. પણ કૈં જડયું નહિ. મણિભદ્રે કાંટેકસ રાંધ્યું હતું.

તે નિસાસો મૂકી ઓટલે ફસડાઈ પડયો. તેનો જીવ આકુળવ્યાકુળ થતો હતો. તેને અત્યારે કોઈની પરવા રહી નહોતી. માત્ર તેની ભૂખ તેનો જીવ લેવા બેઠી હતી એટલું જ તેને ભાન હતું.

નેરાએ અવતાર ધરીને જોઈએ તેનાથી વધારે ખાધું હતું–કદી ઓછું ખાધું નહોતું. ભૂખ તેને મન માત્ર શબ્દ જ હતો. અત્યારે એ ભૂખનો કેટલો પ્રતાપ છે તેનો ખરો અનુભવ થતાં તેનું ભાન જતું રહ્યું.

કાલ બપોર સુધી કેમ રહેવાશે? એકદમ તેના પેટમાં વીણાંચૂંટાં થયાં, જાણે અનેક બિલાડાં પેટમાં નોર ભરાવતાં હોય એવું કૈંક થવા માંડ્યું. તેણે ઊલટી કરવા પ્રયત્ન કર્યો–પેટે હાથ દીધા–પણ વેદના તો વધતી ગઈ.

તેને એકદમ યાદ આવ્યું. કોઠારની ઓરડી પાસે જ હતી. કોઠારની ઓરડી! કોઠારની ઓરડી! તેના સુકાઈ ગએલા મુખમાં પાણી છૂટયાં; પણ તેને આંબડ મહેતાની, દેવાની, ગંગલીની બીક લાગી. તે બધાં

તેનો પ્રાણ લેશે. તેની નજર કોઠારના બારણા પર જ ઠરી રહી હતી, તે ત્યાંથી કેમે કરી ખસી જ નહિ.

'એક બે ફાકા મારીશ તો કોઈ જાણવાનું નથી.' તેને વિચાર આવ્યો. તે લથડતે પગે ઊઠયો, પડ્યો, પાછો ઊઠયો. ધીમેધીમે ચારે પગે ઓટલા પર ચડયો ને કોઠારના બારણા આગળ આવ્યો. તેણે ચારે તરફ જોયું–બધે અંધકાર હતો, કાન માંડયા–બધે શૂનકાર હતું. તે થોડી વાર પડી રહ્યો; સ્વભાવે શિથિલ અને ભૂખે નિરાધાર થએલી અંતઃકરણની વૃત્તિએ જરાક ડંખ દીધો. ડંખ એટલો ધીમો હતો કે તેની વેદના ભૂખનાં નોરીઆં આગળ જરાયે જણાઈ નહિ.

તે એકદમ ઊઠ્યો ને ભીંતે હાથ ટેકવી ઊભો રહ્યો. કશો અવાજ આવતો નહોતો. મોડી રાત થવા આવી હતી એટલે બીજાં બધાં ભૂખ ને થાકથી નિશ્ચિંત બની ઊંઘતાં હતાં. તેણે ધીમેથી ઓરડીની સાંકળ ઉઘાડી ને તે ચમકીને ઊભો. થોડીવાર સાંભળ્યા કર્યું પણ કૈં અવાજ આવ્યો નહિ. તેણે બારણું ઉઘાડયું ને અંદર પેઠો.

તે શું કરતો હતો તેનું તેને સ્પષ્ટ ભાન નહોતું, પણ તે જે કરતો હતો તેનાથી ભૂખ શમશે એમ ખાતરી હતી.

તે ચારે પગે થઈ અનાજ શોધવા બેઠો. આખરે એક ખૂણે ચાર માટલીઓ હાથ લાગી.

તેના મોમાંથી લાળ પડવા લાગી. તેની અધીરાઈનો પાર રહ્યો નહિ.

એક માટલીમાં તેણે હાથ ઘાલવનો પ્રયત્ન કર્યો, પણ તેનું મોઢું સાંકડું હોવાથી હાથ પેઠો નહિ. અંધારામાં પણ તેની આંખો ચમકવા લાગી. તેણે માટલી લઈ ઊંધી પાડી ને અનાજનો મૂઠો ભર્યો. માટલી-માંથી દાળ નીકળી લાગી એટલે તેણે ભરેલી મૂઠી છોડી દીધી ને તે બીજી માટલીને વળગ્યો. જોયે નજોયે તેણે માટલી ઢાલવી ને ચોખા વેર્યા. તરત ત્રીજી માટલી ઢાલવી ને તેણે દળેલો લોટ વેરી કાઢયો.

અત્યારે તેને ગાંડપણ આવ્યું હતું. અવિચારી વિનાશક વૃત્તિ જ તેને પ્રેરી રહી હતી. તેણે ચોથું માટલું ઠાલવ્યું. તેમાંથી પણ લોટ નીકળ્યો. તેણે અનાજ ને લોટનો ઢગ માર્યો. ક્ષુધાતુર નેરાની કલ્પનાશક્તિને બધા અનાજના ઢગ વાળવામાં કલાકારને સર્જનાત્મક આહ્‌લાદ થાય એવો કંઈક આહ્‌લાદ થયો.

ગાંડાની માફક તે હસ્યો અને આ ઢગમાં હાથ ઘાલી તેને લાડથી વેરી રહ્યો. એટલામાં બહાર કોઈનો પગરવ સંભળાયો. તે ચોંક્યો. તે કાંપી ઉઠ્યો. કોઈ બિલાડી દોડી ગઈ હોય એમ લાગ્યું. વધારે વાર અહીંયાં નહિ થોભવું એવો કંઈક ખ્યાલ આવ્યો.

તેને ભૂખનું અકળામણ વધ્યું. રાંધવું ? કેમ રંધાય ? કાચું ખવાય ? એવા કંઈક પ્રશ્નો મગજમાં ઉદ્‌ભવ્યા. એકદમ તેનું મગજ ફટકી ગયું. જાણે એક કોઈક તાર તૂટી ગયો એમ લાગ્યું. જાનવરી લોલુપતાથી તેણે બે મૂઠા ભરી ત્યાં પડેલા ઢગલામાંથી ખાવા માંડયું. તે ખડખડ હસ્યો—ને ખાધે જ ગયો. કાચો લોટ, ચોખા ને દાળ ઝપાટાબંધ અદૃષ્ટ થવા લાગ્યાં

આખરે તે થાકયો, અને તેના ગળામાં કંઈ ગૂંગળામણ થવા માંડયું. એક વખત ઉધરસ આવવાથી મોંમાંનો લોટ બધો વેરાઈ ગયો. તેણે ખાવા માંડયું. પણ ગભરામણ થઈ ને ગળે કંઈ ઊતર્યું નહિ. તેના પેટમાં વીણુંચૂંટાં થવા લાગ્યાં. ઊડવાની તેને હામ રહી નહિ અને ત્યાં ને ત્યાં તે અનાજ પર પડયો. થોડીવાર થઈ અને કાચા દાણાઓએ પરચો બતાવવા માંડયો. તેના પેટમાં, ગળામાં તેમણે તાંડવનૃત્ય કરવા માંડયું. તેના ડોળા બાવરા થઈ ગયા. તે ઊઠવા જતાં પડયો—પડતાં ઊલટી થઈ. અનેક વર્ષ થયાં મૂગે મોઢે ગુલામગીરી સહેલાં શરીરે આખરે બળવો શરૂ કર્યો. બળવાએ તરત મહાવિપ્લવનું સ્વરૂપ પકડયું.

મણિભદ્ર પાછલે ઓટલે સૂતો હતો તે એકદમ જાગ્યો. કોઠારની

ઓરડીમાં કોઈ માંદું પડ્યું હોય તેવો અવાજ આવતો તેને સંભળાયો. તે ઊઠ્યો, ને દોડતો આવ્યો. કોઠારમાં કોઈ ગભરાઈ મરતું હતું. તેણે કાકડો ચેતાવ્યો ને તે કોઠારમાં ગયો.

અનાજના ને લોટના ઢગને ફેંદતો, જાણે નવો તારો સમુદ્રના તરંગોમાં તરફડતો હોય એમ, અકળાતો, ગભરાતો નેશ તરફડતો હતો...કોઠાર કોડ સરખો થઈ ગયો હતો. બધું અનાજ અભક્ષ્ય થઈ ગયું હતું. મણિભદ્રના હાથમાંથી કાકડો પડી ગયો ને તે દેવાને ઉઠાડવા દોડ્યો.



# પ્રકરણ ત્રીજું

## માતા કે અર્ધાંગના?

મંજરી અસ્વસ્થ ઊંઘમાંથી જાગી. બહાર કોલાહલ થતો હોય એમ લાગતું હતું. તેનું હૈયું ધબકી ઊઠયું. તેણે પણ આજે એક વખત ખાધું હતું એટલે તેનું માથું તો દુઃખતું જ હતું.

તેણે છોકરાંઓ તરફ નજર કરી. મહાશ્વેતા ને વૌસરી ફૂલની કળીના જેવાં એકબીજાને ભેટી સૂતાં હતાં. પલવાર માનું હૈયું હેતથી ઊભરાઈ ગયું.

હિંમતથી ઊઠીને તેણે દીવો સતેજ કર્યો. 'ગંગલી!' તેણે બૂમ પાડી.

ગંગલી એકદમ ચોંકીને ઊઠી. 'કેમ બા?'

'કંઈ ગરબડ સંભળાય છે?'

ગંગલી એકદમ દોડતી ઉપર આવી ને બારીએથી નીચી વળી જોયું. 'કંઈ રસોડા આગળ ગડબડ છે. ઊભાં રહો. હું તપાસ કરી આવું.'

'ના.' મંજરીએ હુકમ કર્યો. 'તું અહીંયાં છોકરાં પાસે બેસ. હું જઈ આવું છું.' કહી ખભે એક લૂગડું નાખી ઉતાવળે પગે તે રસોડા તરફ ગઈ.

ત્યાં મણિભદ્ર ને દેવો તરફડતા નેરાને ઓટલાની નીચે સુવાડતા હતા.

'મણિભદ્ર!'

'અરે બા! તમે ક્યાંથી? પાછાં જાઓ. અહીં આવવા જેવું નથી.'

'કેમ, છે શું ?'

'કૈં નહિ' દેવાએ કહ્યું. 'આ હરામખોર કોઠારમાં પેસી ગયો હતો.'

મંજરીએ તરફડતા નેરા તરફ જોયું. તે અડધો ભાનમાં હતો. કોઠારમાંથી દુર્ગંધ આવતી હતી. મંજરી કૈં સમજી, ઓટલા પર ચઢી, કોઠારમાં જોયું. ત્યાંનો દેખાવ ચીતરી ચડે એવો હતો. મંજરીને સૂગ આવી ને તે એકદમ પાછી હઠી ગઈ. તેને તમ્મર આવવા લાગ્યાં.

'બા અહીંયાં તમારું કામ નથી; તમે જાઓ.' મણિભદ્રે કરગરીને કહ્યું.

'કેટલુંક અનાજ બગડ્યું ?' મંજરીને ધાસ્તી થઈ.

'જે રહે તે ખરું.' મણિભદ્રે ખેદથી કહ્યું. તેના અવાજમાં નિરાશા હતી.

મંજરી સમજી ગઈ ને ત્યાંથી ચાલી ગઈ. તેને લાગ્યું કે વિધિએ છેલ્લો ફટકો માર્યો હતો. તે કૈં વિચાર કરી ન શકી.

પોતાને વાસે જઈ તેણે ગંગલીને મોકલી. 'જો, તારો નેરો ત્યાં તરફડે છે. એ જઈને કોઠાર બગાડી આવ્યો છે.'

'મેર……' ભૃગુકચ્છના ઘાંચીવાડાના શબ્દલાલિત્યનું પ્રદર્શન કરતી ગંગલી દોડીને ગઈ.

હતાશ મંજરી બેસી ગઈ. ખાવાની કસર કરીને પંદર દિવસ સુધી ગઢ ટકાવી રાખવાની તેની યોજના પડી ભાંગી. નેરાએ કરેલો વિનાશ તેણે થોડો જોયો હતો, ને બાકીનો કલ્પી લીધો હતો. પંદર દિવસને બદલે પાંચ દિવસ પણ ટકાશે કે કેમ એ સવાલ હતો. 'દૈવે તે શું ધાર્યું છે?' તેણે પૂછ્યું ને માથે હાથ દીધા. ભૂખ ને નિરાશાથી તેનું માથું ફાટતું હતું. 'નાથ ! વહેલા નહિ વળો ?' તેણે કરગરીને આકાશ તરફ જોઈ પૂછ્યું.

તેણે છોકરાઓ સામે જોયું. કેવાં લાડકવાયાં, રૂપાળાં, છોકરાં !

અત્યારે કેવાં સુંદર સ્વપ્નાં જોતા હશે? તેમનાં નાનકડાં હૈયામાં મા ને બાપમાં શ્રદ્ધા હતી. પ્રતાપી બાપ જરૂર આવી પહોંચશે એવી તેમને તો ખાતરી હતી. અત્યારે એ શ્રદ્ધા ને ખાતરી કેવાં ખોટાં હતાં?

તેનાં નિર્દોષ છોકરાં, તેનો વીર પતિ, તેની ભાવના, તેનો પ્રેમ–અત્યારે બધાંનું આવી બન્યું હતું. છોકરાં ટળવળતાં હતાં, પતિ વખત છે ને કેદમાં સડતો હશે કે યુદ્ધમાં પડયો હશે. તેની ભાવના, તેનો પ્રેમ, તેનાં બધાં સ્વપ્નાં એક સૈનિકે અત્યારે ધૂળમાં મેળવ્યાં હતાં. તેની આંખમાંથી આંસુની ધારા વહેવા માંડી.

શું બધું ખાવાનું ખૂટી જશે? શું તે બધાં ભૂખે મરી જશે? શું તેનો પતિ વારે નહિ જ ધાય? બધાંનો આ અંત? તેણે કપાળ કૂટ્યું, ને કયાં સુધી રહી. મહાશ્વેતાના મુખ પર હાસ્ય છવાઈ રહ્યું હતું. નીચા વળી અદ્ધરથી જ તેણે ચુંબન કર્યું. તે ધ્રૂજી ઊઠી. કૈં અકસ્માત બચાવે તો જ તે બચે, નહિ તો–'નાથ! નાથ! તને જોવા પણ નહિ પામીશ!' તેના હૈયામાંથી હાય ઊઠી.

અત્યારે કસોટીનો ખરો વખત હતો. અત્યારે નમતું કેમ અપાય? જો તે છોકરાંઓ લઈ બેનાં પાસે જાય તો જરૂર પોતે ને છોકરાં બચી જાય. તેનું નાક ગર્વથી ફૂલી ઊઠ્યું. લાડકવાયાં છોકરાં દુશ્મનને ત્યાં બાપડાં બિચારાં થઈ રહે? ને તે–કાકની પત્ની–સંરક્ષણ માટે યાચના કરે? તેની મોટી આંખો ગર્વથી દીપી રહી.

પોતે તો કદી પણ ગઢ નહિ છોડે. તેના હોઠ ગર્વથી બિડાયા. આ ગઢ કાકની દુર્ધર્ષતાનો પ્રતિનિધિ હતો. એ જ્યાં સુધી ઊભો હતો ત્યાં સુધી કાક દુર્જય હતો. પોતે–કાકની દુર્જયતાની ધણી–અત્યારે એનું શરણ છોડી ચાલી જાય? ના. કાકની નિષ્કલંક કીર્તિના અવતાર સમી તે, જીવતાં આ ગઢમાં જ રહેશે.

પણ આ છોકરાંઓને તો અહીંયાંથી લઈ જવાં જ જોઈએ. આંબડ ગઢ છોડીને ભાગ્યે જ જશે. ભૃગુકચ્છમાં દેવો કે મણિભદ્ર છુપાઇ

શકે એમ નહોતાં. તો શું આ બાલકોને ધાંચણને ભરોસે સોંપવાં ? તેનું કાળજું કંપી ઊઠયું. તેનાં લાડકવાયાં છોકરાં આ અસંસ્કારી ધાંચણને શરણે ?

તેણે અનેક વિચારો કર્યા, પણ આ સિવાય બીજો રસ્તો નહોતો. તેનું હૈયું ચીરાઈ જવા લાગ્યું. તેને ધ્રુસકાં પર ધ્રુસકાં આવ્યાં. આ સુકોમલ બાલકોને ત્યાગવાં પડશે ? શું ફરી તેમનાં મીઠાં મનોહર મુખડાં તે નહિ જ જુએ ? જવાબ મળે તે પહેલાં તે રડી પડી.

તે છાની રહી. તે તેના પતિની અર્ધાંગના હતી. તેની કીર્તિને માટે મરવું એ પોતાની ફરજ હતી. પણ આ બાલકોને શા માટે ન બચાવવાં ?

' પતિદેવ ! ભૂલ થતી હોય તો માફ કરજો.' તે રડી. 'માફ માગવા હું ભાગ્યે જ રહેવાની છું.'

છોકરાંને મોકલી આપવાં જ જોઈએ એમ તેણે નિશ્ચય કર્યો. તેણે ક્યાં સુધી તેમની સામે જોયા કર્યું. આટલાં વર્ષો સુધી તેમના મુખમાં ન જોએલી રેખાઓ એકચિત્તે તેણે હૃદયમાં ઉતારી. 'હું કેવી માતા છું ?' આ બાલુડાંને મારા ગર્વને માટે રખડતાં કરું છું. એમનું શું થશે. ?' ફરીથી તેની આંખમાંથી દડદડ આંસુ વહ્યાં. તેને પ્રશ્ન થયો. 'હું કોની ? મારા દુર્ગપાળની કે જન્મ આપ્યો તે છોકરાંની ?' ક્યાં સુધી તે મૂગી બેઠી. જનેતા તમારું રક્ષણ નહિ કરે તો કોણ કરશે ? ના–ના–ના. હું તમારી નથી, એની છું. એ વહાલા, તેથી તમે વહાલાં છો. તમારા વિના ચાલશે, એના વિના નહિ ચાલે...મારા નાથે મને બંને સોંપ્યા–તેની કીર્તિ ને તેનાં છોકરાં. છોકરાં જવા દેવાય ? કીર્તિ ! કીર્તિ !' લોકો આજે યાદ કરશે ને કાલે વીસરશે–છોકરાં પણ આજે છે, કાલે નથી. હાય ! હાય !' તેણે આક્રંદ કર્યું. 'હું મા નથી–ડાકણ છું.'

'હું કમાવિત્ર છું ? મને છોકરાં અદકાં લાગે છે કારણ કે હું

મા છું; મને કીર્તિ પ્યારી લાગે છે કારણ કે હું અર્ધાંગના છું. ઓ–ઓ–ઓ. મા થાઉં કે અર્ધાંગના? રેવામાં!' તેણે ફરીથી રડી દીધું. 'કે તો રસ્તો સુઝાડો.'

'મા–મા–મા. શા માટે મા થવું? મારા બાળપણથી મેં કાલ્પનિક પતિનાં સ્વપ્નાં સેવ્યાં. મારા મનથી હું જન્મી ત્યારથી મારા વીરની અર્ધાંગના છું. મારા વીર–મારો વીર આખરે આવ્યો, મને પ્રાણથી પણ પ્રિય ગણી. મારું જીવતું સફલ થયું. મારાં સ્વપ્નાં સિદ્ધ થયાં. વીર અંગની હું અર્ધાંગના થઈ. હું એની અર્ધાંગના છું–બીજું કશું થવા માગતી નથી. બાલુડાં! વહાલા! તમારી મા પછી–મારા વીરની અર્ધાંગના પહેલાં. હું–મંજરી–કાકની પત્ની–બીજું કૈં જ નહિ.' તેણે આંસુ લૂછ્યાં. 'મારા નાથ! આ ભવે ને ભવોભવ–બીજું કૈં જ નહિ. હા. મારા નાથની વીરાંગના!' તે ઊભી થઈ ગઈ.

પૂર્વ દિશામાં ઉષાનો પ્રકાશ રાજપીપળાના ડુંગરો પર પ્રસરી રહ્યો હતો.



# પ્રકરણ ચોથું

## માનું હૃદય

મંજરી ઊઠી, અને નાહીધોઈને મંદિરમાં જઈ બેઠી. તેના અસ્વસ્થ ચિત્તને સ્વસ્થતાની ઘણી જરૂર હતી.

ક્યાં સુધી તેણે ઉમાપતિની આરાધના કરી, અને સ્તવનથી, પુષ્પથી, આજીજીથી, મહાદેવની સહાય માગી. ધીમે ધીમે તેના અંતરમાં શાંતિ વળવા લાગી. રાતે જે ભય નિઃસીમ લાગતો હતો, તે અત્યારે શાંત મંદિરમાં નજીવો લાગ્યો. જે થાય તે-તેણે તેનું, તેનાં છોકરાનું, ને તેના પતિનું ભાવિ ભોળાનાથના હાથમાં સોંપ્યું.

તે મંદિરની બહાર આવી ત્યારે આંબડ મહેતા તેની વાટ જોતા હતા. તેનો ચહેરો નિસ્તેજ ને આંખ ચિંતાગ્રસ્ત હતી.

'બા ! સાંભળ્યું ?' તેણે ખિન્ન અવાજે પૂછ્યું.

'હા ભાઈ! મેં તો જોયું. હું રાતે ઊઠી જોઈ આવી. આપણાં નસીબ ટૂંકાં લાગે છે.'

'હવે શું કરીએ ?' આંબડે પૂછ્યું.

'કૈં ખાવાનું બચ્યું છે ?'

'મહામહેનતે ગંગલી ને મણિભદ્રે ધોઈ ધોઈને થોડાઘણા દાળ ચોખા જુદા કાઢ્યા છે. તેને સુકવવા નાખ્યા છે.'

'હા. તેને સેકીશું તો ચાલશે.' શૌચની પરમ પૂજારિણીએ હિંમતથી કહ્યું.

'ચાલો જોઈ આવીએ.'

તે બંને જણ ધીમેધીમે ને મ્લાન વદને રસોડામાં ગયાં. ત્યાં આખી રાત મહેનત કરીને ગંગલીએ બધું ધોઈને લીપી નાખ્યું હતું. અને ઓટલા પર થોડાક દાળ ને ચોખા સુકાવા નાખ્યા હતા.

'મણિભદ્ર !' આંબડે કહ્યું. 'આ આટલું જ છે ?'

'હા, બા !' નિસાસો નાખી મણિભદ્ર રસોડામાંથી બહાર આવ્યો.

ગંગલી બહાર છોકરાંને સારુ પાણી ગરમ કરવા ચૂલો સળગાવતી હતી તે આવી. દૂર બેઠેલો દેવો બધાંને ભેગાં મળેલાં જોઈ આવી પહોંચ્યો. બધાંના મોઢા પર નિરાશા હતી. હવે શું થશે તેની ચિંતા બધાંના મોઢા પર, આંખમાં, અવાજમાં, સ્પષ્ટ દેખાતી હતી. જીવસટોસટનો એ પ્રસંગ આવ્યો હતો એમ વગર બોલે બધાં સમજી ગયાં હતાં.

'બધાં એક વાર ખાય તોપણ આ બે દહાડાથી વધારે ચાલે એમ નથી.' મંજરીએ આખરે ગળું ખંખારી કહ્યું.

ભયંકર શાંતિ પ્રસરી રહી. એ શાંતિની ગૂંગળામણ દૂર કરવા મણિભદ્રે થોડી વારે નિસાસો નાખી કહ્યું: 'બહુ થાય તો ત્રણ દિવસ...હર ભોળાનાથ !'

'નેરાને કેમ છે ?' મંજરીએ પૂછ્યું.

'પેલી છાપરીમાં નાખ્યો છે. એનો જીવ ઠેકાણે નથી.' ધાંચણે જવાબ આપ્યો.

'હવે શું કરીશું ?' આંબડ મહેતાએ પ્રશ્ન પૂછ્યો. બધાંના મગજમાં એ જ પ્રશ્ન હતો, પણ કોઈ પૂછી શક્યું નહોતું.

'ભાઈ ! તમે મને ગામમાં જઈ સંતાવાની સલાહ આપી હતી ને ?' મંજરીએ પૂછ્યું.

'હા.' મંજરી જીદ છોડી બચી જાય એવી આશાએ આંબડનું હૃદય હરખાયું. મનુષ્યહૃદય વિચિત્ર છે. તે જ પલે મંજરી જાણે કે ગૌરવભ્રષ્ટ થઈ હોય એમ તેને લાગ્યું. 'તમને—'

'ના.' મંજરીએ વચમાં બોલતાં કહ્યું.

'છોકરાંને આ ગંગલી ગામમાં જઈ સંતાડે તો ?'

'—ને તમે ?' મણિભદ્રે કહ્યું.

'ભાઈ! મારી ચિંતા કરવી નકામી છે.' મંજરીએ ગર્વથી કહ્યું. 'હું તો અહીંયાં જ તારા ભાઈના દુર્ગમાં.' દેવાની આંખે અંધારાં આવ્યાં. નાના છોકરાની માફક તેણે હાથવતી આંસુ લૂછયાં.

'આંબડ મહેતા ! શું ધારો છો ?'

'બા–બા !' આંબડના હૃદયમાં માનના તરંગો ઊછળી રહ્યા. 'તમે માણસ છો કે દેવ, તે મને સમજાતું નથી. નાહક શું કામ જીદ કરો છો ? છોકરાંને વિખૂટાં કરો છો, ને જીવ જોખમમાં નાંખો છો.'

'ભાઈ !' મૃદુતાથી મંજરીએ કહ્યું. 'મેં આખી રાત વિચાર કર્યો છે. ગંગલી અહીંયાં આવા છે તે કોઈ જાણતું નથી, ને ઘાંચી-વાડામાં મારાં છોકરાં શોધવા કોઈ જવાનું નથી, એટલે બધાં નિર્ભય થઈ રહેશે. બાકીનાં આપણે કયાંઈ ઢાંકયાં રહીએ ?' કહી તેણે ગર્વથી પોતાના તેજસ્વી દેહ તરફ નજર નાખી. 'આપણે જઈશું તો ઊલટાં છોકરા પણ પકડાઈ જશે.'

'મારે તો જવું જ નથી; જ્યાં સુધી પાટણની ધજા અહીંયાં ફરકે છે ત્યાં સુધી પાટણનો સત્તાધીશ હું—અહીંયાંથી ખસવાનો નથી.'

'ત્યારે ભાઈ !' મંજરીએ ઊર્મિથી કાંપતા અવાજે કહ્યું. 'તમારે તો પારકાનો ટેક જાળવવો છે. મારે તો મારો પોતાનો જાળવવાનો છે. હું કેમ જાઉં ?'

'પણ ત્યારે થશે શું ?'

'શું થવાનું છે ? થોડે દહાડે આંબડ મહેતા આ કુકકુટધ્વજનું ધ્યાન કરતાં દેહ છોડશે—ને હું, દરિયાથી આવતી હોડી—' મંજરીના ગળામાં અવાજ ગૂંગળાઈ ગયો. તેણે ગળું ખંખાર્યું—'હોડીની વાટ જોતી દેહ છોડીશ.' મંજરીના ફિક્કા મુખ પર દઢતા હતી. દુઃખમાં, ખેદમાં, નિર્બલતામાં પણ તે તેવીને તેવી જ લક્ષ્મી સમી તેજસ્વી હતી.

'બા, જ્યાં તમે ત્યાં હું. હર ભોળાનાથ ! હું તમારા પગની રજ માથે ચઢાવી મરી જઈશ.' મણિભદ્રે ખોખરું હસતાં કહ્યું.

આંબડ મહેતાથી કૈં બોલાયું નહિ. તેની નજર આગળ આખી દુનિયા તરવા લાગી.

'ગંગલી ! તારાથી થશે કે ?'

ગંગલી આ તેજસ્વી સ્ત્રી તરફ જોઈ રહી. તેનું અસંસ્કારી હૃદય માન ને સેવાના ભાવથી ઊભરાઈ રહ્યું.

'બા ! જરા ગભરાશો નહિ. હું કીકાભાઈને અને કીકીબહેનને મારા જીવમાં જીવ છે ત્યાં સુધી સાચવીશ. પણ ગામમાં જઈશું કેમ ?'

'ચોકી વટાવવી સહેલું કામ છે.' દેવાએ કહ્યું.

'ત્યારે કૈં હરકત નહિ; રાતના ગામમાં જવું પણ સહેલ વાત છે.' ગંગલીએ કહ્યું.

'ને એટલામાં દુર્ગપાલ આવી પહોંચે તો તો કૈં નહિ—' અમર આશાને વ્યક્ત કરતાં મંજરીનું મોં મલકાયું. 'ગંગલી ! પણ પેલા નેરાનું શું ?'

'બા. જરાય ફિકર કરશો નહિ' ગંગલીએ હસીને કહ્યું. 'એને કૈં થવાનું નથી, ને થશે તો નાયક બધું બરાબર કરશે.' મંજરી આ સ્ત્રીની સેવાવૃત્તિ ને કઠોર હૃદય-એની તુલના કરી શકી નહિ.

'ચાલો, હું છોકરાંને ઉઠાડું' -કહી મંજરી ત્યાંથી ખસી. મૂગે

મોઢે આંબડ તેની સાથે ચાલ્યો. 'ભાઈ!' થોડી વારે મંજરીએ મ્લાન વદને હસીને કહ્યું. 'ચિંતા શું કામ કરો છો? રેવામાએ જે ધાર્યું હશે તે થશે.'

'આ! પણ તમને કૈં–'

'મને કૈં થવાનું નથી. તમે પાટણ માટે, અને હું મારા પતિ માટે મરતાં સુધી આ ગઢમાં. જાઓ, હવે નાઓધુઓ. આમ નિરાશ શું થાઓ છો?' કહી મંજરી તેના વાસમાં ગઈ.

આંબડ જોઈ રહ્યો. 'શાં રૂપ ને ગુણ!' તેના મુખ પર ભક્તિભાવ છવાઈ રહ્યો. 'ખરેખર રેવામાનો અવતાર છે.' તેણે નર્મદા પર નજર નાખીને ત્યાંથી ચાલવા માંડ્યું.

મંજરી ઉપર ગઈ ને ઊંઘતાં છોકરાં તરફ થોડી વાર જોઈ રહી. તેના અંતરમાંથી વાત્સલ્યની સરિતા પૂર જોસમાં વહી રહી હતી.

તે બે છોકરાં વચ્ચે સૂઈ ગઈ અને ધીમેથી બેનાં માથાં વચ્ચે પોતાનું માથું સેરવ્યું, ને બંને પર એકેકો હાથ મૂક્યો? બંને છોકરાંએ આંખો ઉઘાડી ને માનું માથું જોઈ હસી પડ્યાં. મંજરીએ પડ્યાં પડ્યાં બંનેનાં માથાં બે હાથમાં લઈ છાતી સરસાં ચાંપ્યાં.

'ચાલો સૂઈ શું રહ્યાં છો?' તેણે હસતાં હસતાં કહ્યું. તેનું હાસ્ય પ્રયત્નશીલ હતું, પણ તે છોકરાં પારખી શક્યાં નહિ. તેના આલિંગનમાં માતૃહૃદયની ઊછળતી ઊર્મિઓ હતી.

આજે આ છોકરાંને છેલ્લી વાર ભેટી લેવાનું હતું. આજથી તે તો દયાહીન પરાયાને શરણે જવાનાં; ને માતાની ભાવભીની નજર તેમના પર કદી નહિ પડવાની, અંતરની વેદના અનુભવતી તે બેઠી થઈ ને બંનેને ફરીથી ભેટી.

છોકરાંને દાતણ કરાવી તે તેમને નવરાવવા કૂવા પર લઈ ગઈ. ગંગલીએ ગરમ પાણી કાઢી આપ્યું. ફરી ફરીથી તેણે તેમને જોયાં, ચોળ્યાં, નવાડ્યાં; નાહીધોઈ સ્વચ્છ ને તેજસ્વી થએલાં છોકરાંને તે

સગર્વ જોઈ રહી. ફરીથી તેમને નવડાવવાનો લહાવો પોતાને નહિ મળવાનો એ વિચાર આવતાં તેનું અંતર ચીરાઈ ગયું. છોકરાં ન જુએ એમ માથું નીચું રાખી તેણે પોતાનાં આંસુ લૂછ્યાં ને તેમને ચુંબન કર્યું.

તેમને તે મહાદેવના મંદિરમાં લઈ ગઈ ને સ્તવનો ગવરાવ્યાં.

'મહાશ્વેતા દીકરા !' તેણે છોકરીને કહ્યું. 'તારે ને ફીકાભાઈને આજે ગંગલી જોડે ગામમાં જવાનું છે.'

'ને તમે ?' મહાશ્વેતાએ દયામણું મોં મા તરફ ફેરવ્યું. વૌસરી પૂરું સમજ્યો નહિ પણ આંખો ફાડી જિજ્ઞાસા બતાવી રહ્યો.

'હું અહીંયાં રહેવાની,' મંજરીએ કહ્યું ને ગળામાં ડૂમો આવ્યો હતો તે કેમે કરી દબાવ્યો. 'ને તારા બાપા આવશે ત્યારે આવીશ હોં.'

'બાપા ક્યારે આવશે ?' વૌસરીએ કાલીકાલી બોલીમાં પૂછ્યું. મંજરીએ તેને છાતીએ દાબ્યો.

'ભાઈ, કાલે આવશે.' મંજરીએ તેના માથા પર હાથ ફેરવ્યો.

'ત્યારે અમે કાલે જઈએ તો ?'

'ના બા ! આજે જ જવાનું. તું તો ડાહી છે ને ? એ તો લડાઈની વાત. ગંગલી તને સાચવીને રાખશે.'

'આપણે ઘેર ?' વાસરીએ પૂછ્યું.

'ના, ગંગલીને ઘેર. એનું ઘર એવું સરસ છે ! ચાલો.' મંજરી વધારે વખત સ્વાસ્થ્ય રાખી શકી નહિ. તેણે કેમે કર્યાં આંસુ રોકયાં ને છોકરાંને લઈ પોતાને વાસે આવી. મહાશ્વેતા માધુર્યનો અવતાર હતી. શું બોલવું તે તેને સૂઝયું નહિ, પણ અશ્રુપાતે સૂજેલી માની આંખો જોઈ તેનો નાનકડો જીવ ધવાયો. ચોટલો હોળાવતાં હોળવતાં તેના મગજમાં કૈં કૈં વિચાર થયા.

'બા !' તેણે હિંમતથી ડોકું ઊંચું કરી પૂછ્યું. 'બાપા નહિ આવે તો ?—'

મંજરીનું મોં ફિક્કું થયું. તેણે હોઠ કરડયા. 'નહિ કેમ આવે ?' તેણે હિંમત બતાવી. 'જો બહેન ! તું મોટી છે. ભાઈનું બધું કરજે હોં. ને એને દુઃખ નહિ દેતી.'

'મા ! હું નહિ જાઉં.' વૌસરીએ કહ્યું.

'અરે કેં ગાંડો થયો ? જો, મા કહે તેમ કરવાનું ને ?'

'નહિ, હું નહિ જાઉં.' છોકરાએ કહ્યું.

મંજરીથી નહિ રહેવાયું. તેને ધ્રુસકું આવ્યું.

'મા ! તું કેમ રડે છે ?' વૌસરીએ એકદમ પૂછ્યું.

'જેની ભાઈ ! તું નથી માનતો તેમાં.' મંજરીથી રડી દેવાયું.

'મા ! માનીશ–મા ! માનીશ. હું જઈશ.' વૌસરીએ મંજરીની હડપચી પકડી તેનું ડોકું હલાવ્યું. તે હસતો હતો. એને મન જવાનું એટલે કેં ગમ્મત લાગી–મા રીઝાય ને ગમ્મત મળે એ બે વાત તેને કેં છેક ખોટી લાગી નહિ.

'બહુ ડાહ્યો મારો ભાઈ ! ચાલો આપણે કોટ પર ફરવા જઈએ.'

મંજરી છોકરાંને લઈ ફરવા ગઈ. તેણે છોકરાંને દોડાવ્યાં, ખેલાવ્યાં, હસાવ્યાં. દરેક પળે તેને લાગતું હતું કે આજે માતૃપદનો છેલ્લો દહાડો હતો. છોકરાં થાક્યાં ને તે તેમને ઉતારે લઈ આવી.

મણિભદ્ર મામા છોકરાંને માટે ખાવાનું લઈ આવ્યા તે તેમણે ખાધું; ને ક્રમે કરી તેમને મંજરીએ ઊંઘાડયાં. બંને છોકરાંના જીવ અસ્વસ્થ હતા તેથી તે થોડીથોડી વારે જાગતાં, ને ઊંઘમાં નિસાસા મૂકતાં.

મધ્યાહ્ન થયો એટલે મંજરીએ ખાધું ને થાકી હારી દિલ વાળવા તે સૂતી. આજે આખા ગઢમાં ગમગીની છવાઈ રહી હતી. કોઈ કોઈની સાથે બોલતું નહિ. બધા મંજરીની આંતર્વ્યથા જોઈ શકતાં ને મૌનથી જ તે માટે દિલસોજી બતાવતાં.

છોકરાં છોડી મરવું એ દુઃખ મોટું છે; છોકરાંને નજર આગળ મરતાં જોવાં એ વળી વધારે મોટું દુઃખ છે; પણ સ્વેચ્છાથી છોકરાંને

દૂર કરવાની વ્યથા અકલ્પ્ય છે. જેમ જેમ તેમને દૂર કરવાનો વખત પાસે આવતો ગયો તેમ તેમ મંજરીના હૃદયના તારો ખેંચાઈ, ખેંચાઈ તૂટવાની તૈયારી કરવા લાગ્યા. તેના અંતરમાં એક વ્યથા નહોતી, હજારો હતી. દુ:ખની ઘાણી પલેપલે પ્રાણને કચરી રહી હતી.

છોકરાંને ફરી જોવાં નહિ; તેમનો કિલકિલાટ ફરી સાંભળવો નહિ; તેમના હાસ્યથી ફરી હસવું નહિ એ તો એક વ્યથા. પણ હાથે કરી તેમને નિરાધાર, ઓશિયાળાં કરી સ્નેહહીણા જગતમાં ભટકતાં કરવાં એ બીજી મોટી વ્યથા. એ છોકરાં કોની પાસે રડશે? કોની પાસે જીદ કરશે? કોને ખોળે ચઢી બેસશે? ને એ પોતે છતે છોકરે વાંઝણીથી પણ ભૂંડી દશા પ્રાપ્ત કરી રહેશે? છોકરાં વગર તે કેમ જીવશે?

તેણે ભોંય પર માથું મૂક્યું, લમણાં દાબ્યાં. 'મને બા કહી કાલે કોણ બોલાવશે? ને કાલે તમારું શું થશે?' તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. 'મેં જનેતાએ જન્મ આપ્યો ને આજે આમ ભટકતાં કરું છું; મારા જેવું કોઈ અભાગિયું જન્મ્યું હશે?...કેવા સુંદર છે? આવાં છોકાંની માતા કેવી ભાગ્યશાળી હોય?—' તે બબડી: 'धन्यास्तदन्य रजसा मलिनी भवन्ति ।'

'હા. હું અત્યારે ધન્યા છું, રાતે હતભાગી થઈશ. વહાલાં! કોઈ દહાડો સંભારશો?'

ધીમેધીમે સૂર્ય આથમવા લાગ્યો. મંજરી રડી રડીને થાકી. છોકરાં ઊઠ્યાં. તેમને ફરીથી ખવરાવ્યું, કપડાં પહેરાવ્યાં. તે છોકરાંને લઈ ગઢ પર ચઢી ને પશ્ચિમ દિશા તરફ એકીટશે જોઈ રહી. નદીના આખા પટ પર એક બગલું સરખું પણ હતું નહિ. તેને ત્રાસ છૂટયો.

'બા! શું જુએ છે?'

'તારા બાપા આ વાટે આવવાના છે.' સંભળાય એવે અવાજે મંજરીએ કહ્યું.

'આવ્યા?' વૌસરીએ પૂછ્યું.

Scanned by CamScanner

'ના.'

તે ઘણી વાર નદી સામે જોઈને ઊભાં રહી. છોકરાં સાથે બોલવાની તેની શક્તિ નહોતી. ત્યાંથી જઈને દહેરાને ઓટલે બેઠી.

સાંજ પડી ને આંબડ મહેતા, મણિભદ્ર ને ગંગલી આવ્યાં.

'વખત થયો ?'

'ના, જરા વાર છે. દેવો તૈયાર થવા ગયો છે.'

'બા ! અત્યારે જવાનું છે ?' મહાશ્વેતાએ પૂછ્યું.

'હા બહેન. ગંગલી ! તૈયાર થઈ ?'

'ગંગલી !' આંબડે કહ્યું. 'લે આ કડું. તને ખપ લાગશે ને મારો ભાઈ વાહડ મહેતા છે. ખંભાતમાં તપાસ કરશે તો મળશે. તેને આ પત્ર આપજે. તને તે બહુ ખપ લાગશે.'

'ગંગલીએ મૂંગે મોઢે કડું લીધું ને કેડે બાંધ્યું.'

'બનતી ઉતાવળે પાટણ જઈ ત્રિભુવનપાલ મહારાજનાં રાણી કાશ્મીરાબાને છોકરાં સોંપી આવજે.' મંજરીએ સોંપણ કરી.

'વારુ બા ! તમે જરાએ ફિકર કરશો નહિ. ભોળાનાથ કરશે તો બધું સમે ઊતરી જશે.' ઘાંચણની આંખમાં આંસુ આવ્યાં.

વૌસરીએ બગાસું ખાધું. 'થોડી વાર થાય તો હરકત નહિ, આને ઊંઘાડી આવું.' કહી મંજરી આઘી ખસી ને થોડે દૂર જઈ વૌસરીને પંપાળી ઊંઘાડવા માંડયો.

જાણે પોતે દીકરાના ગળા પર છરી ફેરવતી હોય એવો ખ્યાલ મંજરીને આવ્યો. થોડીવારે વૌસરી ઊંઘી ગયો.

'બહેન મહાશ્વેતા !' મંજરીએ છોકરીને કોટે વળગાડી કહ્યું: 'તું જતી વખત રડતી નહિ. તું તો બહાદુર છે ને ?'

'બા !' મહાશ્વેતાએ રડી દીધું. 'પણ મને તમારા વગર કેમ ગમશે ?'

'અરે હું તારા બાપા આવ્યા કે આમ આવી. જો, તું ડાહી છે. તારા ભાઈને સંભાળજે ને કાશ્મીરાબાને ત્યાં ડાહી થઈને રહેજે. ને તારા બાપા–' મંજરી બોલી શકી નહિ–'જો તારા બાપા આવે તો તેમની સેવા કરજે. મારી વા'લુડી !'

'—ને બા તમે?' ક્રુસકાં ખાતાં અધીરાઈમાં મહાશ્વેતાએ પૂછ્યું.

'હું નહિ આવું...તો...મને...સંભારજે.' મંજરીને ક્રુસકું આવ્યું. તેણે હિંમતથી રડવું ખાળ્યું, ને હોઠ પીસી વૌસરીને તેડી લીધો.

તેની આંખોમાં સ્થિર તેજ આવ્યું. તે ડોકું ઊંચું રાખી દઢતાથી દરવાજા આગળ ગઈ ને ગંગલીને વૌસરી સોંપ્યો. 'ગંગલી ! મારાં લાડમાં ઊછરેલાં ફૂલ સંભાળજે.' મંજરીએ નિસાસો મૂક્યો. બધાંની આંખ સજલ થઈ.

'દેવા !' આંબડે પૂછ્યું; 'રસ્તે વાંધો તો નહિ આવે ને? નહિ તો હું આવું.'

'બાપુ ! જરાય ફિકર કરશો નહિ. ગંગલીને બરોબર પહોંચાડી દઈશ.' કહી તેણે જોરથી નાક નશીકર્યું.

દેવાએ બારી ખોલી ને તે બહાર ગયો, અને વૌસરીને લઈ લીધો. પછી મહાશ્વેતાને બહાર લીધી. તે બહાદુર છોકરીએ એક શબ્દ બોલ્યા વગર માત્ર હાથથી જ માની રજા માગી.

તેના નાના અણુસમજુ અંતરમાં અત્યારે કૈં કૈં થતું હતું. પણ શું, તે સમજાતું નહોતું. માત્ર રડું રડું થયા કરતું હતું.

'દીકરા ! સંભાળજે.' મંજરીએ કહ્યું. દેવાએ બારી દીધી ને આંબડે અંદરથી તાળું વાસ્યું.

મંજરી વધારે વખત ત્યાં ઊભી રહી ન શકી. તે ઝપાટાબંધ એકલી એકલી માંથું ઊંચું રાખી ગઢના કાંગરા પર ચાલી ગઈ.

આવા અપાર શોકમાં તેને આશ્વાસન આપવાની કોઈની હિંમત નહોતી.

# પ્રકરણ પાંચમું

## જેમાં દેવાને નેરાની સોબત સ્વીકારવી પડે છે.

મંજરી કાંગરા પર ચઢી. નદીનો પટ કૌમુદીએ રૂપે રંગ્યો હતો. નિર્મળા આકાશમાંથી શાંત ચંદ્ર માનવપીડાની વિડંબના કરતો જોઈ રહ્યો હતો.

જેમ હિંસકની આંખો જોઈ ભોગ થવાં નિર્માએલું પ્રાણી તેના પરથી નજર ન ખસેડી શકે તેમ મંજરી નદીમાં પડેલા કૌમુદીના પડછાયા પરથી નજર ન ખસેડી શકી. આ કૌમુદી ને તેના પડછાયા તો તેના જૂના મિત્રો હતા. ભૃગુકચ્છ આવ્યા પછી ભાગ્યે જ તેની કોઈ પૂર્ણિમા તેમનો આહ્‌લાદ ચાખ્યા વિના ગઈ હશે. અત્યારે તે આકરા લાગતા છતાં આકર્ષતા.

એક પ્રકારની શૂન્યતા તેના હૃદયમાં વસી હતી. તે વિચાર કરી શકતી નહોતી, અને ઊર્મિ અનુભવી શકતી નહોતી. તે પથ્થરની મૂર્તિની માફક ઊભી રહી. ક્યાં સુધી આમ ઊભી રહી તે તેણે જાણ્યું નહિ. તેની નિસ્તેજ આંખો નદીના કૌમુદીમય પટ પર ફરી રહી.

નેરાએ કરેલા વિનાશમાંથી જે દાળચોખા બચ્યા હતા તેને સેકી વાટી ને રાબડી કરવામાં આવી હતી તે જ માત્ર તેણે બપોરે પીધી હતી. આખો દહાડો તેણે ઉદ્વેગમાં કાઢયો હતો. સાંજના સ્વસ્થતા જાળવવા તેણે જીવ પર જુલમ કર્યો હતો. અત્યારે તેના પેટમાં ને માથામાં શારીરિક નિર્ગતિનાં ચિહ્ન જણાતાં હતાં છતાં તેની દરકાર કરવા જેટલું ભાન તેને નહોતું. દુ:ખે તેને મૂઢ જેવી કરી દીધી હતી.

એક ભૂલું પડેલું પંખી ફડફડ કરતું, કોટને અથડાઈ ઊડી ગયું. તેના ફડફડાટથી મંજરી જડતામાંથી જાગી. તેણે ગભરાઈને ચારે તરફ જોયું; અને ધબકતું હૃદય હાથવતી દબાવ્યું. તેની બધી લાગણીઓ સતેજ થઈ અને ભૂખ, અસ્વસ્થતા, નિરાધારી, વાત્સલ્યડંખ ને પતિ-વિરહની સમગ્ર પીડાઓનું તેને ભાન થયું. કોટ પકડી તે ઊભી રહી. તેના દુઃખનો કોઈ દેખાયો નહિ.

તે ધીમેધીમે, મહાદેવના મંદિરમાં ગઈ, પણ કે ચેન પડયું નહિ. જે દેવે તેની આ આશા કરી તેને વધારે શું કહેવું એવો કૈંક વિચાર આવ્યો.

થોડી વારે તેને શોધતો મણિભદ્ર આવ્યો. 'બા ! રાત ઘણી ગઈ, હવે સૂઈ જાઓ. નહિ તો તબિયેત બગડશે.'

'હા ભાઈ!' તેણે મહામુશ્કેલીએ જવાબ દીધો. 'આંબડ મહેતા સૂઈ ગયા ?'

'ના. એ તો દેવાની વાટ જોતા બેઠા છે. એમનો જીવ ફરે છે.'

'દેવો હજુ નથી આવ્યો ?'

'ના.'

'કેમ શું થયું ?'

'નીચે સખત ચોકી બેઠેલી છે એટલે વાર લાગી હશે. પણ દેવો ઉસ્તાદ છે. ધાર્યું કામ બરોબર કરવાનો.'

'ને પેલા નેરાનું શું ? મેં તેને જોયો જ નથી.'

'બા ! એની ફિકર કરવાની જરૂર નથી.'

'કેમ ?'

'બા ! સખત કોગળિયું થયું છે. ઘડી બે ઘડીનો પરોણો લાગે છે.'

'અરરર !—ને પેલી બિચારી ગંગલી—'

'તે સુખી થઈ. હવે તમે ઉતારે ચાલો ને જરા થાક ખાઓ.'

'ચાલો હું આંબડ મહેતાની ખબર લઉં.' કહી મંજરી હોઠ પીસી ચાલવા ગઈ. એકદમ તેના પેટમાં આંકડી આવી ને તે બેસી ગઈ. મણિભદ્ર મદદ કરવા દોડયો.

'કંઈ નહિ.' હાંફતી હાંફતી મંજરી બોલીને મણિભદ્રને હિંમત આપવા ફિક્કું હસીને બોલી: 'બધાંએ મને ફૂલ જેવી રાખી છે તે એમ જ થાય તો.'

મણિભદ્ર આ સુકુમાર સ્ત્રીની હિંમત પર આફ્રીન થઈ ગયો. થોડીવારે પાછી હોઠ પીસી તે ટટાર થઈ, કોટ ઝાલી ઊભી થઈ અને મણિભદ્રનો હાથ પકડી દરવાજા તરફ ચાલી.

દરવાજા આગળ પેટમાં હાથ દાબી ઉદા મહેતાનો સુકુમાર કુંવર પાટણનું ગૌરવ સાચવી રહ્યો હતો. તે વિચાર કરતો હતો કે જો બાપની સલાહ માની તેના ભાઈની માફક વારતહેવારે તેણે કર્યાં એ કાશણાં હોત તો અત્યારે તેની આવી દશા થાત નહિ. પણ આખી જિંદગી લહેરમાં ગાળી હોવાથી અત્યારે ભૂખનું દુઃખ ધાર્યા કરતાં વધારે સાલતું હતું.

'ભાઈ! કેમ છો?' મંજરીએ કેમે કરી સુકાઈ જતા ગળામાંથી અવાજ કાઢયો.

'ઠીક છે.' પેટ પરથી હાથ લઈ લેતાં આંબડે કહ્યું. 'હવે તમે સૂઈ જાઓ.'

'દેવો પાછો આવે પછી સૂઈ જાઉં.'

'એને તો વાર લાગશે. જરા આડાં તો પડો.' મંજરીએ જોયું કે તેનાથી મર્યાદા સાચવી વધારે વખત અહીંયાં બેસાય એમ નહોતું એટલે તેણે કહ્યું. 'ઠીક. ત્યારે દેવો આવે એટલે મને કહાવજો.'

'વારુ બહેન.'

ચંદ્રમાના પ્રકાશમાં મણિભદ્રના હાથ પર હાથ મૂકી જેમતેમ કરી ચાલી જતી સુકુમાર સુંદરી તરફ આંબડ સ્નેહભીની નજરે જોઈ

રહ્યો. 'શું બિચારીની દશા ! એના પૂરતું પણ પ્રભુ મને જોર આપે તો સારું ?' તે દુઃખી અવસ્થામાં પણ તેને હિંમત આવી. આખા વિશ્વમાં એ અને પોતે અત્યારે નિરાધારીમાં સાથે મળ્યાં છે. આ નિરાધારી ન હોત તો કેમ મળત ?

મંજરી જઈને પડી ને તેને ઝોકો આવ્યો; પણ થોડીવારમાં તે પાછી જાગી. દરવાજા આગળ કોઈ વાત કરતા હોય એવો અવાજ આવ્યો. છોકરાંનું શું થયું ? તે એકદમ ઊઠી. લૂગડું ઓઢ્યું અને નીચે ઊતરી દરવાજા તરફ બનતી ઉતાવળે ગઈ.

દેવો ભોંય પર પડ્યો હતો ને કાકડો ચેતાવી આંબડ તેને જોઈ રહ્યો હતો. મંજરીના પેટમાં ફાળ પડી. તે દોડતી ગઈ.

'શું છે ?'

'કૈં નહિ બા !' દેવો ગળે હાથ દઈ બોલતો હતો. 'કીકાભાઈ ને બ્હેન ને ગંગલી સુખે પહોંચી ગયાં. ચોકી વટાવી. પણ મેં નહોતું કહ્યું ?' તેનાથી શ્વાસ કેમે કર્યો લેવાતો નહોતો, ને તેને મોઢે ફીણ આવતાં હતાં. તેના ગળા આગળ એક તીર વાગેલું હતું. તેની પણછ દેખાતી.

'પણ તને આ શું વાગ્યું ?'

'બા !—હું પાછો આવતો હતો. જરા ઝાડીમાં ખડખડાટ થયો. ને કોઈ ચોકીદારે તીર માર્યું. મેં નહોતું કહ્યું—મારી છાપરી પર ઘૂવડ નહિ તો બોલે નહિ ?' દેવાએ ડોકી ધુણાવતાં કહ્યું. તેનાથી સ્પષ્ટ બોલાતું નહિ, ને જીભના લોચા વળતા.

'દેવા !' આંબડે કહ્યું. 'તીર કાઢું ?'

'ના—બા–પુ, ના.' ડોકી નીચી નાખી દેઈ દેવાએ કહ્યું. 'અંદર પેઠું છે. કાઢશો કે મારું—આવી બન્યું. હમણાં નહિ. ઓ—બા—બા—ભાઈ આવે તો કહેજો—કહેજો કે દેવાએ ભૂલ કરી—કો—હાર ફેંકી દીધો. મારા ભાઈ !–ભાઈ !–' ડોસાના ડોળા ચકર ચકર ફરવા

માંડયા. મંજરી પાસે જઈ તેની પાસે બેઠી ને વાંસે હાથ ફેરવવા માંડયો. થોડીવારે ડોસાની મૂર્છા કૈં ઓછી થઈ. તેણે ડોળા ફાડી મંજરી સામે જોયું.

'બા ! ફીકા...ભાઈ સુખમાં છે. ઊંઘ-તા'તા. કોઈએ જોયાં નથી. બા ! ભાઈ—ઓ ભાઈ—બા ! ' તેણે ગળે હાથ મૂકયો. 'પાણી !' તેના ડોળા પાછા ફરવા લાગ્યા. મણિભદ્ર દોડતો જઈ પાણી લઈ આવ્યો ને આંગળાવતી દેવાના મોઢામાં નાખ્યું. 'બા—ભોળા.. નાથ ભલું કરે. જાઓ...ત...મે જાઓ. તમારાથી નહિ જોવાય. હર—ભોળાનાથ.'

'તું ગભરા નહિ.' મંજરીએ કહ્યું. 'કૈં દવા લાવીએ. '

'બા—બા ! એની દવા...હોય નહિ....જાઓ.' ડોસાએ ચિડાઈને કહ્યું. 'તમે...જાઓ...નહિ જોવાય.'

મંજરી ડોસાને ખુશ કરવા ઊઠી ને તેને મણિભદ્રને સોંપ્યો.

'દેવા ! હું જાઉ છું.'

'જા—ઓ. બા—ઓ—ઓ-ઓ' કહી તેણે ફરીથી પોતાનું ગળું પકડયું.

મંજરી ઝપાટાબંધ ચાલી ગઈ. તેનું મગજ કામ કરતું નહોતું. તેને ચક્કર આવવા લાગ્યાં હતાં.

મંજરી ગઈ એટલે દેવાએ તીર ખેંચી કાઢવાનું કહ્યું. આંબડે તે ધામેથી ખેંચી કાઢ્યું અને ઘામાંથી ધડધડાટ લોહી નીકળ્યું. ડોસાએ મણિભદ્રના હાથ પર માથું નાખી દીધું. તેના ગળામાં થોડીવાર ઘરઘરાટ થયો ને તેના ડોળા ફાટી ગયા. તે શબ થઈ ને પડયો.

'હર હર શંભો' મણિભદ્રે શબ્દ ઉચ્ચાર્યા. 'આંબડભાઈ !' મુડદાને ભોંયપર સુવાડી મણિભદ્ર ઊભો થયો. 'યમરાજ પલકયો છે.'

આંબડ ફિક્કો પડી ગયો હતો. આટલી વિટંબના, આટલું દુઃખ ને આટલાં સંકટ આવી શકે એ તેણે કદી કલ્પ્યું નહોતું. પણ આપત્તિમાં તેનું આત્મબળ કરમાયું નહિ.

'મણિભદ્ર ! જે પાર્શ્વનાથ ભગવાન કરે તે ખરું. આને જઈ અત્યારે જ બાળી આવીએ.'

'ભાઈ, પેલો પણ ઘડીસાહેત હતો.'

'કોણ નેરો ?'

'હા.' બંને જણ મૂગે મોઢે જે છાપરીમાં નેરો પડ્યો હતો ત્યાં ગયા. નેરાને સખત કોગળિયું થયું હતું, ને અત્યારે તેનો શ્વાસ દૂરથી પણ સંભળાતો હતો.

બંને જણ જઈને છાપરીના બારણા આગળ ઊભા, કારણ કે અંદરથી આવતી દુર્ગંધ ખમાય એવી નહોતી. નેરાને એકદંડી શ્વાસ ચાલતો હતો. યમના સાન્નિધ્યમાં બંને જણ પોતાનાં દુઃખો વિસરી ગયાં અને તેમનાં હૃદય ત્રાસથી બેસી ગયાં. એક દિવસમાં પણ એમનો જીવનસ્રોત ઝપાટાબંધ અંત તરફ વહ્યો જતો હતો.

અડધીએક ઘડીમાં નેરાનો શ્વાસ બોલતો બંધ થયો. આંબડ ને મણિભદ્ર બંનેને કમકમાં આવ્યાં.

'ભાઈ !' મણિભદ્રે કહ્યું. 'તમે પેલી તરફ લાકડાં ખડકતા થાઓ એટલે આને ઊંચો કરીને નવરાવું. પછી બંનેને ચિતા પર ચઢાવીએ.'

આંબડ મહેતા મૂગે મોઢે કામ કરવા ગયા. એનો જુસ્સો પણ નરમ પડી ગયો. જિંદગીભર જે નહિ વીત્યું હતું તે એક દહાડામાં એના પર વીત્યું હતું.

મણિભદ્ર કૂવા પર જઈ પાણી લઈ આવ્યો ને ક્રમે કરી નેરાના ગલીચ શબને તેણે સાફ કર્યું. આંબડ મહેતા આવ્યા એટલે બંને જણે તેના શબને ચિતા પર ચઢાવ્યું, અને દેવાના શબને પણ લઈ આવી ચિતા પર મૂક્યું.

મણિભદ્રે થોડાક મંત્ર ભણી ચિતાને આગ લગાડી.

મણિભદ્રને આંબડ મહેતાએ કહ્યું : 'મને ચક્કર આવે છે. હું જાઉં છું. મારાથી ઊભા રહેવાતું નથી.'

'જાઓ ! સૂઇ જાઓ. જરા લાકડાં ચેતે કે હું પણ આવું છું.'

'હું બાના વાસના નીચલા ખંડમાં બેઠો છું. મને બાથી દૂર સૂવાનું ઠીક લાગતું નથી. એમની તબિયેત પણ સારી નથી.' જેમ-તેમ ચાલતાં આંબડે કહ્યું.

'હા, એ બરોબર છે.'

મણિભદ્રનું શરીર મહેનત, વ્રત ને અપવાસ કરી કસાએલું હતું. એટલે નિર્ગતિ સિવાય તેને બીજું કૈં લાગતું નહોતું. પણ અત્યારની મહેનતથી તો તે પણ થાકી ગયો હતો.

થોડીવાર તેણે ચિતા તરફ જોયા કર્યું; અને આગ બરોબર સળગી એમ લાગ્યું એટલે તેણે ચાલવા માંડયું. 'ચાલ જીવ ! હજુ આમ થાકે કૈં પરવડવાનું છે ? હર ભોળાનાથ ! કોણ જાણે ક્યા નક્ષત્રમાં હું ભૃગુકચ્છ આવ્યો. અરે હા ! ત્યારે સામે જતિ મળ્યો હતો. હર-હર-હર-પછી શું જોઈએ ?'

દેવાના નસીબમાં નેરાનો સહવાસ લખાયો હતો તે મિથ્યા થયો નહિ.



# પ્રકરણ છઠ્ઠું

## નાથની આજ્ઞા

મંજરી વાસમાં આવી ત્યારે તેનું હૃદય અસ્વસ્થતાથી પરાકાષ્ટા અનુભવતું હતું. તેણે બધું હિંમતથી વેઠયું હતું; પણ મૃત્યુના કારમા દર્શનથી તેની હામ ભાંગી ગઈ. અત્યારે તેને વેદના કે દુઃખ નહોતાં થતાં, પણ ત્રાસ રોમેરોમ પ્રસરી ગયો હતો. સુખ, શાતા ને સંરક્ષણમાં ઊછરેલી તે સુંદરી આજના બનાવોથી છળી મરવા જેવી થઈ ગઈ હતી. તેને અંગેઅંગે શીત વ્યાપ્યાં હતાં. કયાં જવું? શું કરવું? કોનું શરણ લેવું? વિકરાલ નિરાશાથી ત્રસ્ત થએલી તેને જવાબ શોધવાનું ભાન નહોતું.

તે પોતાને વાસ આવી. મણિભદ્રનું 'હરહર શંભો' સાંભળ્યું, ને તે કાંપી ઊઠી. દેવો મરી ગયા; નેરો મરવા પડયો; કાલે કોનો વારો? મણિભદ્રનો, આંબડનો કે તેનો?

તે પથારી પર પડી ને કાને હાથ દીધા. 'ઓ!' આ જીવલેણ ત્રાસમાં રડવાના પણ તેને હોસ નહિ રહ્યા. તેને સૂવાનું ફાવ્યું નહિ. તે બેઠી થઈ. બારીએ ઊભી રહી. નદી તરફ તે જોવા લાગી.

'મા! મા! તું કેમ સાંભળતી નથી? શું કરે છે? અમારું શું થવા બેઠું છે? મારા દુર્ગપાલ કયાં–હું કયાં–છોકરાં કયાં? દુર્ગપાલ! નાથ! તમે પણ નમેરા થયા? તમે કયાં ગયા?...તમને કૈં થયું?

જયસિંહદેવે હણાવ્યા ?' તેના ધ્રૂજતા હૃદયમાં નવો ધ્રાસ્કો પડયો. 'ના, ના, કોની મગદૂર કે તમારો વાળ વાંકો કરે ?

'પણ હું કયાં જાઉં ? નાથ ! નાથ ! તમે મને કેમ છોડી ગયા ? તમે સાથે હોત તો મરવાનું વહાલું લાગત. તમારા ખોળામાં માથું મૂકીને તો મરત......

'શું કાળ આવી લાગ્યો ? ફરીથી એમને નહિ જોઉં ? મારાં છોકરાં નહિ રમાડું ? એકલી અટૂલી આ નિર્જન ગઢમાં મરીશ ? મારા વહાલમ ! તમને જોયા વિના મારો જીવ કેમ જશે ?'

તે બોલી શકી નહિ. એકદમ તેને ડૂમો ભરાઈ આવ્યો. ધાંટો પાડી તેનાથી રડી દેવાયું. તે બેસી ગઈ ને મોઢું ઢાંકી રડવા લાગી. 'મારા નાથ–મારા–સ્વામી–' સિવાય બીજો શબ્દ તેનાથી ઉચ્ચારાતો નહિ.

તે ઘણીવાર રડી ને ગાંડાની માફક બોલવા લાગી. ધીમે ધીમે રડવાનો આવેગ ઓછો થયો ને તે આક્રંદ કરી બોલવા લાગી: 'નાથ ! નાથ ! આ શું કરો છો ?'

हा नाथ हा महाराज हा स्वामिन्क जहासि माम् ।
हा हतास्मि विनष्टास्मि भीतास्मि निर्जने वने ॥
ननु नाम महाराज धर्मज्ञः सत्यवागसि ।
कथंविधंस्त्वं हि तथा सुप्तामुत्सृज्य मांगत ॥
कथमुत्सृज्य गन्तासि वश्यां भार्यामनुव्रताम् ।
विशेषतो नापकृतः परेणापकृतो ह्यसि—१

તેનો અવાજ તૂટી ગયો ને ધ્રુસકાં ખાતાં તેને મૂર્છા આવી.

---

૧. હે નાથ ! હે મહારાજ ! હે સ્વામી ! તમે મારો ત્યાગ કેમ કરો છો ? હું હણાઈ–હું નાશ પામી–નિર્જન વનમાં હું બીધી. હે મહારાજ ! તમે ધર્મજ્ઞ ને સત્યવક્તા છો. મ. ભારત : વનપર્વ, અધ્યાય ૬૦

આખી રાત નિર્ગત અવસ્થામાં તે પડી રહી. સવારનો મંદમંદ પવન નર્મદાના જલથી શીતલ થઈ વાવા લાગ્યો ત્યારે તે જાગૃત થઈ. જાગી તેવા તે બેઠી થઈ ગઈ.

તેનું ડિલ દુઃખતું હતું. માથું ફાટતું હતું. રગોમાં લોહી તાવથી હોય તેમ ઝપાટાબંધ ફરતું હતું. આગલા દહાડાના બનાવોનો વિચાર આવતાં તેના ફિક્કા હોઠ બિડાયા, ને નિસ્તેજ આંખોમાં તેજ આવ્યું.

'હું રડી, મેં આક્રંદ કીધું. છોકરાં મોકલી આપતાં સામાન્ય સ્ત્રીની માફક મારી છાતી ફાટી ગઈ!' તેણે પોતાના તરફ તિરસ્કારથી જોયું. 'હું દીન બની લાચાર બની ગઈ? મેં તમને દોષ દીધો— મારા નાથને દોષ દીધો. મને શું થયું છે? મારા નાથને મેં અવિચારી, ઘાતકી નળની પંક્તિમાં મૂક્યા? મને આ શું થયું? મેં વૈદર્ભીની માફક નિરાધાર બની આક્રંદ કર્યું?' તેના ભવાં ભેગાં થઈ ગયાં. 'મારી નિર્બળતા—મારી અધોગતિનો પાર રહ્યો નથી. મારાથી આંબડ ને ગરીબ બિચારો મણિભદ્ર સારા. એમણે હજુ આંખમાંથી એક આંસુ પાડયું નથી.

'નાથ! તમે મારામાં કેવો વિશ્વાસ રાખી ગયા? તમે વીર છો ને મને વીરાંગના ધારી. ને હું તો આમ રડવા બેઠી. મારા વીર! ક્ષમા કરો. મને એ ખબર નહોતી કે કવિકુલશિરોમણિની કન્યા ને તમારી પત્ની આમ નિબલ થઈ જશે.

'નાથ! માફ કરો! હવે હું એ નિર્બલતા નહિ દાખવું. મારે સંસાર સાથે શું? મારે જીવન ને મૃત્યુ સાથે શું? તમે ને હું—એક બીજાના—અમર વીરતાના બે તણખા. જ્યા હો ત્યાં દેવ! વિજયી થજો; જીવનમાં ને મૃત્યુમાં—ને હું તમારી દાસી—હું પણ વિજયી જ થઈશ. મને નથી ડર દુશ્મનો કે યમનો—'

તેણે વાળ સમાર્યા. લૂગડું ઠીક કર્યું. નીચે ઊતરવાનું કામ સહેલું નહોતું, કારણ કે તેના પગ ઠરતા નહોતા, પણ ક્રમે કરી તે ઊતરી.

બળજોરીથી ધીમેધીમે પણ દૃઢ ડગલાં ભરતી તે રસોડા તરફ ગઈ. આંબડ ને મણિભદ્ર ત્યાં બેઠા બેઠા વાત કરતા હતા. તે મંજરીને જોઈ ચોંક્યા.

તે એક દિવસ ને રાતમાં સુકાઇ ગઈ હતી. તેની સફેદ ચામડી સંગેમરમરથી પણ સફેદ થઈ ગઈ હતી. માત્ર તેના મોઢા પર તાવની રતાશ જરાક દેખાતી. તેની આંખોની આસપાસ કાળાં વર્તુલ પડી ગયાં હતાં. તેની બાવરી જેવી આંખો અપાર્થિવ તેજથી જ્વલંત હતી. તે સાવચેતીથી, પણ મહામહેનતે ડગલું દેતી. તેજસ્વી, સુંદર ને મદડોલંત મંજરીના ક્ષીણ પડછાયા જેવા તે લાગતી.

'બા, કેમ છો?' આંબડ દોડીને આગળ આવ્યો.

'સારું ભાઈ!' અવાજ સ્થિર કરવાનો પ્રયત્ન તેના ઉચ્ચારણમાં જણાતો હતો.

'બેસો બા!' કહી મણિભદ્રે પાટલો આપ્યો. મંજરી લૂગડું સંકોરી ધીમેથી બેઠી.

'નેરાને કેમ છે?'

'તેનો પણ દેહ પડયો.'

'બંનેને અગ્નિદાહ કર્યો?'

'હા.'

મંજરી કૃત્રિમ હાસ્ય કરી બોલી : 'આપણે આઠ હતાં, તેનાં ત્રણ રહ્યાં છીએ.'

'બા! અમે એક વિચાર કરતા હતા.' આંબડે ખંખારીને કહ્યું.

'શું?'

'બે દહાડામાં ખાવાનું તદ્દન આવી રહેવાનું. થોડા દહાડામાં આપણે ત્રણે પણ આ બેને રસ્તે જવાનાં. પછી તો ગઢ પડવાનો.'

મંજરી જોઈ રહી, પણ કૈં બોલી નહિ.

'તેના કરતાં આપણે અહીંયાંથી નાસી છૂટવાનો કૈં રસ્તો લઈએ તો કેમ?' આંબડે પૂછ્યું.

મંજરી વિસ્મય પામી. તેની મોટી આંખોમાં તિરસ્કાર આવ્યો અને તેના હાથ ધ્રૂજી ઊઠ્યા.

'આંબડ મહેતા! મણિભદ્ર ને તમે બંનેમાંથી જેને જવું હોય તે જાઓ.' તેણે તિરસ્કારથી કહ્યું. 'પણ એટલું યાદ રાખજો કે મણિભદ્રને ભીખ માગી અવતાર પૂરો કરવો છે; પણ તમારું શું? ઉદા મહેતાના દીકરાને આખો અવતાર શરમમાં ડૂબી મરવું પડશે.' મંજરીને બોલતાં શ્વાસ ચઢ્યો તેથી તેણે થોડો થાક ખાધો.

'પણ બા, અહીંયાં રહે કૈં ફાયદો દેખાતો નથી.' આંબડે ડરતાં ડરતાં કહ્યું.

'ફાયદો!' જરાક ખાંસી ખાઈ મંજરીએ બોલવા માંડ્યું. તેના નિર્બલ અવાજમાં પણ અસલી પ્રતાપ ને સંસ્કારનો પ્રતિધ્વનિ સંભળાયો. 'નાસી જશો તો ફાયદો થશે, સ્ત્રી મળશે, બાપનો પૈસો મળશે, ખુશામતીઆઓ મોટા પણ કહેશે. પણ એકલે હાથે ભૃગુકચ્છનો ગઢ ટકાવવાનો યશ નહિ મળે. અને જો દુશ્મનને હાથે પકડાઈ મુઆ તો માની કુખ લાજશે. ને અહીંયાં' મંજરીએ પાછી ખાંસી ખાધી, 'ને અહીંયાં મ...રશો તો ...એક ગૂજરાતી રહેશે ત્યાં સુધી તમારી કીર્તિ અમર કરશો.'

'બા! પણ આમ જિંદગી વેડફી દેવા—' મણિભદ્ર બોલવા ગયો.

'ભાઈ!' સખતાઈથી મંજરીએ કહ્યું. 'કાયરને જીવન ને મૃત્યુ હોય, વીરને તો એક—કીર્તિ જ હોય.'

'પણ બા!' આંબડે કહ્યું. 'તમારી તબિયેત છેક આવી રહી છે. ગઢનું જે થવાનું હોય તે થાય પણ તમને કૈં થાય તો દુર્ગપાલ અને દુનિયાને અમે મોઢું શું બતાવીએ?'

'મહેતા !' મંજરીએ કહ્યું. 'કાલે તો હું ગાંડી હતી. તમારે જીવ બચાવવો હોય તો જાઓ ખુશીથી. પણ હું—મારા દુર્ગપાલ આવે નહિ કે ગઢ પડે નહિ ત્યાં સુધી જીવની અહીંયાંથી જવાની નથી.' તે જરા વાર મૂગી રહી. તેના લમણાની નસો જોરથી ધબકતી દેખાતી હતી. 'મારે જીવન કેવું ને મૃત્યુ કેવું ? હું—શેષનાગને મહાત કરનાર મહારથીની અર્ધાંગના !' તેની આંખો ફાટી ગઈ. 'હું તો અહીંયાં જ રહીશ—મારા દુર્ગપાલની વાટ અહીંયાં જ જોઈશ, અને મરી જઈશ તો મૃત્યુમાં પણ મારા પ્રચંડ વીરનું વામાંગ....પેલા ગઢ પર...તેની કીર્તિ સમાન જ્વલંત ને અડગ...' તેનાથી વાક્ય પૂરું ન થયું ને એકદમ ખાંસીની જબરી ગૂંચ તેને આવી. કેમે કરતાં ખાંસી જ્યારે રહી ત્યારે મંજરીએ લૂગડાના છેડાવતી મોઢું લૂછ્યું, ને લૂગડા પર લોહી આવ્યું. તેનાં નસકોરાં પણ ફાટફાટ થતાં હતાં.

'આ ! મોઢામાંથી લોહી નીકળ્યું.' મણિભદ્રે કહ્યું.

'મને જરાક પાણી આપ.'

મણિભદ્રે પાણી આપ્યું.

'મારે વાસ જવું છે. મને હાથ આપ. મને અંધારાં આવે છે.'

મણિભદ્ર મંજરીનો હાથ ઝાલીને તેને ઉતારે લઈ ગયો ને પથારીમાં સુવાડી. તે અને આંબડ પોતાનું દુઃખ વિસરી મંજરીની માવજતમાં પડયા. બંનેના હૃદયમાં અકથ્ય ચિંતા પેદા થઈ હતી. બંનેને લાગ્યું કે મણિભદ્રે કહ્યું હતું તેમ ખરેખર યમરાજ પલકયા હતા.

મંજરીને તાવ ચઢવા માંડયો; અને થોડો વખત રહીને તેને સનેપાત જેવું થવા લાગ્યું. મણિભદ્રે ને આંબડે વારાફરતી ત્યાં જ બેસવાનું નક્કી કર્યું.

મંજરી થોડોક વખત મૂગી પડી રહેતી ને થોડીક વખત અસ્પષ્ટ લવતી. લવારામાં ઘણુંખરું કાકને સંબોધનો આવતાં. મણિભદ્ર નાહી

કરી મંજરી માટે રાબડી કરી લાવ્યો અને કેમે કરી થોડીક તેને ગળે ઉતારી; પણ થોડાક જ વખતમાં તે તેણે પાછી કાઢી.

'મણિભદ્ર ! આપણું આવી બન્યું.' આંબડે કહ્યું.

'ભાઈ ! મેં તો બાને નસાવવાની યોજના રચી હતી. પંદર વર્ષ પર જ્યારે મેં બાને જોયાં ત્યારથી એમની સેવામાં જીવ આપ-વાનો નિશ્ચય કર્યો હતો. આજે મારો નિશ્ચય સફલ થયો.'

'પંદર વર્ષ પર !'

'હા. મારા ગુરુ એના દાદા થાય. આટલા વર્ષ મેં જેમતેમ કાઢયાં ને આખરે મારા નસીબમાં હશે તે અહીંયાં આવ્યો. હર-હર-મહાદેવ.' બોલતાં મણિભદ્રને ફ્રુરકું આવ્યું.

'ખરી વાત છે ભાઈ!' આંબડે મણિભદ્રના પગ પર હેતથી હાથ મૂકતાં કહ્યું. 'આ તે કૈં સ્ત્રી છે ! દેવી છે.' મંજરીને માટે એનાથી બીજું કહેવાનું નહોતું.

આંબડની આંખો સજળ થઈ. મણિભદ્રે તેનો હાથ સહાનુભૂતિમાં દાબ્યો. પાટણના ધનાઢય મંત્રીના ફાટેલા કુંવરે ને જૂનાગઢના ભટકતા બ્રાહ્મણે એક દેવીની ભક્તિમાં માતૃભાવ અનુભવ્યો. આ ભક્તિનું પાત્ર બેભાન અવસ્થામાં પોતાના દૂર ગયેલા પતિનું નામ રટી રહી હતી.

મધ્યાહ્ન પછી થોડીવાર મંજરી શાંત ને નિશ્ચેષ્ટ પડી રહી. તેને થોડીથોડી વારે ખાંસી આવતી હતી, ને ચાકરી કરનારની ચિંતા વધતી ચાલી.

સાંજના મંજરીનો તાવ ઉતાર પર આવ્યો ને તેણે આંખ ઉઘાડી.

'આવ્યા ?' તેણે પૂછ્યું.

મણિભદ્ર ને આંબડે એકબીજાની સામે જોયું. 'હમણાં આવશે.' મણિભદ્રે કહ્યું.

મંજરીએ ફરીથી આંખ મીંચી. મણિભદ્ર ફરીથી કાંજી કરી લાવ્યો ને મંજરીને આપવા પ્રયત્ન કર્યો, પણ તે ટકી નહિ. દુઃસહ તાવ અને ઉન્મત્ત થએલી કલ્પનાની પાંખે ચઢી મંજરી સનેપાતની સૃષ્ટિમાં વિહરતી હતી. તે એક જ નામ રટતી હતી. એક જ મૂર્તિને એ સૃષ્ટિમાં શોધતી હતી. તેણે ભુવનત્રય ઓળંઘ્યાં, પણ તેનો દુર્ગપાલ મળ્યો નહિ. તેનો વેગ વધ્યો, તેની અધીરાઈ વધી, પણ તેના નાથનો પત્તો ખાધો નહિ. 'નાથ! નાથ!' એટલું જ તે બોલ્યા કરતી.

રાતી જ્વાલાથી ભયાનક બનેલા અંધકારમય પ્રદેશમાં ત્રસ્ત હૃદયે તે ફરી. કોઈ ખેંચી જતું હતું. 'મારો નાથ!' તે બોલતી. એકદમ કોણ જાણે ક્યાંથી એક પ્રચંડ સ્વરૂપ તેની અંગારભરી આંખે દેખાયું. તે સ્વરૂપ કાળું હતું. તેનું મુખ કૈંક દેવાને મળતું હતું. તેની આંખોમાં ખૂન હતું; મોટાપર કઠોરતા હતી. મંજરીને કંપારી આવી. 'નાથ!' તેણે ભિડી જતે અવાજે કહ્યું.

આસપાસ જ્વાલામય અંધકાર ચકરચકર ફરતો. વચ્ચે વિકરાલ ને વિકરાલ થતું પેલું સ્વરૂપ પાસે આવતું ગયું. તેણે મંજરીને આવવાની ઇશારત કરી—આંખેથી કે હાથથી, તે સમજાયું નહિ.

મંજરીને ગુસ્સો ચડ્યો—એવો ગુસ્સો ચડ્યો કે તેની છાતી દબાઈ જતી લાગી. 'મારા નાથની આજ્ઞા વિના તું બોલાવનાર કોણ!' પેલો આકાર વધારે બિહામણો થયો. મંજરી ગર્વથી હસી—તે તો શિવ ને ભૈરવને ડારનાર કાકની અર્ધાંગના હતી. 'મારા નાથની આજ્ઞા.' તેણે ઊંડાણમાંથી ઘોષણા કરી. 'નાથથી આજ્ઞા' નો ભયંકર ધ્વનિ ત્રણે ભુવનમાં ગાજી રહ્યો. અને પેલા અંધકારના ત્રાસદાયક વાતાવરણમાંથી—જાણે વિનાશ પામતી સૃષ્ટિના કડાકા સંભળાતા હોય તેમાંથી પળે પળે સર્વવ્યાપી થતા પેલા ભયંકર સ્વરૂપના મોટા થતા મુખમાંથી પ્રચંડ, સર્વગ્રાહી પ્રતિશબ્દ થયો: 'નાથથી આજ્ઞા.' અને બ્રાહ્મણશ્રેષ્ટ પિતાઓના તપોબલના પ્રભાવથી, દુર્ધર્ષ ને દુર્જય એવા પોતાના પ્રતાપી વીરની અડગતાથી,

પોતના ગગનભેદી ગર્વના ગૌરવથી ઊછળતે હૃદયે ને રગોએ તેણે જવાબ વાળ્યોઃ 'નાથની આજ્ઞા !' અને તાંડવ આરંભતા ત્રિપુરારિના ડમરુ ને ઝાંઝરની વિનાશક ગર્જનામાંથી—ઊખડતા પર્વતો, ફાટતી પૃથિવી ને અથડાતા ગ્રહોના પ્રલયતોફાનથી ઉદ્ભવતા તુમુલ નાદોમાંથી મસ્ત નદીના શંખ સમો અપાર્થિવ ને હૃદયભેદક ધ્વનિ સંભળાયો · 'આજ્ઞા લઈ આવ.'

એકદમ જોરથી મંજરી બેઠી થઈ. 'આ લઈ આવી.' તેણે ચારે તરફ જોયું ને બોલીઃ 'નાથ, ક્યાં છો ?' તેના ડોળા ફાટી ગયા હતા. 'નાથ !' કહી તેણે લૂગડું સમાર્યું. તે ઊઠી ને દાદર ઊતરવા લાગી.

આંબડ મહેતાને પેટમાં ચૂંક થતી હતી એટલે તેને સૂવા જવા દઈ મણિભદ્ર ખૂણામાં બેઠો હતો, અને થોડીવાર થયાં તેને ઝોંકા આવ્યો હતો. મંજરીને દાદર ઊતરતી જોઈ તે ચમક્યો. 'બા ! બા !'

'આજ્ઞા લઈ આવું' કહી મંજરી ઝપાટાબંધ દાદર ઊતરી બહાર નીકળી.

'ક્યાં ની ?' મણિભદ્ર તેની પાછળ હાંફલોફાંફલો દોડ્યો. તેનું કાળજું કહ્યું કરતું નહોતું.

'મારા—નાથ—'

મંજરી આગળ અને પાછળ મણિભદ્ર એમ તે ચાલ્યાં. મંજરી શબવત્ પણ સ્વસ્થ રીતે ઝપાટાબંધ ચાલતી હતી. તેના બહાવરા ડોળા ગઢના પશ્ચિમ કાંગરા પર ઠેરવેલા હતા.

'બા ! બા !' બીને મણિભદ્રે કહ્યું. તેને જાણે ધરણી ધ્રૂજતી હોય એમ લાગ્યું.

મંજરીએ જવાબ આપ્યો નહિ.

'નાથ ! ઓ નાથ ! ' મંજરી બબડી. તે પશ્ચિમના કાંગરા સુધી ગઈ ન ગઈ ને તેનો પગ લથડ્યો, ને મણિભદ્ર તેને પકડે તે પહેલાં

તે પથ્થર પર પડી. મણિભદ્ર તેની પાસે જઈ બેઠો. મંજરી બેભાન થઈ પડી હતી ને તેના માથામાંથી રુધિર વહેતું હતું.

મણિભદ્ર ગભરાઈ ગયો. તેણે આંબડ મહેતાને બૂમ મારવા ઊંચું જોયું.

—એકદમ થોડે દૂર જમીન ઊંચી થઈ ને ધીમે રહીને દેવા નાયકનું પ્રેત હાથમાં કાકડો લઈ જમીનમાંથી ઊપર આવતું તેને દેખાયું.

અજ્ઞાન બ્રાહ્મણના હાંજા ગગડી ગયા. તે મૂઠીવાળી નાઠો. 'ઓ મારા બાપ રે !'ની બૂમ ગૂંગળામણને લીધે તેના ગળામાં જ રહી.

# પ્રકરણ સાતમું

## પ્રેમસમાધિનો અંત

મીનળબાના રસાલાથી છૂટા પડીને કાકે બનતી ઉતાવળે લાટીનો રસ્તો લીધો. સોરઠની ઘડિયાજોજન સાંઢણીઓએ પણ આવો અધીરો સ્વાર કદી જોયો નહોતો. સૂર્યના પ્રખર તાપમાં, સંધ્યાની શાંતિમાં, કે ચંદ્રિકાથી શોભતી રાત્રિમાં પણ એ સ્વાર આગળ ને આગળ વધતો. એને થાક લાગતો નહિ, અને બીજા કોઈને થાક લાગતો હશે તેનું ભાન તેને હતું નહિ.

કાક પોતે થોડા વખતમાં ખાઈ લેતો, અને ચાલતી સાંઢણીએ ઊંઘતો. તેની અધીરાઈ શમતી નહોતી.

આખરે તે લાટી પહોંચ્યો. દામો નાયક, સામંત, કાવો સુકાની ને તેના ખલાસીઓ ત્યાં તેની વાટ જોયા જ કરતા હતા. તેમણે વહાણ પણ જોઈ રાખ્યું હતું. મુંજાલ મહેતાનું આજ્ઞાપત્ર લઈ કાક સોમનાથ પાટણના દુર્ગપાલને મળ્યો ને તરત તે વહાણ મેળવ્યું.

કાક–કાલ સમો બિહામણો, મૂગો ને ગંભાર–એક શબ્દથી, એક આંખની પલકથી હુકમ આપતો. તેના માણસોને આ ગાંભીર્ય સમજાયું નહિ પણ તેમના પર તેની અસર થઈ. જાણે સમુદ્રનાં પાણી પર ફૂંપ કાઢતા હોય તેમ અધીરાઈથી ને ઝનૂનથી તેમણે વહાણ હંકારવા માંડયું.

નદીના મુખ આગળ લખી ગામમાં રેવાપાલાનું થાણું હોવું જોઈએ એમ ધારી કાકે વહાણને દરિયામાં રહેવા દીધું, અને મધરાત પછી

પોતે, દામો ને સામંત તરીને નદીમાં આવ્યા. કાવો સુકાની ત્રણ ખલાસીઓ સાથે એક હોડીમાં બેસી છાનોમાનો પાછળ આવ્યો, ને લખી ગામ વટાવી કાક, દામો ને સામંતને તેમાં લઈ લીધા. કાકે કહ્યું હતું તે પ્રમાણે હોડીમાં પંદર દહાડા પહોંચે એટલું ખાવાનું, પાટલાઘો, કોદળી, પાવડો ને નરાજો તેમણે સાથી લીધાં હતાં.

લખી ગામથી ભાડભૂત સુધીની મુસાફરી ઘણી અઘરી થઈ પડી. આ કિનારે તેમનાથી ઊતરાય એમ નહોતું. તેમજ સામે આવતી હોડી નજદિક આવી મળે નહિ તે પણ ધ્યાનમાં રાખવું પડતું. ભરતી ને ઓટનો વખત પણ સાચવવો પડતો. રાત અજવાળી હતી એટલે રખેને કોઈ રાતે જોઈ જાય તે પણ સંભાળવું પડતું અને ઘણી વખત નજર ચુકાવવા સામે કિનારે હંકારવું પડતું. કાક અધીરો થયો હતો, પણ તેની સાવધાનતા ઓછી થઈ નહોતી. રાત ને દિવસ સરખાં ગણવાં પડતાં અને જેમ વખત જતો તેમ તેની ચિંતા વધતી.

ક્રમે ક્રમે તે ભાડભૂત પહોંચ્યા. તેની ને ભરૂચ વચ્ચે નાનાં ગામો હતાં એટલે કોઈનું ધ્યાન ખેંચ્યા વિના તે કિનારે કિનારે હોડી લઈ જઈ શકયા.

કૃષ્ણપક્ષ શરૂ થયો હતો એટલે સંધ્યાકાળ પછીના અંધારાનો લાભ લઈ તેઓ કોટ નીચે આવી લાગ્યા. કોટના પશ્ચિમ તરફના કાંગરા નીચે પથ્થર પર તે ને દામો ઊતર્યા; અને હોડી આસપાસ ફેરવી તપાસ કરી આવ્યા. બધું શાંત ને નિર્જન હતું. ચંદ્રમાં ઊગવા માંડયો હતો.

આ દુર્ઘર્ષ કોટ કેમ ઓળંગાશે તેની કોઈને સમજ પડી નહિ. પણ કાકને તેની નિરાંત હતી. વખત આવે ગઢમાંથી નાસી છૂટવાની કેટલીક ચોરવાટો તેણે કરાવી હતી. તેમાંથી એક વાટ પશ્ચિમ કાંગરાની નીચે નદીપર નીકળતી. એ વાટની માહિતી તેને, સોમેશ્વર ને દેવાને ત્રણને જ હતી. જો જે વાટે બહાર નીકળાય તો તે વાટે અંદર કેમ ન જવાય ?

કાકે બધાંને અહીંયાં આવવાનો મુદ્દો કહ્યો હતો. એક ખલાસી હોડીમાં બેસી રહ્યો, ને બીજા બધાએ કેડે અનાજ બાંધ્યું ને હાથમાં એકેકું ઓજાર લીધું.

કાકે ધ્યાનથી જોયું ને કાળા પથ્થરોમાં ઊંચે ચોરવાટનું બાકોરું પારખ્યું. ઘોને તેણે તરત સેરવી ને ત્યાં થંભાવી. તેણે બધા માણસોને દૂર ખસી ઊભા રહેવાનું કહ્યું અને ઘોને બાંધેલું દોરડું પકડી તે ઉપર ચઢી ગયો; અને મહામહેનતે બખોલમાં પગ ટેકવી એક ફાટમાં ઊગેલું ઝાડ પકડી ઊભો રહ્યો. બખોલ નાની દેખાય તેથી તેમાં એક મોટો પથ્થર અમથો જ મૂકી રાખ્યો હતો. નરાજવતી તેણે તેને ઢીલો કર્યો અને એક સાવચેતનો હોંકારો કરી નરાજવતી પથ્થર નીચે હડસેલી મૂક્યો. પથ્થર પાણીમાં પડ્યો કાકે નીચે ઊભેલા માણસોને ઉપર આવવા કહ્યું અને મોટી થયેલી સુરંગમાં તે પેઠો.

કાકે સુરંગમાં જઈ કાકડો ચેતાવ્યો, અને સુરંગમાં વસનારાં જીવજંતુ ને પંખીઓએ ચારે દિશામાં નાસવા માંડયું. ભયાનક ચીસો પાડતાં ચામાચીડીઆં ગોળ ને ગોળ ફરવા લાગ્યાં. ધીમેધીમે બધા માણસો ઉપર આવ્યા, અને જીવજંતુને ચગદતા તેઓએ એક પછી એક ચાલવા માંડયું. કાકની દૃષ્ટિ સચોટ હતી, ભવાં ભેગાં થએલાં હતાં. અને ડગલું સ્થિર હતું. જાણે ભૂતનાથ ભૈરવ હોય એવો તે દેખાતો હતો. વાતાવરણ પ્રેતલોકથી પણ વધારે ભયાનક લાગતું હતું. કાકના અનુયાયીઓના જીવ પણ ગભરાવા લાગ્યા.

સુરંગમાં ચાલતાં ચાલતાં પગથિયાં આવ્યાં. પગથિયાં ઉપર દાદરબારી પર પથ્થર ઢાંકેલો હતો ને ઉપરથી ઊઘડે એવો હતો. નરાજ ને કોદાળીની મદદ લઈ બધા એ પથ્થર ઉપાડવા મથી રહ્યા. અને થોડીવારે પથ્થર ઢીલો થયો. બે માણસોએ જબરું જોર કરી તેને ઊંચક્યો. ઉપર રહેલું જમીનનું પાતળું થર ખસી ગયું ને પથ્થર ઉપડ્યો.

કાક હાથમાં કાકડો લઈ ઉપર ચડયો. પહેલાં તો ગઢનો ભાગ નિર્જન દેખાયો પણ પછી તેની નજર ઠરી. એક માણસ નાસી જતો હતો.

કાક તેની પાછળ દોડયો ને થોડીક ફલાંગમાં તેને પકડી પાડયો.

'કોણ છે?' કાકે પૂછ્યું.

મણિભદ્રના હોસકોસ ઊડી ગયા હતા. તે કાકને ઓળખી ન શક્યો. કાકે તેનું મોઢું ઊંચું કર્યું ને તેને ઓળખ્યો.

'કોણ મણિભદ્ર ! મને ઓળખતો નથી? નાસે છે કેમ ? હું કાક !' મણિભદ્રનું ભાન ઠેકાણે નહોતું. 'એ તો હું કાક ! મુરખા ! હું ભૂત નથી.'

'કોણ દુર્ગપાલ !' મણિભદ્ર કાકને વળગી પડયો.

'હા, ભાઈ હા. તારી બહેન કયાં ?'

'આ પેલા કાંગરા પર બેભાન થઈને પડયાં છે. સનેપાત થયો છે.' કાકને નિરાંત વળી. તે વખતસર આવ્યો ખરો. 'છોકરાં ?' એકદમ કાંગરા તરફ વળતાં તેણે કહ્યું.

'ખાવાનું ખૂટયું તે ગામમાં સંતાડ્યાં છે.'

કાકને હાશ વળી. 'ને દેવો !'

'કાલે દેવલોક પામ્યો.'

'ને બીજું કોણ છે ?'

'પણે આંબડ મહેતા ભૂખે મરતા પડયા છે.'

'બીજું કોઈ ?'

'કોઈ નથી.'

'દામા ! આ બધાંને ખાવાની વ્યવસ્થા કરી આપ.' કહી કાક કાંગરા પર બેસી ગયો ને મંજરીના મોઢા પર હાથ ફેરવ્યો. તેનું દિલ

ધડકતું હતું. કાકે તેના માથામાંથી વહેતું લોહી લૂછી નાખ્યું ને તેને ઊંચકી લીધા.

'ક્યાં રહ્યા છો?'

'ચાલો બતાવું.' મણિભદ્ર આગળ થયો.

કાક મંજરીને ઊંચકીને ઉતારે લઈ ગયો; તેને પથારીમાં સૂવાડી ને ઉપચાર કરવા લાગ્યો. બધાં ત્યાંથી ચાલ્યાં ગયાં.

કાકે તેની પ્રિયતમાને જોઈ. તેના હૃદયમાં ઊમળકા માયા નહિ. કેટલાક દિવસો થયાં તેની ચિંતાનો પાર રહ્યો નહોતો. મંજરીને જોવાની આશા તેણે છોડી દીધી હતી, પણ આખરે તે મળી. તેણે તેનું માથું પોતાના ખોળામાં મૂકયું ને તેનાં બંધ નેત્રો તરફ જોઈ રહ્યો.

પણ જેમ જેમ તે ધ્યાનથી જોતો ગયો તેમ તેમ તેને મોટો ધ્રાસ્કો પડયો. મંજરીનું શરીર ગળાઈ ગયું હતું, ને તેની ચામડી પર કાળાશ આવી હોય એવું લાગ્યું. તેના હોઠ કરમાઈ જરાક બિહામણા થઈ ગયા હતા. તેની આંખની આસપાસ કાળા ડાઘા દેખાતા હતા, છતાં અનંત આશા તેના અંતરમાં હિંમત આપી રહી.

તેણે તેના માથા પર હાથ ફેરવ્યો. તેનું માથું અંગારાની માફક ધગતું હતું. ગળાની એક નસ ફટકતી હતી.

એકદમ મંજરીએ ડોળા ફાડયા. તેણે કાકને જોયો—ઓળખ્યો.

'નાથ! નાથ! આવી પહોંચ્યા મારા વહાલમ!' એકદમ તે જોર કરી બેઠી થઈ ગઈ. 'આવ્યા! ખરેખર! હું ભાનમાં છું? આવ્યા?' તેણે કાક પર હાથ ફેરવ્યો.

'હા, હું જ છું. તું શાંત થા. સૂઈ રહે. જો હું આવી પહોંચ્યો.' કાકે તેને લઈ પાછી સુવાડવા પ્રયત્ન કર્યો.

'આવ્યા? હું જાણતી હતી, તમને મળ્યા વિના હું મરવાની નહોતી. મેં યમરાજાને ચોખ્ખું કહ્યું હતું કે મારા નાથની આજ્ઞા વિના નહિ આવું.' તે કાકને વળગી પડી ને ઉન્મત્તની માફક બોલવા

લાગી: 'દુર્ગપાલ ! સ્વામી ! મને હવે છેલ્લે સુધી છોડશો નહિ. મને અહીંયાં તમારા ખોળામાં મરવા દો.'

'પણ તને કૈં થવાનું નથી.'

મંજરી હસી ને જોર કરી કાકને વળગી પડી.

'મૃત્યુ વાટ જુએ છે વહાલમ ! એક ઘડી બે ઘડી માટે શાંતિ કેવી? નાથ ! તમારો હાથ લાવો. મને કેવો સારો લાગે છે! મને હાથમાં લો. મારી પાસે આવો. અમીઝરતી ચંદ્રિકાનો લહાવો ક્યારે મળશે? હવે થોડો વખત છે.'

'હા, હું લઉં છું.' કાકે તેને હાથમાં લીધી. તેનું ડિલ ધગધગતું હતું.

'હાશ!' મંજરીએ કહ્યું. 'હું તમારી જ વાટ જોતી હતી.' તેણે કાકના મોઢા પર હાથ ફેરવ્યો. 'મેં તમને પણ ડાર્યા. નાથ ! ઓ નાથ ! બોલોની?'

'હા બોલું છું. જો, તું શું કામ ગભરાય છે?'

'હું ગભરાતી નથી.'

'સૌભાગ્યનાથ મમ ! છોકરાં ખુશીમાં છે....મોકલી દીધાં....તેમને જોજો....હું તો ચાલી.' તે થોડીવાર થાકની મારી પડી રહી.

'નાથ ! નાથ !' પાછી તે બોલવા લાગી. 'મને જવું નથી ગમતું. જતાં મારો જીવ જાય છે. આપણા સંસારનું–મનોરથનું શું થશે? તમારી કીર્તિ કોણ ગાશે? ને થાક્યાપાક્યા ક્યાં જશો?' મંજરીને ખાંસી આવી. ને ખાંસી આવી રહી એટલે મોઢે લોહીવાળું ફીણ આવ્યું. કાક ગભરાયો. તેણે મણિભદ્રને બૂમ મારી.

'શું કામ બોલાવો છો? આપણે એકલાં જ બેસીએ. પ્રાણ ! પાસે આવો, આવોની.' અવાજ મંદ પડયો ને મંજરી નિશ્ચેતન થઈ પડી.

મણિભદ્ર રાબડી કરીને લાવ્યો હતો તેને ત્યાં રાખવા કાકે કહ્યું. અને બધી હકીકત પૂછી. મણિભદ્રે બધો ઇતિહાસ કાકને કહ્યો.

'એ શું અવાજ થાય છે?' કાકે પૂછ્યું. તેણે મંજરીનું માથું પથારી પર મૂક્યું ને બારીમાંથી જોવા માંડ્યું.

ઉત્તર તરફ ક્ષિતિજ પર કૈં તોફાન ચાલતું હતું તેનો અવાજ આવતો હતો. ત્યાં આગ હોય એમ લાગતું હતું.

'જે હશે તે' કહી તે પાછો મંજરીની પાસે બેઠો, ને તેના મોઢામાં થોડું પાણી મૂક્યું. હોઠ બીડી તેણે વિચાર કરવો માંડી વાળ્યો. તે આવ્યો ન આવ્યો સરખું લાગ્યું. એકદમ પાછી મંજરી ચોંકીને જાગી.

'હું મારા વીરની અર્ધાંગના; શેષના વિજેતાની પત્ની; હું ગઢ છોડું?'

'મંજરી! મંજરી!' કાકે કહ્યું; ને તેનું માથું પાછું ખોળામાં લીધું. તેણે રાબડી મોઢામાં મૂકવા માંડી પણ મંજરીએ ડોકું ખસેડી નાંખ્યું. તેનો અવાજ મંજરીના કાનમાં ગયો. 'મારા નાથ!' તેણે મંદ અવાજે કહ્યું; 'મને સારું છે, મને આજ્ઞા આપો, આજ્ઞા—આ... જ્ઞા...સ્વામી...મારા કંથ...આ...જ્ઞા....' તે પાછી બેભાન થઈને પડી ને કાકે તેના મોઢામાં પાણી મૂક્યું.

બે ત્રણ ઘડી આમ બેભાન થઈ તે પડી રહી અને તેની રગો ધગધગ્યા કરી. પાછી તે જાગૃત થઈને ઘણા જ ધીમા અવાજે કહ્યું: 'ક્યાં ગયા? જાઉં છું. તમારી...હોંકે...તમારી....'

—ને તેને શ્વાસ ઊપડયો. કાકે તેને આલિંગન દીધું—ચુંબન દીધું. મસ્તી પ્રિયતમાને હૃદયમાં આલેખી. તેનું હૈયું તૂટી ગયું.

એના મગજમાં જુદા જુદા ભાવોનાં તોફાને એક પલવાર અંધકાર પ્રસારી દીધો. તરત તેણે સખત પ્રયત્ન કરી મન ઠેકાણે આણ્યું. ભાવોના તોફાનને નિરંકુશ થવા દેવાનો તેનો સ્વભાવ ન હતો.

'મણિભદ્ર! નવરાવવાનું પાણી લાવ.' કાકે બૂમ પાડી. પણ મણિભદ્ર આવે તે પહેલાં મંજરીના દેહે અંતિમ પ્રયત્ન કર્યો, ને સ્ત્રીઓમાં શ્રેષ્ઠ એવી મંજરીનું શબ માત્ર જ કાકના હાથમાં રહ્યું.

# પ્રકરણ આઠમું

## સ્વાતંત્ર્યયજ્ઞની સમાપ્તિ

કારણ ઉત્તર દિશામાં ક્ષિતિજ પર જે હિલચાલ જોઈ હતી તે રેવાપાલના લશ્કરની હતી.

લાટનો થોડોઘણો ભાગ કબજે કરી વિશ્વામિત્રીને તીરે રેવાપાલનું લશ્કર પડાવ નાખીને પડયું હતું. જેમ અણચિંતવ્યું વાવાઝોડું થાય તેમ અચાનક પાટણનું સૈન્ય તેના પર તૂટી પડયું.

લાટમાં બંડ થયું એમ સાંભળી ચાંપાનેર, ખંભાત, કર્ણાવતી ને ખેટકપુરનાં પટ્ટણીલશ્કર આગળ વધતાં હતાં. ગોધરા આગળ તે બધાં મળ્યાં; અને નવું લશ્કર લઈ મુંજાલ મહેતાના મોકલેલા સોમેશ્વર ને વાગ્ભટે પટ્ટણીલશ્કરની સરદારી લીધી ને તે દડમજલ કરતા, રેવા-પાલનો પડાવ શોધતા વિશ્વામિત્રી પર આવી પહોંચ્યા.

પાટણનું સૈન્ય અનુભવી ને વ્યવસ્થિત હતું; રેવાપાલનું નવું ને અવ્યવસ્થિત હતું. બે સૈન્ય વચ્ચે તુમુલ યુદ્ધ થયું. આખરે રેવાપાલની હાર થઈ ને તેનું લશ્કર કેટલુંક વિખરાઈ ગયું ને કેટલુંક ભૃગુકચ્છ તરફ નાઠું.

સોમેશ્વર ને વાહડનું ધ્યેય ભૃગુકચ્છનો ગઢ હતો એટલે તેમણે રેવાપાલની પૂઠ લીધી; વિખરાતા, ભેગા થતા, અથડાતાકૂટાતા, મરતા, પડતા, રેવાપાલના અનુયાયીઓ મધરાતે ભૃગુકચ્છમાં આવી લાગ્યા. લશ્કર ક્ષીણ થઈ ગયું હતું—ને પાછળ ચોગણું પટ્ટણીસૈન્ય ધપતું

આવતું હતું. રેવાપાલ ગામમાં આવ્યો, અને હારેલા લશ્કરમાં અને ગામલોકમાં ગભરાટનો પાર રહ્યો નહિ.

રેવાપાલને શું કરવું તે સૂઝયું નહિ. તેને પાટણની શક્તિનો ખ્યાલ આવવા લાગ્યો. તેણે પદ્મવિજય ધનુષ્યનું ફુમતું બ્રહ્માનંદ સ્વામીને મોકલાવ્યું. ધ્રુવસેન સેનાપતિ ભગવાં ઉતારે તો જ કે લોકોમાં હિંમત આવે એમ હતું.

એકવચની ધ્રુવસેને નિ:શ્વાસ નાખી ભગવાં ઉતાર્યાં ને બખ્તર સજી રેવાપાલની મદદે આવ્યા. ગામલોકમાં ને હતાશ સૈન્યમાં કૈં જીવ આવ્યો. ધ્રુવસેને ને રેવાપાલે મંત્રણા કરી અને સવારે ભૃગુકચ્છનો દુર્જય ગઢ કબજે કરી ત્યાં ભરાવાનો નિશ્ચય કર્યો.

સવારે ભળભાંખળું થયું એટલે રેવાપાલ ને તેના માણસો ગઢ તરફ આવ્યા. તે ખાઈ તરફ આવ્યા ને ઉપર નજર કરી—અને તેમના હૃદયમાં કંપારી છૂટી.

સામે ગઢમાંથી નીકળી બે જણ એક ઠાઠડી ઊચકીને આવતા હતા. પાછળ ચાર પાંચ જણ થોડે દૂર આવતા હતા. આગળના ઊચકનારે માત્ર ભીનું ધોતિયું પહેર્યું હતું. બધાએ તેની સામે જોયું, તેને ઓળખ્યો ને જાણે વીજળી પડી હોય તેમ બધા ચમક્યા. જૂનાગઢમાં મરી ગએલો મનાતો ભૃગુકચ્છનો દુર્ગપાલ અગ્નિ વર્ષતી આંખોથી બધાને ડારતો, ઊતરી આવતો હતો.

બધા ગભરાયા ને ખંચાઈને ઊભા રહ્યા. કોઈ સમજી શક્યું નહિ.

કાક આગળ આવ્યો ને પાણી વગરની ખાઈમાં થઈને આ તીરે આવ્યો. કોઈએ રેવાપાલને ખબર કરી એટલે તે આગળ આવ્યો. તે કાકને જોઈ મૂઢ થઈ ગયો. એ ક્યાંથી? પણ રેવાપાલના હૃદયમાં નિરાશા ને વેરની ઝનૂન પ્રજળતી હતી. અત્યારે એ ઝનૂનનો ભોગ કાક—પાટણની સત્તાનો સ્તંભ—તેની યોજનાઓનો વિનાશક—થઈ રહ્યો. તેણે કાકને પકડી કેદ કરવાનો નિશ્ચય કર્યો.

'ક્યાં જાય છે ?'

કાકે શબ ભોંય પર મૂકી દીધું ને ખાંધ પર નાખેલો ફકડો ધીમેથી કેડે બાંધ્યો.

'જ્યાં તારા ને મારા બાપદાદા બળી મુઆ ત્યાં-દશાશ્વમેધ પર-જ્યાં બલિરાજાને વામને ચાંપ્યો ત્યાં.'

તેના ભયંકર અવાજથી બધાંના કાળજામાં બીક પેઠી. તેની આંખો બહાર નીકળી પડતી હોય તેવી લાગી.

રૈવાપાલે હોઠ પીસ્યા. એના મુખ પરનો ઘા લાલચોળ થઈ રહ્યો. 'લાટના દ્રોહી ! ખબરદાર એક ડગલું ભર્યું તો. એને પકડો.' કહી તેણે પોતાના અનુયાયીઓને ઈશારત કરી.

કાકે માત્ર સંબોધન જ સાંભળ્યું. તેના હાથમાં વિનાશકતા ઊછળી જ રહી હતી. તેના મગજમાં પ્રલયમરુતનો સુસવાટ ગાજ્યા જ કરતો હતો. તેની કચરાએલી લાગણીઓ કોઈ પણ પ્રકારે વ્યક્ત થવા તલપી રહી. તેણે દાંત કચકચાવ્યા-પાસે ઊભેલા એક સૈનિકના હાથમાંથી કડિયાળી ડાંગ ખૂંચવી લીધી ને રૈવાપાલ તેના તરફ ફરે તે પહેલાં-કે તેના અનુયાયી તેના હુકમનો અમલ કરે તે પહેલાં તેના માથા પર જોરથી એક ફટકો લગાવ્યો. કુહાડીના જોરથી ફટકો પડ્યો; ઝાડની ડાળ તૂટે તેવો કડાકો થયો; અને લાટના સ્વાતંત્ર્યનો પૂજક નિર્જીવ લાકડાની માફક ભોંય પર પડ્યો. લોકોમાં હાહાકાર થઈ રહ્યો.

'ચાંડાલ ! મારી સ્ત્રીને મરવા દીધી-વચન નહિ રાખ્યું-ને તેના પૂરા અગ્નિસંસ્કાર પણ કરવા નથી દેવા ?' કાકે મોટે અવાજે કહ્યું. એની ફાટેલી ત્રાડ ભૂખ્યા સિંહના જેવી ત્રાસદાયક હતી.

લોકો ડરીને પાછા હટ્યા. કાક તેમના તરફ ઘુરક્યો. 'તમારા ભૃગુકચ્છનો શૃંગાર-મંજરી ગઢમાં ભૂખે મરી ગઈ. તેને અગ્નિસંસ્કાર કરવા દો. પછી મારું જે કરવું હોય તે કરજો.' કહી કાકે ડાંગ ફેંકી દીધી.

મણિભદ્રે મંજરીના શબનુ મોં ઉઘાડયું, અને ભેગા થએલા લોકોના અંતરમાં ઉદ્વેગની ફુલઝરી છૂટી. કોઈએ પાસેથી, કોઈએ દૂરથી દેવી સમી દેદિપ્યમાન ને સરસ્વતીના અવતારરૂપી સંસ્કારી દુર્ગપાલની પત્નીને જોઈ હતી; અને દરેકને તેને માટે માન હતું. તેનું તેજ, તેનું રૂપ, તેનું યૌવન ને તેની વિદ્યાનાં સ્મરણો પરથી તેને મરેલી માનવી અશક્ય હતું; અને છતાં તેના શબને ત્યાં પડેલું જોઈ લોકો લાટના સ્વાતંત્ર્યનો વિગ્રહ ભૂલી ગયા, મરેલા પડેલા રેવાપાલને વિસરી ગયા અને ખેદ અનુભવવા લાગ્યા. કેટલાકોએ આંસુ લુછવા માંડયાં, કેટલાક ડુસકાં રોકી શક્યા નહિ.

કાક બેપરવા હતો. તેણે થોડે દૂર ખાડીમાં પાણી હતું ત્યાં જઇ સ્નાન કર્યું ને ભીને લૂગડે ફરીથી શબને દશાશ્વમેધતીર્થ લઇ જવા આવ્યો.

લોકોએ માર્ગ આપ્યો, અને શોક, બીક ને અનિશ્ચિતતા વચ્ચે હીંચોળા ખાતા કાકની પાછળ સ્મશાને ગયા.

એક વૃદ્ધ વણિક આઘેથી, અડધી મીંચેલી આંખે આ બનાવો જોતો હતો. તેણે કાકને દીઠો, રેવાપાલને પડતો જોયો, મરેલી મંજ-રીને જોઈ, અને લોકોની લાગણી જોઈ. તેણે હૃદય પર પડેલો આઘાત આવો કર્યો. તે સમજ્યો, કે લાટનું સ્વાતંત્ર્ય પૂરું થઈ ગયું. તેણે વિચાર કર્યો, આ તક ગુમાવવા જેવી નહોતી. પાસે ઊભેલા ઘોડા પર તે સવાર થયો ને ભૃગુકચ્છના કોટના દરવાજા તરફ ગયો. દીધેલા દરવાજાની બહાર સોમેશ્વર ને વાહડનું લશ્કર આવી લાગ્યું હતું અને ઘેરો ઘાલવાની તજવીજ કરતું હતું.

ડોસાએ દરવાનને દરવાજો ઉઘાડવાનું કહ્યું.

'કેમ ?'

'મને ઓળખતો નથી ? હું તેજપાલ નગરશેઠ. ગાંડા ! રેવાપાલ મારો દીકરો મુઓ. ગઢમાંથી માણસ લઈ કાક આવ્યો છે, બહાર

પટ્ટણી સૈન્ય આવ્યું છે. મરવા બારણાં બંધ રાખો છો ?' દરવાન સમજ્યો, મુત્સદ્દી તેજપાલને બધા ઓળખતા હતા. તેણે દરવાજો ઉઘાડ્યો.

તેજપાલ નગરશેઠે પટ્ટણીસૈન્યના સેનાપતિને સોધી કાઢ્યો; અને સોમેશ્વરને જોઈ રેવાપાલ ને મંજરીના મરણની હકીકત કહી. શોકગ્રસ્ત સોમેશ્વર ને વાગ્ભટ લસ્કર લઈ ગામમાં પેઠા: અને થોડાંક માણસોને ગામ કબજે કરવાનું સોંપી લસ્કર સાથે દશાશ્વમેધ ગયા..

ચિતા ભડભડ બળતી હતી. હાથમાં વાંસ લઈ ચિતા અસ્કોરતો ભયંકર કાક સ્થિર નયને અગ્નિની જ્વાલામાં મરેલી પ્રિયતમાનું મુખદર્શન કરી રહ્યો હતો.

સોમેશ્વરે હથિયાર ફેંકી દીધાં ને પાસે આવ્યો ને ચિતા સામે અશ્રુપૂર્ણ નયને જોઈ રહ્યો.

વાગ્ભટે ત્યાં બેઠેલા એક ડાઘુને આંબડ મહેતાની ખબર પૂછી. મણિભદ્રે તેને એક બાંય પર ઊંધું ઘાલી પડેલા માણસ તરફ આંગળી કરી. વાગ્ભટ ત્યાં ગયો. ગંદાં કપડાં ને નિસ્તેજ શરીરવાળા ડુસકાં ભરતા નિરાધાર પ્રાણીને તેના મોટા ભાઈ તરીકે ઓળખતાં તેને વાર લાગી.

'ભાઈ !' વાગ્ભટે તેને બોલાવ્યો.

રડી રડી સૂજેલું મુખ આંબડે ઊંચું કર્યું ને આંસુભરી આંખે જોઈ રહ્યો.

'કોણ વાહડ ?'

'ભાઈ ! આ શું ?'

'વાહડ ! આખરે એ ન જ છુટ્યાં.' નિસાસો મૂકતાં આંબડે કહ્યું. વાગ્ભટ એકદમ ન સમજ્યો.

'કોણ ?'

'મારી દેવી–મારી મા.'

વાગ્ભટે ધાર્યું કે તેના ભાઈનું મગજ ખસી ગયું હતું.

ચિતા બળી રહી. આગ હોલવાઈ. અસ્થિઓનું રેવાજીમાં વિસર્જન થયું અને એક અક્ષર બોલ્યા વગર કે એક આંસુ પાડ્યા વિના કાક બધાં જોડે શ્મશાનેથી પાછો આવ્યો.

ગામમાં વાત પ્રસરી ગઈ હતી, એટલે રસ્તે વિલાપ કરતી સ્ત્રીઓ સામે મળી. એક સ્ત્રી બે છોકરાં લઈ ઊભી હતી. છોકરીએ કાકને જોયો ને બૂમ મારી: 'બાપા !'

કાકે નજર ફેરવી, અને મહાશ્વેતા અને વૌસરીને જોયાં. તે કૂદ્યો ને ફલાંગ મારી છોકરાંને લઈ છાતીએ ચાંપ્યા. નિર્દોષ છોકરાં બાપ મળ્યે હસતાં હતાં.

Scanned by CamScanner

# ઉપસંહાર

ભૃગુકચ્છ પર કુકકુટધ્વજ ફરકી રહ્યો. 'જય સોમનાથ'ની ઘોષણા ચારે તરફ ગાજ્યા કરી.

સંવત ૧૧૬૯ના આષાઢ સુદ એકમની પુણ્યતિથિ હતી. તે દિવસે રાજાવલિવિરાજીત બર્બરકજીષ્ણો પરમ ભટ્ટારક મહારાજાધિરાજ જયસિંહદેવ વર્મા નિરધારેલા મહોત્સવ માટે ભૃગુકચ્છ પધાર્યા હતા. તે દિવસે સોરઠ ને લાટની જીત ઉજવવાની હતી. તે દહાડે નર્મદા-તીરે આવેલા સોમનાથ મહાદેવના મંદિર પર કલશ ચઢાવવાનો હતો. તે દહાડે જયસિંહદેવ વર્મા 'ત્રિભુવન ગંડ'નું પ્રતાપી બિરુદ ધારણ કરવાના હતા, અને તે મહાપ્રતાપી નરપતિના પરાક્રમોની અમર કીર્તિ વિક્રમરાજાની કીર્તિની બરોબર થઈ ગઈ હોવાથી તે દહાડાથી 'સિંહ' નામનો સંવત્સર ચાલુ કરવામાં આવવાનો હતો.

ભૃગુકચ્છમાં ધમ્માચકડી ચાલી રહી હતી. પટ્ટણી ને લાટીય લશ્કરોનો આવો દમામ ને પટ્ટણી ને લાટીય ધનાઢ્યોનો આવો આડંબર કોઈએ કદી જોયાં કે સાંભળ્યા નહોતાં. લોકો હસતા ને ફુલાતા; સ્ત્રીઓ શણગારાઈને ફરતી, ને કેમે કર્યું હસવું ખાળી શકતી નહિ.

મધ્યાહ્ન પછી ત્રણ ઘટિકા ને છત્રીસ પલ ને બાર વિપલે કલશ ચઢાવવાનું, બિરુદ ધારવાનું, સંવત્સર સ્થાપવાનું શુભ મુહૂર્ત દરેક ગામ ને શાખાના જ્યોતિષીએ નક્કી કર્યું હતું.

ગામનો એક ભાગ ઉજ્જડ જેવો ભાસતો હતો. તે સામ્બા બૃહસ્પતિનો વાડો. ત્યાં માણસો જતા આવતા તે ધીમેથી ઉત્સાહ વિના.

ત્યાં આગલે દિવસે રાતે પકુણી સફેદ પાઘડી પહેરેલો ઊંચો ને વૃદ્ધ રાજપુરુષ અને બીજો કિંમતી શાલમાં વીંટાએલો પુરુષ છાનામાના આવ્યા હતા. એક મુંજાલ મહાઅમાત્ય હતા અને બીજા જયસિંહદેવ મહારાજ પોતે હતા. તેઓ આવી એકાંત ઘરમાં વસતા કાકને મળીને પાછા ગયા. નિરાશ થઈ પાછા જતા માણસો જેવા તે લાગતા હતા.

ગામમાં વાત પ્રસરી રહી હતી. કાક સંન્યસ્ત લઈ કાશી તરફ જવાનો હતો. આ વાત સાંભળી સૌનાં મન ઊંચાં હતાં.

આખી રાત રાજગઢમાં ઘણી મસલતો ચાલતી હતી એવી પણ લોકવાયકા ચાલી અને તે કાક સંબંધી હતી એમ મનાતું.

પરોઢિયામાં સામ્બા બૃહસ્પતિના વાડામાં બે જણ આવ્યાં. એક વૃદ્ધ સંન્યાસી હતો અને એક સ્ત્રી હતી. વાડો નિર્જન હતો. એક અનુચરે એ બેને જોયાં અને તેના અચંબાનો પાર રહ્યો નહિ. તે બ્રહ્માનંદ સરસ્વતી અને રાણી લીલાદેવી હતાં.

ઘણી ઘડીઓ ગઈ ત્યાર પછી તે પાછાં નીકળ્યાં.

'ગુરુદેવ! આજે તમે મને ને પાટણને જીવિતદાન આપ્યું.'

'બેટા! મેં આજે લાટને મરતું બચાવ્યું.' પદ્મનાભ મહારાજના વૃદ્ધ સેનાપતિએ સંન્યાસીને શોભે એવી શાંતિથી જવાબ આપ્યો.

*

થોડીવારે બે યુવકો થોડાક ઘોડેસ્વારનો રસાલો ને પાલખી લઈને સામ્બા બૃહસ્પતિના વાડામાં આવ્યા. બંને રૂપાળા હતા.

એક આગળ આવ્યો. 'ભટ્ટરાજ, આવું કે?'

'કોણ આંબડ?' કાકે કહ્યું. એ બેને બાપ–દીકરાનો નાતો થઈ ગયો હતો.

'હા,' આંબડે કહ્યું. 'ને આ મારો ભાઈ વાગ્ભટ.'

'આવો.'

'ભટ્ટરાજ ! મારો ભાઈ એક યાચના કરવા આવ્યો છે.'

'શું ?'

શરમાતા વાગ્ભટને મૂગો બેસવા દઈ આંબડે ધીમેથી કૈં કહ્યું. કાકના મુખ પર જરાક હાસ્ય આવ્યું. 'પેલી ગાતી હતી તે ?

વાહડ મહેતે વાળ્યો દાટ કે કાકભટ બાંધીયો રે'

કાકે યાદ આણ્યું.

'હા.'

'પણ એ વાત—'

'ભટરાજ ! પરશુરામ તમારા સિવાય કોઈનું માનવાના નથી.' લાડકા દીકરાના સ્વાતંત્ર્યથી આંબડે કહ્યું. 'ને મારો ભાઈ પાછો કવિ છે; કૈંક ગાંડો થઈ જશે તો—'

'વારુ; જોઈશ.'

'ભટરાજ !' વાગ્ભટ ઉચ્ચર્યા. 'હું તમારો ઉપકાર ભવોભવ નહિ ભૂલું.'

કાક બંને તરફ જોઈ રહ્યો; ક્યાં ઉદા મહેતા, ક્યાં તેના પુત્રો ને ક્યાં તેનો ઋણાનુબંધ ! તેને વિધિનું વૈચિત્ર્ય જોઈ હસવું આવ્યું.

મધ્યાહ્ને રાજાની સ્વારી નીકળી.

મહારાજની અંબાડીની પાછળ મહાઅમાત્ય મુંજાલ ને ભટરાજ કાક બેઠા હતા.

મધ્યાહ્ન પછી ત્રણ ઘટિકા છત્રીસ પળ ને બાર વિપલને મંગળ મુહૂર્તે સોમનાથ ભગવાનને કલશ ચઢ્યો; જયસિંહદેવે ત્રિભુવનગંડનું બિરુદ ધાર્યું; ને સિંહ સંવત્સર સ્થપાયો. ડંકાનિશાન ગડગડ્યાં.

પ્રતાપી જયસિંહદેવ મહારાજની કીર્તિ ને સમૃદ્ધિ જોઈ ત્યાં બેચું અમેલું ગૂજરાત ને લાટ ઘેલું થઈ ગયું.

ઉદાર મહારાજે પદવીઓ આપી :

ભટરાજ કાક સેનાપતિ થાય: આંબડ, વાહડ, સોમેશ્વર ને બીજા અસંખ્ય વીરો ભટરાજ થઈ ગયા.

બધે જયજયકાર વર્તી રહ્યો.

રાતના પરશુરામ દંડનાયકને ઉતારે એક ગાંડી જેવી છોકરી ગાતી હતી.

વાહડ મહેલે વાજ્યો દાટ કે કાકભટ રીઝવ્યો રે

—અને પાટણના મહારાજાધિરાજની કીર્તિ દશેદિશામાં પ્રવર્તી રહી.





## ગુજરાતી સાહિત્યનું તેજસ્વી શૃંગ

મુનશી આપણા તેજસ્વી સાહિત્યકાર : ઈ.સ. ૧૮૮૭ની ૩૦મી ડિસેમ્બર એમનો જન્મદિવસ. પિતા માણેકલાલ. માતા તાપીબાઈ. છ બહેનો પછી જન્મેલા મુનશીજીનું પ્રારંભિક ત્રણ ધોરણ સુધીનું શિક્ષણ સુરતમાં. મેટ્રિક સુધીનું શિક્ષણ ભરૂચમાં. ઉચ્ચ શિક્ષણ વડોદરા કૉલેજમાં. ઇતિહાસ અને તત્ત્વજ્ઞાન એમના રસના વિષયો. એલએલ.બી. કરી વકીલાત શરૂ કરેલી.

મુનશીના વ્યક્તિત્વનાં ધારાશાસ્ત્રી, વહીવટદાર, હૈદરાબાદ રાજ્યના એજન્ટ જનરલ, અન્નમંત્રી, રાજ્યપાલ, કુલપતિ, દેશભક્ત, મુત્સદ્દી, વિશ્વવિદ્યાલય સમી સંસ્થા ભારતીય વિદ્યાભવનના સ્થાપક, સંસ્કારપુરુષ – એવાં વિવિધ પાસાં ઉજ્જ્વલરૂપે પ્રગટ થયાં છે. તે જ રીતે એમનામાંના સાહિત્યપુરુષનાં વિવિધ રૂપો પણ તેજસ્વિતાથી અંકિત થયાં છે. એમનું સખત પરિશ્રમ અને પુરુષાર્થભર્યું જીવન એમને અનેક સિદ્ધિઓ તરફ દોરી જાય છે. એમની બુદ્ધિની તીક્ષ્ણતા અને એમના હૃદયની સુકુમારતા આપણને પ્રભાવિત કરે છે અને નવલકથા-નાટક જેવી કૃતિઓમાં પ્રગટ થતી એમની સર્જકતા આપણને આંજી દે છે. એમના વ્યક્તિત્વના વિવિધ નયનાકર્ષક રંગો આપણને પુલકિત કરે છે અને એની પાછળ પ્રકાશી રહેલો ભારતીય સંસ્કારોનો – ભારતીયતાનો ઉજ્જ્વલ ધવલ રંગ આપણને પ્રસન્ન કરે છે. લાગે છે કે મુનશીને એ મૂળ શ્વેત રંગ પ્રત્યે સાચો પ્રેમ છે.

મુનશીએ એમની કૃતિઓમાં વ્યક્તિસ્વાતંત્ર્યનું ગૌરવ કર્યું છે. રાષ્ટ્રની અખંડિતતા-એકતાનો-સમન્વયનો પ્રબોધ કર્યો છે અને માનવી અને માનવતાનો મહિમા કર્યો છે. ભાવનાત્મક અપૂર્વતાના અને મહત્ત્વાકાંક્ષાથી ઊભરાતા આ સર્જક, જીવનનાં પાછલાં વર્ષોમાં સર્જનક્ષેત્રે કૃષ્ણ તરફ વળ્યા એ ધર્મ-સંસ્કાર-સંસ્કૃતિના એમના મૂળ રંગ સાથે સમુચિત છે. ગુજરાતી ભાષા મુનશીની કલમે વધુ સુંદર બની અને એમના એકતાના દર્શનથી ગુજરાતી સાહિત્ય પુષ્ટ થયું.




₹ 300